# શીરીન મડમ.

## એક જુવાન પારસી સ્ત્રીની જીંદગીનો હેવાલ.

રચનાર—શીરીન મડમ પોતે.

આ રસીલું દાસ્તાન શીરીન મડમની કુમળી કલમથી લખેલું. ટુકડે ટુકડે, 'જામે જમશેદ'માં પ્રગટ થયું હતું તે નવેસરથી સુધારીને પુસ્તક આકારમાં બાહાર પાડયું છે.

પ્રગટ કરનાર—મીશીઅર્સ જાંહાંગીર અને સરાફ.

મુંબઇ, જામે જમશેદ સ્ટીમ પ્રેસ.

૧૮૯૦.

૪૨૧૨

# શીરીન મડમ.

## એક જુવાન પારસી સ્ત્રીની જીંદગીનો હેવાલ.

---

### મારી પેહલ વેહલી નિશાળ—મારૂં નામ શીરીન મડમ કેમ પડયું?—મારાં બપાઇજીનો બળાપો.

હું પેહેલ વેહેલી સાતમે વર્ષે નિશાળે બેઠી હતી. કોઇ દિવસ હું રડી અથવા તોફાન કરી નિશાળે ગઇ ન હતી. મને હિસાબનો અને વાંચણનો એકસરખો શોખ હતો. ધર્મની કેળવણી તરીકે કસતી કરવાનું મોહોડે બોલી જતાં હું શિખી હતી અને ચોપડીની મારફતે મારાં નેક બપાઇ મારીકુટીને અમને રાત દીસ ભણાવતાં હતાં. તે ઉપ્રાંત બીજી કોઇ પણ કીસમનો ધર્મબોધ મને મળ્યો ન હતો. હું માત્ર એટલુંજ જાણતી કે મારો પેગમ્બર "જરથોસ્ત" છે. પણ તેને લગતું બીજી કાંઇ પણ મને ખબર નહીં હતું. તે વેલાએ નિશાળને લાયકની ઇરાની તવારીખ લખાઇ ન હતી. જુદા જુદા ધર્મબોધો હાલમાં જે બાહેર પડયા છે

તેવું પણ મારા વહેમમાં કશું નહીં હતું. મારા પિતા રાહનુમાહયની સંફવાલા સુધારક હતા એટલે તેવણ તરફથી પણ અમુને કશી ધર્મની તાલીમ મલી નહીં હતી. તેવણના જણાવવા પ્રમાણે દસ્તુરો બધા લાલચુ, મોબેદો બધા લુચ્ચા, ધર્મને નામની ક્રિયાઓ બધા જુઠા વેહેમ અને અર્થ વગરનું ભણવું ગણવું એ સંધા મોતના પછાડા હતા. રાત અને દીસ એવી હવામાં, એવા વિચારોમાં અને એવાં ભાશાંણ વચ્ચે અમુને ઉધરવું પડયું હતું એટલે પછી ખુદરતી રીતેજ મારૂં ધક ધર્મ ઊપર લાગી શકયું નહીં. પણ મારી એક બીજી વડી બેહનને અજબ જેવી રીતે બાજ રોજગારના પછાડા લાગેલા હતા. જેમ હું નિશાળના પાઠ ભણવામાં મજાહ લેતી તેમ મારી તે વડી બેહન "ચોખ્ખાઇ પખઇમાં" "દરાનદમશેદ" માં અને બાજરોજગારમાં મોજ મેળવતી. વાંચનાર અજબ થશે કે રાહનુમાહયના એક સુધારકને ત્યાં એ સંધું કેમ બને—પણ હું ખાતરીથી કહુંછું કે મારાં નેક બપાઇ આગળ ભલા ધનેતરનું પણ નહીં ચાલતું હતું અને તેવણ પોતાની હઇઆતી સુધા સંધું અંણીથી તે પણી સુધીનું પોતે જાતે પવીત્રાઇ અને ચોખ્ખાઇ પખાઇથી કરતાં. મારી બીજી બેહેનો અવાર નવાર તેમને મદદ લાગતી. જેમ શિખવા ભણવાના મારા અસાધારન શોખથી હું મારા વાહલા પીતાજીની સર્વથી વધુ પ્યારી હતી તેમજ તેવણ તરફના અસાધારન પ્યારનું બીજું મુખ્ય કારણ એ હતું કે હું પણ તેવણના સરખા સુધરેલા વિચારો ધરાવી ધર્મને નામે પછાડાઓમાં પડતી નહીં હતી. પણ ધર્મ ધ્યાન

ઉપરની મારી એ બેદરકારીથી મારા વાહલાં માતાજી અને નેક બપાઇને મનસે હું તેમની અકારી થઈ પડી હતી. માતાજી તો મારા પીતાજી ખાતર મુંગે મોહોડે લઇ ચલાવતાં, પણ બપાઈ દરએક તકે મીનાં અને તાનાં મારવાને ચુકતાં નહીં. તેવણ જ્યારે મને જોતાં ત્યારે કારકુન, મુનશી અથવા માસ્તરનને નામે બોલાવતાં. આખાં ઘરમાં મારૂં નામજ પ્રથમ "માસ્તરન" પડી ગયું અને તેની સરૂઆત બપાઇથીજ થઈ હતી. તેવણ વારંવાર બોલતાં "ઓ વાય! શીરીનથી ઘરનું કામકાજ થાય? એ તો આપીસમાં મેહેતાગીરી કરવા જવાની છે અને એનો માટી ઘેરમાં રહીને એને રાંધી ખવાડશે. એ તો બાટલીવાળાને ત્યાંના કારકુનની જગો લેવાની છે. શીરીન તો મોટી માસ્તરન થઇ નિશાળ ભણાવાની છે." એ પ્રમાણે તેવણ રાત અને દીસ ઉઠતાં અને બેસતાં વગોવતાં. વલી કોઇ વાર જ્યારે હું તેમને ધીરજથી સમજ પાડતી કે જોવો, ઇગ્રેજોની મડમો ઊંચા પ્રકારની કેળવણીથી કેવી સુધરેલી રીતે સુખ સાથ પોતાનો સંસાર ચલાવી શકે છે. ત્યારે તેવણ ગરીબ બીચારી મડમોની સાત પેહેડીને ધોઇ નાખતાં હતાં. "અરે મડમ કોણ રાંડ? મુઇ મડમ. મુંવાની ચોખ્ખાઇ પાખાઇ બરે, રાંડોનું બધું અજીઠવતાર! શું ત્યારે તુંબી મડમ થવાની છે કે? મરે, આશાં દુ:ખ?" આટલી વાત ચીત પછી ઘેરમાં મારો એક ખેતાબ વધ્યો અને ઘરમાં મારી સઘળી બેહેનો, ભાઇઓ અને બપાઇ પોતે મને "મડમ" ને નામે બોલાવા લાગાં. હાલ મડમનાં નામ તલે જે હું લખુંછું તે નામ મેં પોતે લીધેલું નહીં, પણ

એ પ્રમાણે મારાં નેક બપાઈની તરફથી ટકોરમાં મને અપાયલું છે. પણ તેથી હું બીલકુલ ચીરડાતી ન હતી. તે બતલાવવા ખાતરજ હાલ મેં તે ખામખા મારાં નામ સાથ જોડયું છે.

ઊપલા હેવાલ ઉપરથી વાંચનાર જોઇ શકશે કે ઘેરનાં કશાં પણ કામકાજમાં હું આવતી નહીં હતી. મારે મનસે મારી નિશાળ ભલી, મારી ચોપડીઓ ભલી, સારા સારા પોશાગો ભલા અને સારૂં સારૂં સ્વાદીષ્ટ ખાવા પીવાનું ભલું હતું. ફરવા હરવાનો જો કે મને બહુ શોખ હતો, પણ અમારાં માતપીતાની દેખરેખ અને સાથ વગર અમુને એખલાં કેઠે પણ જવા દેવામાં આવતાં નહીં હતાં.

મારી નિશાળની કેળવણી માટે ઝાઝું જાણવા જોગ કશું નથી. મારી સેંકડો બેહેનો દરરોજ જે જે બાબદો શિખે છે તે બધી હું શિખી હતી. નિશાળની કેળવણીના સંબંધમાં અસાધારન માત્ર એટલુંજ હતું કે હું લગભગ સઘળા વર્ગમાં પેહેલું નંબર રાખતી હતી. ભૂગોળ અને તવારીખમાં મારૂં ધ્યાન ઘણું ચોકસ હતું. ગણીત તો મારા શોખની મુખ્ય બાબદજ હતી, અને હું નિશાળમાં માત્ર શિખતી એટલું નહી પણ નીચલા વર્ગોમાં ઘણીવાર શિખાડવા પણ જતી હતી. ભાત ભાતનાં ભરતકામમાં તો મારી મોજજ હતી. મારે હાથનાં મોર, તીતર, મેના ચકલી અને રંગ બેરંગી ફુલોના તકયા, ગલીચા અને આરસીઓનો તો કશો સુમારજ નહીં હતો. એવી કેળવણી સોલમાં વર્ષ સુધી મેં લીધી હતી. એ વેલાના મારા અભ્યાસ ઉપર મારી માસ્તરેનોજ નહીં, પણ "હેડ મીસટ્રેસ" પણ ખુરબાન હતાં. ઇનામના જાહેર

મેલાવડાઓમાં મેં નિબંધો વાંચ્યા હતા અને તે વેલાએ તમામ મેલાવડાએ તાલીઓના અવાજથી મને વધાવી હતી, જે જોઇ મારા બુઝર્ગ પણ સુધરેલા પીતાજીની આંખમાં હરખનાં આંસુ આવી ગયાં હતાં અને તેવણ વહાલી શીરીનની પીઠ પસવારી તેણીને સાબાશી આપતા હતા. મારી એ ફત્તેહમાં માત્ર એકજ જન દુ:ખી હતું અને તે મારાં અસલી વિચારના બુઝર્ગ બપાઇ હતાં. તેવણના વિચાર પ્રમાણે એ ફત્તેહ હવાઇ હતી અને તેવણ માત્ર એટલુંજ બોલતાં કે "આજે તમે ઘરડી બપાઇને હસોછો, મારૂં કહયું માનતાં નથી, પણ એક વાર હસતી રમતી સાસરે પધારો અને પછી જો તમુને બોરબોર આંસુ ટપકાવી બપાઇના બોલો યાદ કરવા નહીં પડે તો મારૂં નામ નહીં." વાંચનાર, તું એમ ધારશે કે મારી નિશાળની કેળવણીનું ઉપલું રંગીલું ચીત્ર માત્ર આપવડાઇને ખાતર મેં લખ્યું છે તો તેમાં તું જરૂર કરીને ભુલશે. એક વેલાની મારી એ ફત્તેહ ઘર સંસારી જરૂરની કેળવણી વગર બીજી વેલાની જીંદગીમાં કેવી નિષ્ફળ થઇ પડી. મારાં બપાઇના બોલોને યાદ કરવાનો વખ્ત આવતાં ઝાઝો વીલંબ લાગશે નહીં. સંસારની મુશકેલીઓમાં હું કેવી કચડાવા લાગી, મારાં અજ્ઞાનપણાની કેવી હસી અને ફજેતી થવા લાગી, કેવી હું ભરાઇ સંતાઇને ઝારઝાર રડી તે સર્વેનો જયાં સુધી હું પુરેપુરો હેવાલ લખી રહું નહીં ત્યાં સુધી મારી બેહેનીઓને મારી ઓજરખાઇ ભરેલી અરજ છે કે તેઓએ બનતાં સુધી મારે માટેનો કશો પણ અભીપરાય બાંધવો નહીં. ઇનામ અકરામની ફત્તેહ સાથ પંદરમું વર્ષ

બરોબર પસાર કીધા પછી મારી ભલી માસ્તરનો અને સંખ્યાબંધ સાથે શિખનારી સહીઓની દલગીરી વચ્ચે મેં મારી નિશાળ છોડી.

---

## પ્રકરણ—૨.

## ત્રણ વર્ષ બીજા—મારા ઘરમાં ઇંગ્રેજી કેળવણી—મારી સગાઇ.

બરાબર પંદર વર્ષ પૂરાં કીધાં પછી મેં મારી નિશાળ છોડી ત્યારે પછીના ત્રણ વર્ષ વેર માબાપને ઘરનું પૂરેપૂરૂં રાજ મેં ચલાવ્યું એમ મને લાગેછે. મારી વડી બેહેન એજ શાલમાં પરણીને વડોદરે ગઇ હતી. બીજી હું પોતેજ હતી. મારાથી ઊતરતી એક બેહેન "અદરાયલી" હતી તો-પણ તે બીજી નાની બે બેહેનો સાથ હજી નિશાળમાં જતી હતી. અમો બધી મલીને પાંચ બેહેનો હતી જેમને અમારા પિતાજી લછમીને નામે બોલાવતા અને માતાજીને મનથી એ પાંચ પથરાઓ "પેટે પડેલા" હતા. અમારામાંથી કોઇને પણ ઇંગ્રેજી ભાષાની કેળવણી મળેલી ન હતી. મારી બીજી બેહેનોને તે માટેની કશી કાળજી યા દરકાર ન હતી. હુંજ માત્ર આખા ઘરમાં એકલી એ ભાષા શિખવાને આતુર હતી. માતાજીથી તો મારી એ ઊમેદ પાર પડવાના કશી વકીજ ન હતી. મને એ ઉમેદમાં પાર પડવાને બે જણ ઉપર આશા હતી. પેહેલી મારા પ્રિય પિતાજી ઊપર અને બીજી મારા વાહાલા

ભાઇ ઉપર. જેટલી હું બાવાની વાહાલી તેટલીજ ભાઇની માનીતી હતી. મારા જમશીદને બધી બેહેનો વના ચાલતું પણ "શીલુ" વના એક ઘડી પણ ચાલતું નહી, જોકે હું કોઇ પણ રીતે તેના કામકાજમાં આવતી નહી હતી. મારી નાહની બેહેનો તેના દગલાના ઉખડી ગયલાં બટનો ટાંકી આપતી, ચા પાણીનો તૈયારી વડાં બેહેન કરતાં અને તેવણ પછી બીજાંઓથી થતી તોપણ બપાઇના શબ્દોમાં "શીરીન અતરંગ" અતરંગની અતરંગજ રહી અજબ જેવી રીતે ભાઇની માનીતી થઇ હતી. એ ભાઇ મારાથી વડા હતા અને તેવણ "મેડીકલ કાલેજ" માં અભ્યાસ ચલાવતા હતા. એક ગમથી તેવણને મેં ઊસકેરયા કે બાવાને સમજાવી મને ઇંગ્રેજી નિશાળમાં બેસાડવી. બીજી ગમથી તે માટે હું પિતાજીને રાત દીન કંટાળો આપવા લાગી. મારા સુધરેલા પિતાજી અમને ઇંગ્રેજી શિખાડવાની વિરૂદ્ધ ન હતા. ઈંગ્રેજી શિખાડવાની તેમની ઘણી ઇચ્છા હતી, પણ તેના યોગ્ય સાંધનોની ખુટ ખાતરજ તેવણે અમને એ ભાષાની કેળવણીથી બેનસીબ રાખી હતી. કેટલીક નિશાળોનું નામજ સાંભળતાં તેવણ મોહોંડું કુમલાવી કોઇવાર અનમનીઆ જણાતા તો કોઇવાર સામી મને ધંમકાવી ચૂપ કરી નાખતા. આ રીતના તેમના એ નિશાળો માટે વિચારો હતા. બીજી મડમોની નિશાળો તો ત્યાં અપાતા ખ્રિસ્તી ધર્મબોધોને લીધે તેમને પસંદ હતીજ નહીં. તે છતાં તેવણે પેહેલાં મારે લાયકની નિશાળ માટે તલાસ કરવાની કબુલાત આપી અને તેટલોવાર પોતેજ સવાર સાંજ મને પાઠ ભણાવવા લાગ્યા. વાહાલા

પિતાજી જેવા જયાં ઉસ્તાદ મળે ત્યાં બીજી નિશાળ અને બીજા શીક્ષકોની ગરજજ શું હોય? હું ઉમંગથી બે દિવસના પાઠ એક દિવસમાં તૈયાર કરવા લાગી, કેમકે મારે માટે આખા દિવસનું શિખવા ઉપ્રાંત બીજું કશું કામકાજ ન હતું. વળી મારા પિતાજી જાણુતા હતા કે મને સોળમું વર્ષ ચાલતું હતું અને જે ઘડીએ મારે ઉહાવ થયો તે ઘડીએ ઇંગ્રેજી ભાશાની મારી એ કેળવણી પડતી નખાવાની. આવા વિચારથી કદમ કદમનાં લાંબા "કોર્સ" થી શિખાડવાને બદલે તેવણે મારે માટે એ ભાષા શિખવાનો એક સેહેલ યાને પાદશાહી રસ્તો શોધી કાહાડયો હતો. જે રસ્તાની રૂહે કેળવણી લીધાથી ચોક્સ પાકો શિખ્યા પછી હું વાહાલા પિતાજી સાથ માત્ર છ માસમાંજ ભાગીટુતી "ગોટપીટ" કરવા લાગી. મારા પિતાજીના કેહેવા પ્રમાણે વર્ષ દાહડાનો મારો અભયાસ બીજા છોકરાઓ ચાર વર્ષે પણ ન કરી શકે એટલો હતો. જેમ કેટલાક પૂરૂષો ઘરમાં પોતાની મેલે "ફ્રેંચ" અને "જર્મન" ભાષાઓ શિખી શકે છે તેજ ધોરણ ઉપર મારા પિતાજીએ ઇંગ્રેજી ભાષાના પાઠો રચ્યા હતા અને તેમની મારફતે પિતાજીને ઓઓ કંટાળો આપયા વના હું મારો રસ્તો સડસડાટ લેતી હતી. આ પાઠો મારી બીજી બેહેનપણીઓના ફાયદા ખાતર એક પુસતકનાં આકારમાં છપાવવાને મેં મારા પિતાજીને બહુ સમજાવ્યા, પણ તેવણુને ગ્રંથકાર ગણાવાનો યા પ્રજાના શીક્ષક થવાનો જુવાંનીથીજ શોખ ન હોવાને લીધે તેવણે તેમ કરવાની ના પાડી. તેમને ખાનગી સંસારી જીંદગી, ઇજત, સુખ અને સાંતી સાથ ગુજારવાનો શોખ

હોવાથી તેવણ કદી પણ જાહેર જીંદગીના પછાડામાં પડતા નથી. પણ જો ઇશ્વર કરશે તો તેમની મદદ અને સલાહથી મારા બચરવાળ સંસાર મધેથી પરવાર મળતાં હું તે કદાચ છપાવી પ્રગટ કરીશ. પણ હાલમાં આ લખાંણો કરવાનું જે કામ મારા વાહાલા ધણીની સુચના ઊપરથી માથે લીધું છે તે મારા સરખી સંસારમાં રોકાયલી એક અદના બાનુ માટે એટલું બધું મુશકેલ છે કે તે કરતાં વધુ ફુરસદ હું મેળવી શકતી નથી. ધણીની સેવા, વાહાલાં ફરજંદોની ઘટતી બરદાસ્ત તથા માવજત, પેહલાંથી છેલ્લા સુધીનો ઘરનો કારોબાર, અને મુરબીને તોલનાં સાસુ સસરાની તાબેદારી ઉપર ધ્યાન આપ્યા પછીજ કોઇવાર ઊંઘ મધેથી એકાદ બે કલાક ચોરીનેજ મને આ લખાંણો કરવાં પડે છે તો કોઇવાર ફુરસદની જેબી બેચાર ઘડીઓ મળી કે તુરત હું તેમને એ પ્રમાણે ઊપયોગી કરૂંછું, પણ મારાં એ લખાંણને મારી હાલની સ્થીતિ સાથ કશો સંબંધ ન હોવાથી એટલા ખુલાસા માટે મારી બેહેનોની દરગુજર ચાહી હું મારી અસલ બાબદ ઊપર આવુંછું.

પિતાજીના હાથ તળે બીજા શીક્ષકની મદદ વગર હું મારો ઈંગ્રેજીનો અભ્યાસ આગળ વધારવા લાગી અને તે માટેની મારાં માનવંત બપાઇને ખબર થતાં તેવણ બોલવા લાગ્યાં કે "એ દુકતી તો તદન હાથથીજ ગઇ. બાપજ જ્યારે આગળ રહીને છકાવે ત્યારે નાદાંનનો શું વાંક કહડાય? પેલી આપરી માણકનો દાદાભાઇ શું થયોછ—મરે, મને તો બોલતાંબી નથી આવડતું—"પોફેસર બોફેસર" કહેછ તેમ રાંડ

એ દુકતીબી તેવણુની જગો લેઇ "પોફેસર" થવાની હશે. કમરમાંથી વાંકુ તો વળાતું નથી. માટલાંમાંથી હાથે પાણી કાહાડીને પીવાય નહીં. તેબી ઘરની ડોસી લેઇ જઇને પાય અને નહીં તો નાની બેહેનો ઊપર હોકમ ચાલે. ચાહાનુ એક પીયાલું જો ધોવા કહ્યું તો મમઇ બપઇનો જીવ નિકળી જાય, તરકારી સમારતી સુમારતી તો ડોસી થઇ, મહીનામાં એક વાર ધોબીનો વાગો જોવો પડે તો કહે કે મને લેસન કરવાનું છે. પોતાના સદરા માથુબાંનાનાં પોતે નામ નહી જોઇ લે તો બીજું કોણુ કરવા આવે? મને એ દુકતીનું કશું સમજ પડતું નથી. એને જોવુંછું એટલે મને બળાપો થાય છે. ખોદા, એનું શું થશે? કોઇ ગરીબ ઘેર જશે તો માટી માથું પકડીને રડશે. સાસુ સસરાનું તો પાકવીને પલેકાર કરશે. બાપપરથી મરૂં પણુ તેજ "માવજી બોઇ" આગળ રહીને છકાવે છે ત્યારેજ દુકતીનાં એટલાં બધા પર વીખરે છે કેની? બાઇનો પેહેરવાસ જોશો તો જાણે "બાપ-લાખ ચાલીસની," ચેંચી જોશો તો સો મુલકની, કામકાજમાં તો ધોબીનો ભાઇ ભમરડો! ઊજમારી તો એવી કે સાત સાત વાગા વેર બીબીજાઇથી બીછાંણેથી ઊઠાય નહીં, ભણુવા ગણુવા ઊપર પાણી ફ્રેરેલું તો ખોદાબી એને સારી સમજ કયાંથી આપે? બધી વાતની બાવાએ કેળવીને કણુ તો કીધી છે. પણુ કોઇ લક્ષાપતી દાદીશેઠને ત્યાં જશે તો ભલેભલું, નહીં તો એ દુકતી રવડી મરશે." આ મુજબના મારાં બપાઇના રોદરા ચાલુ અને ચાલુજ હતા, તે મારે મનથી ઝેર જેવા કડવા અને નાપસંદ હતા. બપાઇનું બોલવું જરાબી

મને પસંદ આવતુ નહીં. તેવણુ પાસ ઝાઝું જવાનું પણુ મેં છોડી દીધું અને મન સાથ સમજવા લાગી કે બપાઇ ઘરડાં થયાં છે અને સાથે ઘેલાં પણુ થયાં છે. તેમના બોલવાની કશી પણુ દરકાર વગર ત્રણુ વર્ષમાં તો મેં મારો અભ્યાસ બહુજ વધારી દીધો. વળી પિતાજી સાથ જાહેર બાગોમાં, સભાઓમાં, નાટકોમાં, જળસાઓમાં, અને તમાશાઓમાં છુટથી જવા આવવા લાગી. અલબતા પિતાજીના સાથ વગર મારાથી એકલું જવાતું ન હતું. મારી બેહેનોએ નિશાળ છોડતાં પગ મધેનાં બુટ કાહાડી નાખ્યા હતાં, પણુ પિતાજીને સમજાવી મેંજ એકલીએ તે ચાલુ રાખ્યાં. "બુટ" વગરનું જીવતરજ બળ્યું એમ હું સમજતી હતી. બાપીકે ઘરનું આવું સુખ, આવી હાકમી, આવી મોજ, લાંબો વખ્ત વેર ટકી નહી. મારાં અઢારમાં વર્ષની સરૂઆતમાં એક ઘણાજ આબરૂદાર ખાનદાંનના મધ્યમ સ્થીતીના નબીરા તરફથી મારા હાથનું માગું આવ્યું. પાંચ પાંચ દુકતીઓ માંથે પડેલી અને તે મધેની માત્ર બેજ ગોઠવાયલી હતી, એટલે મારા માતપિતાને અમો માટે રાત દિસની કૂદરતી ઇંતેજારી તો હતીજ. ધારા પ્રમાણે અરસપરસની લાયકી, આબરૂ, ગુણદોષ, માટે પૂછપરછ ચાલી અને અમોને તે ગૃહસ્થની લાયકી માટે પૂરતી ખાતરી મલી. પણુ હમણાં મને અજબ લાગે છે કે તે ગ્રહસ્થે મને કયા ગુણને ખાતર પસંદ રાખી હશે! અરે, અરે, અરે, કેટલા બધા મરદો બાનુઓના બાહેરના દેખાવ, ચામડીના રંગ, અને પોશાગના પોકળ સણગાર ઊપરથી જન્મ સુધીની

ભાગીયન શોધવામાં ફરી પડતા હશે. આજે મારા ખાવીંદ મને કહે છે કે તેવણે માત્ર મારાં માત પિતાની લાયકી ગમ જોયું હતું અને મારી શીક્ષકણોથી મારા અભ્યાસ અને નિશાળની વર્તણુકની ખબર મેળવી તેવણે મને પસંદ રાખી હતી. સંસારી જીંદગીને માટે અગત્યના બીજા ગુણોનો તેમને બીલકુલ ખ્યાલ પણ ન હતો. તેજ પ્રમાણે મારી નાહાનીયતમાં મેં પણ તેમને પસંદ રાખ્યા તે એટલાજ ઉપરથી કે તેવણ આંનદાંની માણસ હતા, અને થોડુંકના વૈદાંની પરીક્ષામાં પસાર થયલા હોવા છતાં તેવણે સારી ઘરાકી મેળવી હતી. આવો એક ખાવીંદ મેળવવામાં હું ફતેહ પામી, અને લગ્નની ગમે એટલી કુદરતી ઊલટ અને ખુશાલી છતાં જેમ જેમ તમામ એશઆરાંમનું બાપીકું ઘર સદાનું છોડી જવાનો સમય નજદીક આવતો ગયો તેમ તેમ શીરીન મડમના પેટમાં એક જાતની ગેબી ચીંતા થવા લાગી.

---

## પ્રકરણ—૩.

### વધુ કાવાદાવા—નનામી ચિઠ્ઠીઓ—શીરીન મડમને ખહી અને હિસ્તરિયા.

મારી પરવારતી બેહેનીઓની કાગનો વાઘ કરવાની ટેવ અને ગપાતના ગોળા ફેંકવાની ટેવ માટે હું લંબાણથી ગપ લખા બેલીછુ. પણ મારે કબુલ કરવું જોઇયે, કે તેમની એ કફોડી ટેવમાં તેમની અંદરખાંનેનો કાંઇ પણ દુષ્ટ નિષ્ટ હોતી

નથી. પોતાની અભણ હાલતમાં, આસપાસની દુનિયા અને તેના બનાવો અજ્ઞાનપણાને લીધે વાતચીત કરવાજોગ તેઓ પાસે કાંઇ પણ અગતની બાબદો હોતી નથી. વળી ઇશ્વરે સર્વ કરતાં વધુ લાંબી જબાંતો અમનેજ આપેલી છે. અબળાઓની જીભળીની જગે જગ વખાંણ થાય છે. નામાંકિત શેક્સપિયર પણ અબળાઓની જીભળીની ખાસ સ્તુતિ ગાય છે. એવાં એક કિંમતી અને જોરેમંદ હથિયારનો ખરો ઉપયોગ કરતાં મારી બેહેનીઓને બિલકુલ આવડતું નથી, એટલે પછી તેઓ તક મળતાં કોઇનું પણ ખરેખર બુરૂ ઇચ્છયા વિના માત્ર સરસતી ચલાવવાની મોજને,—એ ઘડીની ગમતને —ખાતર પારકાઓનું બુરૂં બોલે છે. એક કઢંગી ટેવને લીધે મારી બેહેનો કશાં કપટ અને ખાંનગી વેર વિના વારંવાર નિંદાખોર ઠરે છે, પણ તેમને ખબર નથી કે એ રીતની બોલાઇમાં ચલાવેલી તેમના તરફની નિંદા કેટલાંબધાં નિર્દોષ ભાઇબંધોને દુ:ખી કરે છે. જો તેઓ જાણતી હોય કે તેમનાં મ્હોં મધેથી નિકળેલો ગમે એવો નજીવો પણ શબ્દ મ્હોડે જતાં વધુ સખત થાય છે અને તે પ્રમાણે જૂદે જૂદે મ્હોડે ફેલાતાં તે એકજ આડો શબ્દ છેલ્લે સરવાળે એક મોટી નિંદા અથવા બદગોઇનું રૂપ ધારણ કરે છે, અને આવું રૂપ ધારણ કીધા પછી કુટુંબમાં કલેશનું બી રોપાય છે, સગપણમાં ખલલ પડે છે, અને સહીમીતીઓમાં વગર કારણે કંકાસ વધે છે તો કાં નહીં મારી સમજુ બેહેનો પોતપોતીકા જીવ સાથ એવો નિયમ રાખે કે બનતાં સુધી તેઓએ કોઇને માટે પણ આડો શબ્દ કાઢવોજ નહીં? ઘણીવાર મારી કેટલીક

બેહેનીઓને હું સતી થતી જોઉંછું કે શું તેઓએ કીધેલી બદગોઇ ખરી નથી? અત્રે મારે એવી બેહેનીઓને જણાવવું જોઇયે કે એક કમનસીબ અપંગને આંધળો કહેવો તે જો-કે ખરૂં છે, તોપણ તેમાં સભ્યતા નથી. જ્યારે કસુર વગરનું ઇનસાંન નથી ત્યારે આપણી બેહેની તરફની કોઇક કસુરો ખરેખરીબી હોય તોપણ તેને ચકલે ચકલે, મોહોલે મોહોલે, અને પાંથરણે પાંથરણે ફેલાવવી એના સરખી હલકાઇ બીજી કોઇબી નથી. આપણે પોતેબી કસુરો ભરેલાં છીયે અને તે કસુરો માટે આપણા કિરતારથી માંફી મેળવવાની આપણને જો ખરેખર ઊમેદ હોય તો આપણે આપણી તરફ કસુર કરનારી બેહેનીઓને પણ મોટાં દિલથી માંફી બક્ષવી જોઇયે. ખાંનગી અદાવત, કીનાકેશો અને કપટ વગર મારી સેંહેંકડો બેહેનીઓ રાતદિસ જે કિસમની તારી મારી ચલાવે છે તેમને માટે એટલું બોલ્યા પછી હવે હું વધુ ઉડાં પાંણીમાં ફરનારી મારી બેહેનીઓનાં વર્ણન ઉપર આવુંછું કે જેઓ પોતાનાં નુકસાંન અથવા વેરને ખાતર લોકોની તદન જુઠી નિંદા ચલાવે છે. જેમ ઉપર મૂજબની નિર્દોષ નિંદાની હું ભોગ થઇ પડી હતી તેમજ પાછલી કિસમની વધુ કાતેલ નિંદાઓ મધેથી પણ હું બંચી નહી હતી. હું અદરાઇ. અરસપરસ રૂપિયા પેહરાવ્યા અને ત્યાર• પછી મારા બુઝર્ગ સસરાજી, ગાય જેવાં ગરીબ સાસુજી, અને વાહાલા ભર્થાર ઉપર નનામાં કાગજોની રેલારેલ આવવા લાગી. પ્રથમ આઠ આઠ દિવસે, ત્યાર પછી અઠવાડિયાંમાં બે વાર અને ત્યાર પછી તો દર-રોજ તદન જૂદા જૂદા અક્ષરોથી લખાયલી ચિઠ્ઠીઓના ઢગ

થવા લાગ્યા. વાંચનાર પૂછશે કે તેમાં શું લખેલું હતું ? હું ચાહુ છું કે અત્રે તે સઘળી ચિઠ્ઠીઓ એમની એમ સીલસીલાબંધ રજુ કરૂં, પણ મારા ભર્થારની તેમજ મુરબ્બીને તોલના સાસુ સસરાની તેવી મરજી નહી હોવાથી હું તેમ કરી શકતી નથી. દેખઇતી રીતે તે ચિઠ્ઠીઓના અક્ષર બાનુઓના હાથના જેવાજ હતા. તેમનો સાંમટો ભાવાર્થ એટલોજ હતો કે "તમારી વહુ જન્મથી દર્દી છે. તેને એવો તો સખ્ત હિસ્તરિયા થાય છે કે ગમે એટલાં માણસોથી ધરેલી ધરાઇ શકાતી નથી. વલી વારંવાર બે ત્રણ દિવસવેર ખોરાક પાણી વગર તે બિચારી બેભાંન હાલતમાં પડી રહે છે. તેણીની છાતી તદન ખરાબ થઇ ગઇ છે, દાબી તરફનું ફેફસું તો તદનજ ખવાઇ ગયું છે. તેણીનો ખહી ઘણો વધી ગયો છે અને ભાગ્યે તે બિચારી તમારા ઘેરમાં લગ્નની છમસી યા વરસી પણ કાઢે." કોઇ તો વળી એટલી બધી મેહેરબાન થતી કે વૈદની ગરજ સારી આગમજથી ઘેરમાં વહુજીને સારૂં વિલાયતથી "કોડલીવર ઓઇલ" "પેનક્રેટીક ઇમલશન," અને "હાઇપોફોસફેટનું સીરપ" મંગાવી રાખવાની ભલાંમણ કરતી હતી. કોઇ "મેથેરાંન" અથવા "માહબ્લેશ્વર"માં વહુજીને સારૂં બંગલો ખરીદી રાખવાની એલતેમાસ કરતી. કોઇ પૂછાવતું કે વહુને કેટલા દહાડા વાપરશો ? મારા ધણી જાતે વૈદ પઝ્યા એટલે તેવણ ઉપરની ચિઠ્ઠીમાં કોઇવાર જણાવવામાં આવતું કે, "એક દર્દી મોહોરદાર લાવ્યાથી તે બિચારી ઊપર ઘેરમાંને ઘેરમાં મનભાવતા અખ્ખરાં કરવાની તમને ખુબ મજાહ પડશે." કોઇ તેવણ ઊપર લ્યાનત નાંખી સાફ લખતું કે "ભત પડી તમારી કેળ-

વણીને કે સસરાના પૈસાને ખાતર એક દુખી દર્દી બાયડીને તમે કબૂલ રાખી." લાગત છ માસ વેર એ પ્રમાણેના નાલેશી ભરેલાં નનામાં પત્રોનો મારો ચાલુ રહ્યો, જે અરસામાં મારા ભર્થાર આઠ દિવસમાં એકવાર મારી મુલાકાતે આવતા હતા તોપણ તેવણે મને તે મારે એક હરફ પણ જણાવ્યો નહી. પણ સાધારણ વાતચીતમાં તેવણે મારે ત્યાંના બુઝર્ગ પારસી ડાકટરનું નામ પૂછી લીધું, જેઓ મારાં કુટુંબમાં મારી સર્વેથી વડી બેહેનનાં જન્મથી દવાદારૂ કરતા હતા. ભોગચોઘડીએ એજ ડાકટર મારા ભર્થારની પણ પિછાણવાળો નિકળ્યો. લાગલા તેઓ તે વૈદની મુલાકાતે ગયા અને મારે માટે આવેલી નનામી ચિઠ્ઠીઓ મધેની માત્ર એકાદ બેજ તેમને બતલાવીને મારી તંદરેસ્તી માટેની ખરી હકીકત જાણવા માંગી. બુઝર્ગ ડાકટર તુરત હસી પડયા. તેવણ બોલયા "શું આપણા લોકબી છે. ખહી શું અને હિસ્તીરિયા શું ? હું તો કશુ જાણતોબી નથી. કોઇ દિવસે એ છોકરીને માત્ર સાધારણ ઠાંસો થયલોબી હું જાણતો નથી. નજદીક પચીસ વર્ષ થયાં હું તેવણને ત્યાં સર્વેની દવાદારૂ કરૂંછું, પણ મને યાદ નથી કે છેલ્લી દવા મેં એ બાઇને માટે ક્યારે લખી આપી હતી. સબુર, સબુર, રાંણીનો સપર પેહેલો છોકરો ડયુક ઓવ એડીનબરો મુંબઇમાં આવ્યો ત્યારે એ બાઇને સેહેજ વધુ તાવ આવતી હતી ત્યાર પછી મેં કોઇબી દિવસે તેણીની માંદગી વિષે સાંભળ્યું નથી. જાવો, મારા ભાઇ, કશીબી ચિંતા ના કરો. એવાં નનામાં ચિંઠડાંને તમો જેવા સમજુ ગ્રહસ્થે વજનજ નહી આપવું જોઇયે. એ કાગજ ઊપરના અક્ષર

થોડા ઘણા મારાં ધ્યાનમાં આવેછે. માટે જો તમે તે મધેનુ એકજ અતરે મૂકી જશો તો કદાચ હું તમને તેજ લખનારને પકડી આપીશ, પણ તમારે મને એટલી કબૂલાત આપવી કે તે માણસ પકડાયા પછી તેના ઊપર તમારે કાંઇ પણ જાહેરમાં પગલાં લેવાં નહી. એવા હીચકારા હુમલા કરનારાઓ પોતેજ જાંણે કે અમો પકડાઇ આવ્યા છીયે એટલીજ સજા તેમને માટે બસ છે.” આટલી ગોફ્તેગો પછી મારા ધણીએ ડાકટર સાહેબનો ઉપકાર માની ત્યાંથી રૂખશદ લીધી અને સઘળાં નનામાં પત્રો સાથ આપણા લાયકીવાળા પોસ્ટ માસ્ટર જનરલ પાસ ગયા અને તેમને સઘળી બાબદથી વાકેફ કરી તેમની પાસે ખરા ગુનેગારો પકડી આપવાની મદદ માંગી. પોસ્ટ માસ્ટર જનરલ ભલા ખવાસના ખરાજ એક મીઆં માણસ હતા. તેવણે જોઇતી મદદ આપવાની વગર આનાંકાંનીએ કબૂલાત આપી અને પછી નનામાં પત્રો તરફની ઇંગ્રેજો તરફના ખરા તિરસ્કારની લંબાણથી સમજ આપી. તેવણ બોલ્યા, “અમો ઇંગ્રેજોને જુઠ્ઠાનો મોટો ધિક્કાર છે. એક ઇંગ્રેજ સર્વે અપમાંન સાંખી શકશે, પણ તે કદીબી પોતાને જુઠો કહેવા દેશે નહી. નનામાં પત્રો તે કાંઇજ નહી પણ એક જાતનું જુઠુંજ છે. અમો કબી પણ ગમે એવુંબી નનામું પત્ર વાંચવાની તસ્દી લેતા નથી સર્વે કાગજ પત્ર ઉખેડતાં પ્રથમ અમો તે ઊપરની સહી જોઇયે છીયે અને જે પત્ર ઉપર સહી હોતી નથી તે વાંચવા ઉપર વખ્ત ગુમાવાને બદલે લાગલું અમો ફાડીને કચરાની ટોપલીને સ્વાધીન કરીયે છીયે. જેથી લખનારની મતલબ સરતી નથી, આપણે નાહેકના દુઃખી

થતા નથી, અને કોઇબી જાતની પંચાત આગળ વધતી નથી. તમે આ પત્રો ઉપરથી ડાકટર પાસ તલાસ કરવા ગયા, અને અત્રે તસ્દી લીધી તે જોઇ મને અજાયબી લાગે છે. પણ એવાં કામ ઉપર વખ્ત ગુમાવાનું હું દરૂસ્ત વિચારતો નથી. જેઓ પરવારતા હોય તેઓજ એવા હલકા રસ્તા ઉપર પોતાનો વખ્ત ગુમાવી શકે, પણ તેમને ખાતર આપણો અમૂલ્ય વખ્ત ગુમાવવો અમો ઇંગ્રેજો નામુનાસેબ વિચારીયે છીયે. તોપણ જ્યારે તમારી મરજીજ છે કે એ માટે તલાસ કરવી તો હું મારા હાથ તળેનાં સઘળા "ડીપાર્ટમેન્ટ"નાં માણસોને એકઠી ચિઠ્ઠી વેહેંચી આપી હુકમ કરૂંછું કે તે માટે તજવીજ રાખવી." આ ભલા ઇંગ્રેજનો ઉપકાર માની મારા ભર્થાર હસ્તા હસ્તા પોતીકે ઘેર પધાર્યા અને તેમનાં માત પિતાની મારી તંદરેસ્તી માટેની ઇંતેજારી શાંત કીધી. ભાગ્યે એક પખવાડિયું ગયું તેટલાં પેલા ભલા ડાકટર સાહેબે પોતાને ત્યાંથી એક ચિઠ્ઠી મારા ભર્થાર ઉપર મોકલી આપી, જેની નિચેથી સહી તેમણે ફાડી લીધેલી હતી. આ ચિઠ્ઠીને ઊપલી નનામી ચિઠ્ઠીઓ સાથ સરખાવતાં હર્ફે, હર્ફ બોલે બોલ, લીટીએ લીટીઓ, તેને મળતી આવતી હતી. તેમનાં કાગજ પણ "વોટર માર્ક" તપાસતાં એકજ બનાવટનાં અને એકજ મેકરનાં હતાં. સાહી બન્નેની ઝાંખી જાંબુરી હતી. કાગજ વાળવાની અને બીડવાની ઢપ એકસરખીજ પણ સાધારણ રીતથી ઊલટી હતી. મારા બુઝોર્ગ સસરાએ "મેગનીફાઇંગ ગ્લાસ" કાઢી બન્ને ઊપરના અક્ષરોની વળાણે વળણ તપાસી અને સર્વેની ખાતરી થઇ કે તેઓ વચ્ચે કાંઇ પણ શક રહે

એવો ફરક નહી હતો. મારા ભર્થારે સાંજો સાંજ જઇ ડાકટર પાસ પેલી ફાડી લીધેલી સહી મેળવી અને વાંચતાના વારમાં તેઓ લગભગ બેહોશ થઇ ગયા, કેમકે તે નામ તેમની વાહાલી, માનીતી, એકજ લોહીની, સર્વેથી નજદીકની, સર્વેથી અતલગની ફુઇની દિકરીનુંજ હતું. પોસ્ટ માસ્ટર જનરલ તરફથી પણ એજ પુરાવો વધુ મકમ થયો. મારા સસરા જેટલા નનામાં પત્રોથી દુઃખી થયા નહી હતા તેટલા પોતીકી માય જની બેહેન અને તેણીની દિકરીના એ કાવાદાવાથી વધુ દુઃખી થયા. વાંચનાર પૂછશે કે પોતીકાં ફુઇ અને તેમની બેટીના એ કર્તુકનો સબબ શું? ખરેખર સબબ વગર તો એવા કાવાદાવા થઇ શકેજ નહી. તે સબબ એટલોજ કે મારા જુના વિચારના સસરાએ પોતીકાં બેહેનની તચાક, ઇત્તર અને ઉડાઉ બેટીને પોતાની વહુ કરવાને સાફ ના પાડયું હતું. તેમને ત્યાંના સંસારી ધંગધરા મારા વાહાલા ભર્થારને પણ ના પસંદ હતા, જોકે તેમને હાથમાં લેવાના પછાડા મારવામાં ફુઇ ફુવાએ કાંઇ પણ કરવામાં બાકી રાખ્યું ન હતુ. મારાં બાપીકે ઘેરના જે જે સુધારાઓ માટે લોકોએ કાગનો વાઘ કરી મેલ્યો હતો તે સઘળું બોલે બોલ મારા ભર્થારના ફુઇ ફુવાને ત્યાં ખરૂં હતું અને નજદીકની સગાઇને લીધે મારા સસરાના ઘેરમાં તે સઘળું આશકાર હતું. જાણી જોઇને કોઇ હાથે કરીને તો એવી તોક ઘેરમાં ઘાલે નહી. જુના વિચારના મારા સસરાની બોહોંસ આગળ જ્યારે નહીજ વળ્યું અને એક શિખેલો, આબરૂદાર તથા કમાઉ જમાઇ નહી મળ્યો તેની નાસીપાસીમાં તેઓને નનામાં પત્રોનો રસ્તો પકડવો

પડયો, પણ જયારે તેઓ ઉપર મારા બુઝોર્ગ અને લાયકી-વાળા સસરાએ સઘળાં નનામાં પત્રો બીડીને પાછાં મોકલી આપ્યાં તયારે તેઓ કેવા ગભરાટમાં પડ્યાં હશે, અંતઃકરણ તેમને કેવું ડંખયું હશે, શરમથી કેવાં ઝંખવાનાં પડ્યાં હશે તેનો વિચાર શીરીન મડમ પોતાની પ્રિય વાંચનારી બેહેની-ઓનોજ સોંપે છે.

---

## પ્રકરણ—૫.

## ફુઇનો કારભારી પાહાલી—પાહાલીનું પાદેફ-રાક—બેહેનો, નોકરો ઉપર ખાંનગી વીશ્વાસ મુકતાં સંભાળજો.

મને ખરાબ જાતનો ખહી અને જોરેમંદ “હિસ્ટરિયા” થાય છે એવા “બળતાં પેટ” મધેથી કાઢેલા “ગપાતાના ગો-ળાઓ”થી મારાં નેક સાસુ સસરાં અને વાહાલા ખાવિંદને કેવી રીતે નનાંમી ચિઠ્ઠીઓથી ભડકાવવામાં આવ્યાં હતાં તે તો વાંચનારી બેહેનીઓ જાણેછે. વળી તે નનાંમી ચિઠ્ઠીઓના લખનારાં બાપને તોળના ફુવન સાસુ અને તેમની ભણેલી બેટી કેવી રીતે પકડાઇ આવ્યાં હતાં તે પણ હું જણાવી ગઇ-છું. છેલ્લે મારા બુઝોર્ગ સસરાએ તે સઘળી ચિઠ્ઠીઓ પોતાનાં સીલ સાથ બીડીને પોતાની માયજણી બેહેનના ખાવિંદ ઉપર મોકલી આપી હતી તેટલું જણાવી હું થોભી હતી. આ કાગજો મોકલી આપતી વેળાએ મારા દુરઅંદેશ સસરાએ

પોતીકા ઘેરમાં સર્વેને ખંતીખતીને તાકીદ કીધી હતી કે હવે એ વાત સર્વે કોઇએ ભોંયમાં દાબી નાખવી અને તે વિષે કશી પણ વધુ ચકચાર ઘેરમાં પણ કરવી નહી. ઘેરની ફજેતી બાહાર જાય અને ગામમાં પોતાની માયજની બેહેનની લોક પરલોકમાં હસી થાય તે અસલી વિચારના અને ખરા અસીલ સ્વભાવના મારા સસરાને પસંદ નહી હતું. મારાં સાસરામાં એ વાતની સઘળી માહેતગારી માત્ર ત્રણુજ જણાઓને હતી. મારાં સાસુ સસરાં અને વાહાલા ભર્થાર સિવાય નનામી ચિઠ્ઠીઓની હસ્તી વિષે બીજાં કોઇનેબી કશી ખબર નહી હતી. મારી બન્ને નણંદોતો બાહારગામ પરણી ગયલી હતી અને તેથી તેમની જાણે બલા કે તેમનાં બાપીકા ઘરમાં શું થાય છે. મારી દેરાં જેહાંનીઓ જો કે સાસરેજ હતી, તોપણ જ્યાં સુધી તેમના ભર્થારોને પણ તે ચિઠ્ઠીઓથી અજાંણા રાખવામાં આવ્યા હતા ત્યાં સુધી તેઓ પણ અંજાંણીજ હતી. પોતીકાં અતલગનાં બેહેન તરફની આવી નાદાનિયત ભરેલી નાલેશીને દાબી દેવા ખાતર મારા સસરા એટલેવેર ખંતી હતા કે તેઓએ મારા વાહાલા ભર્થારને પણ તે માટે સખ્ત મના કીધા હતા કે તે માટેનો એક બોલ પણ તેઓએ મને પોતાને અથવા મારાં માતપિતાને જણાવવો નહી, કેમકે તેથી નાહેકના અમારાં દિલ કચવાય અને નવી સગાઇમાં પેહેલે ઘરથીજ ફુવનસાસુનાં ઘેર સાથ અમારાં આખાં કુટંબને વેર પડે. મારાં ભલાં સાસરાં તરફથી એ નાલેશી દાબી દેવા ખાતર આટલી બધી સંભાળ લેવાઇ હતી. પણ પાપનો ઘડો જ્યારે માથાં સુધી ભરાવા માંડેછે ત્યારે તે પોતાની મેળેજ

કેવી રીતે ફુટે છે તે જો મારી બેહેનીઓએ જાણવું હોય તો જરા ધીરજ રાખી આગળ ચાલવું. મારા ખાવિંદ વારંવાર બોલેછે કે નાદાંન માણસોનાં ખરા શત્રુ તેમની પોતાની નાદાનીજ હોય છે અને ગમે એવા હડહડતા શત્રુઓથી ગાંમમા જેટલી આપણી રૂસવાઈ અને ફજેતી થઇ શકતી નથી તેટલી આપણી પોતાની રૂશવાઇ અને ફજેતી આપણે પોતાને હાથેજ આપણી નાદાંનીથી કરીયે છીયે. સંસારી વિવેકનું આ સિદ્ધાંત મારી બેહેનીઓએ પોતીકાં હૈયાંમાં કોતરી રાખવા જોગછે.

મારા સસરાએ પોતીકા બનેવી ઉપર સઘળી નનામી ચિઠ્ઠીઓ મોકલી આપ્યા પછી તેઓએ તે કેબેડી જોતાં તુરત પોતાની મોહોરદાર અને બેટીના અક્ષરો પારખ્યા અને જેમ જેમ તેઓએ તે વાંચવા માંડી તેમ તેમ તેમની અજાયબી, ક્રોધ અને ધિક્કારનો પાર રહ્યો નહી. તેઓ જાતેજ પાજી સ્વભાવના હતા અને આ ચિઠ્ઠીઓએ ગોયા તેમના મીજાજની બળતી ભઠ્ઠીમાં નવું બળતન પૂર્યું હતું. તેઓ સુધારાના સાથી અને સ્ત્રી કેળવણીના મોટા હિમાયતી હતા. હાલમાં પારસણ બાનુઓથી સુધારાને બાહાંને જેટલી જાતની ઘટતી અને અનઘટતી છુટ લેવાય છે તે સઘળી છુટ તેઓએ પોતાને ત્યાં બાનુઓને આપેલી હતી. તેમની બેટીઓ પારકા મરદોમાં છુટથી ભેળાતી, છુટથી તેઓ સાથે ઘેરના માટીડા વગર બાહેર ફરવા હરવા જતી, અને છુટથી મનભાવતો પત્ર વેહેવાર પણ પારકા મરદો સાથ ચલાવતી હતી. મારા ભલા પણ ભોલા ફુવાસસરાનો સુધારો એવી કિસમનો હતો અને તેથી મારા અસલી વિચારના સસરા પૂરેપૂરા વાકેફ હોવાને લીધેજ તેઓએ

તેમની બેટીને પોતાની વહુ કરવાને ખુલ્લેખુલ્લું ના પાડયું હતુ. પોતાનાં ધણિયાણી અને બેટીઓને સઘળી રીતની મનભાવતી છુટ આપ્યા પછી તેઓએ લખવા વાંચવાની પોતાની ઉત્તમ કેળવણીનો આવો નિચ ઉપ્યોગ કીધો તે જોઇ મારા ભોલા ફુવાસસરાને બહુ દુઃખ લાગ્યું. પેહેલાં તેઓએ પોતાનાં વીશ્વાસુ અને વાહાલાં ધણિયાણીને એકલાં બોલાવી પૂછ્યું કે "આ શું તમારે નામની મોહોકાંણ? હાથે કરી તમો રાંડીઆંઓ બાપદાદાના નાંમને હીનું લગાડી અમો માટીડાઓને નિચું જોવડાવોછો. તમે લોકોને મેં સુધરેલા દેશની બાનુઓની પંકતીએ ચઢાવવા ખાતર સઘળી વાતની છુટ આપી અને કેળીવીને કણ કીધી તે શું આવી રૂસવાઇઓને જન્મ આપવા ખાતર? હવે હું મારા બુઝોર્ગ, અસરાફ, લાયકીવાલા મુરબ્બીને તોલના તારા ભાઇને કેમ મ્હોડું દેખાડી શકીશ? તમો રાંડીઆંઓને લીધે અમો સાલા બનેવીની વર્ષો સૂધીની એક બીજા તરફની લાયકી અને મોહોબતમાં શું હવે ધુલ નહી પડશે? શું આપણી બેટીઓ હમેશ સૂધી માથે પડી રહેવાની હતી કે તારા ભાઇએ તેમનો હાથ ઝાલવાને ના પાડયું એટલા ખાતર તમને એવો નિચ રસ્તો પકડવો પડયો? જાઓ કાળું કરો, મારાં મ્હો સાંમેથી; તમો મા દિકરીનું મ્હોડું જોવાને પણ હું ખુશી નથી."

આ ભાષાણથી ફુઇને બરડે પાણી ઊતર્યું, તેમનું મ્હોડુ તમામ ઉતરી ગયું. તેમના ડાઘેલ અંતઃકરણે તુરત તેમના હમેશના રોશણ મૂખડાને ઘુવડ જેવો બનાવી ગુવાહી પૂરી. પ્રથમ તેઓએ ધણીનાં મૂખ ઉપર સતાં થવાની કોશિસ કીધી,

પણુ એક પાજી ખવાસના ખાવિંદ સાંમે તેઓથી ટકી શકાયું નહી અને સાંમા વધુ હીણપસ્તી સાથ તેઓ ધણીના ઓરડા મધેથી પોતાની બેટી પાસ આવ્યાં. તેમનો ચેહેરો રડેલો બળેલો હતો. મ્હોડાનાં થોબરાનો કશો સુમાર નહી હતો. તેઓએ આવતાંના વારમાં પોતાના "પ્રાઇવેટ સેક્રેટરી," ઘેરના વડા કારભારી અને સદાના વિશ્વાસુ નોકર પાલીને શેસ ભરવા માંડી. "મુવોરે પાલી. ભસતે ગીયોરે. અરે એનું સત્યાનાસ થાય રે. મુવાએ બધો ભાંગરો ફોડી નાખ્યો. હું આગળથીજ જાણુતી હતી કે ગમે તે પણુ નિચ માણુસ, તેને સઘળા ભરમો નહી જણાવી દેવા જોઇએ. મુવા નોકરોને નિમખહરાંમ થતાં કશો વીલમ લાગે નહી. પણુ મુઇ હુંજ નભરવસ રહી, મારૂંજ ધક ચરી ગયું અને મુવા એ બદાંમના નોકરને લીધે મારી કાચગરી હોરમતની ધુલધાણી થઇ. એજ મુવાને એ ચિઠ્ઠીઓના સઘળી ખબર હતી. એજ મુવો મારો કરતો કાવરતો હતો અને એજ મુવા સિવાય એ ભેદ બાહાર પડે નહી. મુવાની ઉપર એટલો વિશ્વાસ મૂંકાયો તેથી તો બાઇ જેવી બાઈ થઇ તોપણુ દરરોજ બિહી બિહીને ચાલતી હતી અને તે મુવાને ટાઢો મીઠો રાખવાની તજવીજ કરતી હતી, તોપણુ મારી ભલાઈ મારી પાસે રહી અને એ મુવાએ અમારૂંજ નખ્ખોડ વાળ્યું. પણુ હુંબી તો ખરી કે એ મુવાને ઘેરમાં હવે એક ઘડી રાખવાની નથી." આવી કિસમનાં હદ વગરના લંબાંણુ રોદરા ચલાવ્યા પછી મા દિકરીએ ઠેડાવ કીધો કે પાલીનું કાટલું કાઢવું. વાંચનાર જાણે છે કે તે બિચારાનો કશી કસુર નહી હતી. ચિઠ્ઠીનું ભોપાલું પેલા બુઓગે

ડાક્ટર અને ભલા પોસ્ટ માસ્ટર જનરલની મદદથીજ ફુટ્યુ હતું, તે છતાં આ પાપી મા દિકરાંની નજર પેહેલ વેહેલી, પોતાનાં પાપમાં સામેલ રહેનાર ઉપરજ દોડે એ ખુદરતી છે. વળી મેં ઉપર કહ્યું તેમ જ્યારે પાપનો ઘડો ફુટવા માંડે છે ત્યારે તે એવીજ કિસમની કાંઈ પણ નજીવી અને ભલતીજ રીતે ફુટે છે. ફુઇની જગો ઉપર અગરજો કોઇ ડાહપણવાળી બાનુ અથવા મરદ હોતે તો પોતીકા ભર્થાર તરફનો ખાંનગી ઠપકો સમજીને એ વાતના અખાડા કરી જતે અને તેથી તેઓ આખા ગામની ફજેતીથી બચતે, પણ જેમ "ચોર કોટ-વાલને દંડે" તેમ પાપી ફુઇ જેમ જેમ સતાં થવા ગયાં અને હરએક બાહાંને પાહાલી ઉપર ખીની તેનો ખીસો ઉપાર કરવા લાગ્યાં તેમ તેમ તેમનાં ઘેરને લગતા બીજા ઘણાક નામોશી-ભરેલા ભરમો વિષે પાડેફ઼ાક થવા લાગ્યું, જે ભરમો આગળ નનામી ચિઠ્ઠીઓની બીના તો કુચ બિસાદની પણ નહી હતી. અંતે બાઈના એક ઘરના હજુરીયા, વિશ્વાસુ કારભારી, ખાંનગી સલાહકાર, બાઈની સાથ હમેશાં ગાડીના "કોચબાક્ષ" ઉપર બધે બધ જનાર, જેના વગર બાઇને એક ઘડી ચાલે નહી, બાઇની ચિઠ્ઠી પત્રી લાવ લઇજાવ કરનારજ નહી પણ તે ઉખે-ડીને વાંચનાર અને બાઇની તરફથી તેના જવાબો લખનાર, બાઇને અરીભીરીએ નાણાં ધીરનાર, પાહાલી નહી પણ બાઈના "પાલનજી કારભારી"ને પાણીચું મલ્યું. વીસ વર્ષના આ જુના નોકરનો પોતાને ત્યાંથી પગ કાડતાં બાઇને ગળે છરી ફરી અને ગરીબ બિચારા પાહાલીને વગર તકસીરે, વગર વાંકે, તમામ નિર્દોષપણામાં વીસ વર્ષ સુધીની નિમકહલાલી સાથની નોક-

રીનો આવી રીતનો જશ મળ્યો એટલે તેને એકદમ પોતાની બુનિયાદી ઉપર જતાં વિલંબ લાગ્યો નહી. તેણે ફુઇની ફજેતી કરવાના કસમ લીધા. "રસ્તે મળે તેને રસ્તામાં, નહી તેને ઘેર જઇને" તેણે ફુઈના વાવટે વાવટા ઉડારવા માંડયા. વળી ઘેરેઘેરની પારસણ બાનુઓ માટે પૂછવુ શું જોઇયે? લોકોને ઘેરની નાલેશીઓ સાંભળવા અને તેમને વધારી આપવાની કુશળતા માટે મારે શરમિંદગી સાથ લખવું પડેછે કે મારી પારસણ બેહેનીઓની જીગ્નાશા નહી તૃપ્ત થઈ શકે એવી છે. કદાચ એ જીગ્નાશા બીજી સઘળી કોમની બાનુઓમાં હશે, પણ મારો અનુભવ જેટલી હદ સુધી જતો હોય ત્યાં સુધી મારે તો અટકવું જોઇયે. મારી બેહેનીઓની લોકોને ઘેરે ઘેરની નાલેશીઓ અને રૂશવાઇઓથી વાકેફ થવાની સાધારણ કાળજીથી પાહાલી કારભારીને પોતાનાં પેટના બળતાં કાઢવામાં મુસ્કેલી નડી નહી. મોટાં મોટાં કુટુંબોની બાનુઓ માત્ર એટલુંજ પુછતી કે "કેમ પાલનજી, વીસ વર્ષની નોકરીને લાત મારીને નિકળ્યા" એટલે બસ થઈ ચુકયું. પાલનજીની જીભ ઉપડતી તો બે કલાક વેર થોભતીજ નહી. એજ પ્રમાણે ઘેરેઘેર, ચકલે ચકલે, મોહોલે મોહોલે, બજારે બજાર, જ્યાં જોવો ત્યાં મારા ફુવનસાસુને ઘેરનાં પડઘમ વાગી રહેલાં હતાં અને વળી તે ઉપર હજાર સહરાંગાત સાથે મારી સેંકડો બેહેનીઓ રસ લઈ લઇને મજાહ મેળવતી હતી. જ્યારે ગામમાં બધે એ વાત ફેલાઇ ત્યારેજ મારાં માત પિતાને ત્યાં પણ ઊડતો વા તે વાતની ખબર લઇ આવ્યો. એ ખબર સાંભળ્યા પછી મારા ભર્થાર સાથની મેં પેહેલીજ મુલાકાતમાં તેઓથી

ખરી બીનાઓથી વાકેફ થવાની તજવીજ કીધી. તેઓ અને તેઓનાં માત પિતાએ પણ દાબી દીધેલી બીના મારે મોહોડે સાંભળી પ્રથમ તેવણ અજાયબીથી છક્ક થઇ ગયાં. જ્યારે મેં તેમને ખાતરી આપી કે હવે એ બીના છૂપી રહી નથી અને ગામમાં ઘેરે ઘેર તેનેજ લગતી વાત ચાલે છે ત્યારે તેવણ ફુઇની અક્કલ ઊપર આફ્રીન કરવા લાગ્યાં. પણ ફુઇની અક્કલનો સર્વથી અજબ જેવો નમુનો તો એ છે કે જેમ પેહેલાં નનામી ચિઠ્ઠીઓ ઊઘાડી પાડવાનું નાહેકનું ઓહોતાંન તેઓએ પાહાલી કારભારી ઊપર મૂક્યું હતું તેમજ હાલમાં ગામમાં ચાલતી તેમની ફજેતી ઘેરે ઘેર ફેલાવાનું ઓહોતાન તેઓએ મારાં અસરાફ સાસુ સસરા ઊપર મૂક્યું હતું. પ્યારી બેહેનો, આ હેવાલ રજુ કરવામાં મારી મકસદ માત્ર તમોને રમુજ આપવાની નથી. સંસારમાં નેકી અને વિવેકથી કેમ ચાલવું તેને લગતા બે અતિયંત અગતના બોધો આ હેવાલ ઊપરથી તમો મેળવી શકશો, પેહેલું તો તમારે સત્ય કરી માનવું કે ગમે એવા વિશ્વાસુ નોકર ઊપર હદથી બાહેર વિશ્વાસ મૂકવો નહી. ખસુસ કરીને જે ચીજ તમારા ખાવીંદના વિશ્વાસ ઊપર મૂકી શકો નહી તેજ એક હલકા નોકરના વિશ્વાસ ઉપર સોંપવી ભયભરેલી છે. બીજું, શેહેતાન ચોઘડિયાંમાં આપણે હાથે કાંઈ પણ ભૂલભરેલું પગલું ભરાય—અને માણસ માત્ર ભૂલ કરવાને ખાતરજ સરજાવેલું છે—તો હરગીજ થઇને સતાં થવાની કોશિસ કરવી નહી. તે ભૂલ અથવા તકસીર દાબી દેવામાંજ સલામતી અને શોભા છે અને નહી તો વધુ સતાં થવા જતાં ફુઇની મિસાલ પોતાને હાથેજ પોતાની રૂસવાઇ અને ફજેતી ગામમાં ફેલાવશો.

## પ્રકરણ—૬.

## મને ઘેર તેડી—સાસરેનો પેહેલો અનુભવ—અસલી વિચારનું સાસરૂં.

મારાં માનવંત ફુવાણુસાસુએ પોતાના વિશ્વાસુ નોકર ઉપર ખોટો શક લઈ જઈ તેને ઘેર મેહેથી નાળીએર આપ્યું અને ત્યારપછી એજ ઘરના તેજ વિશ્વાસુ નોકરે ઘેરેઘેર સઘળું પાડેફ્રાક કરી ફુઈના ઘરની ફજેતી ફેલી અને વળી તે ઘેરેઘેરની ફજેતીનો દોષ પણ મારાં ગરીબ અને અસરાક સાસુ સસરાને સર ચોંહટાડવામાં આવ્યો તે સઘળું હું વિગતવાર રીતે જાણતી થઈ. મારી પરવારની બેહેનીઓ તરફની ગમે એટલી નિંદા, સહરાગાતો, અને ફાગનો વાધ કરવાની અનેક કોશિસો છતાં અંતે એક શુભ દિવસે મને "ઘેર તેડવામાં" આવી. એક બાનુને, ઉમરે પુગેલી, વેગે પોંહોંચેલી—સમજમાં આવેલી બાનુને મનસે "ઘેર તેડવી" એના સરખો અગતનો બનાવ બીજો કોઈજ હશે. "ઘેર તેડવી" એટલા બોલોની ખુબીજ ન્યારીછે. એ ખુબી બાળ અવસ્થામાં સાસરે જનારી મારી બેહેનીઓ કદી પણ સમજી શકે નહી. મારી સેંકડો બેહેનીઓ જેમને મોટી વએ ઘેર તેડામાં આવી હશે તેઓજ માત્ર એ બોલોનો તમામ ભરમ અને ભેદ પાંમી શકી હશે. બીજી મારી સેંહેંકડો બેહેનીઓ ઉમરે પોંહોંચવા છતાં, સારાં માઠાંની ખોટી આશાઓમાં, માબાપને ઘેરનો ખીચડો ખાતી હશે તેમની જીંદગીની મુખ્ય

આશા અને ઉમેદ પણ "ઘેર તેડવા" ના એ બોલામાં સમાયલી હશે. જુવાન બાનુઓની જીંદગીમાં તેમને "ઘેર તેડવા" પછી એક નવોજ સનેહ ચાલુ થાય છે. નવી જીંદગી, નવું ઘેર, નવાં માણસો, નવી રીતભાત, નવો ઠાઠમાઠ, અને ટુકમાં સઘળું નવું, નવું અને નવુંજ તેણીના દીઠામાં, વિચારવામાં, અને કરવામાં આવેછે. બાપીકે ઘેરના વિચારો, બાપીકે ઘેરની રીતભાત, અને કાંમકાજ ત્યાંજ છોડી જવાનાં છે અને પછી બાહાદુર અને હિમ્મતવાંન સ્ત્રી તો તેજ કે જેણી ઘેર તેડવાથી શરૂ થતી નવી જીંદગી માટે બધી વાતે તઈઆર થઈ રહે. ઘેર તેડયા પછી બાપીકું ઘર તે દરએક સ્ત્રીના બાબમાં પારકું ઘર ગણાય છે અને પોતીકા ખાવિંદ અથવા સાસુ સસરાનું ઘર તેજ પોતીકું મુકાંમ છે. એક ઘેર તેડેલી બાનુ પોતીકાં સાસરાંમાં ઘેરની અને મહીએરમાં પહરોણા સરખી ગણાવી જોઈએ એમ સમજ્યા અને માન્યા વગર પવિત્ર સંસાર સુખ આસાંનીથી ભોગવી શકાતું નથી. બાનુઓને માટેના આ કિમતી વિચારો જેવી રીતે આજે હું સમજું છું તેવી રીતે જે દિવસે મને ઘેર તેડવામાં આવી તે દિવસે હું સમજતી ન હતી. ઘેર તેડવાની બાનેનની ખુશી અને જીંદગીના એ બનાવથી શરૂ થતા નવા સહનેનો મને કાંઈ વિચાર નહી હતો. જેમ કોલદમાં ને કોલદમાં હરખભરેલાં દિલ સાથ મારી સેંહેંકડો બેહેનીઓ તરેહવાર શણગાર સજી સાસરે પધારે છે તેમજ હું પણ પધારી હતી. તે વેળાનો મારો પોશાક પારસન બાનુઓના પોશાકને લગતાં અતેરાંઓને એક કોરે બેસાડે તેવો હતો, તોપણ છેલ્લીજ વારનો તે મારો

પોશાક હતો. તેવું અતેરૂં ત્યાર પછી ફરીથી હું કરવા પામી નથી. ચીનાઇ કસબી બુટ્ટીની ગાજ ઉપર જીકની કોર સાથની સારી, વિચિત્ર ફેશનો સાથનો તાઇત તતરબંધ પોલકો જે ઉપર ભાતભાતની રીબનો અને ઝાલરો એવી રીતે લટકાવેલી હતી કે તમો તે પોલકો કેઇ જાતના કપડાંનો બનાવેલો છે તે સેહેલાઇથી કહી શકો નહી, કમરે એક નાજુક પતો અને તેમાં ઓરવેલો એક નાદર ચીનાઇ પંખો, સુંદર રેશમી સફેદ રૂમાલ, ઊંચી જાતના રેશમી સ્ટાકીંગ અને "એડેમ પાઇલ" ને ત્યાંનાં વીસ રૂપિયાનાં નરમ અને શોભાયમાન બુટ, બંગાલી સાદી નેટનો સદરો અને અરધું અરધ માથું દેખાય એવી રીતે બાંધેલું બરફ જેવું સફેદ ધોતું માથુંબાનું, એટલી ચીજોમાં મારો બાહેરનો દેખઇતો "ડ્રેસ" આવી રહ્યો હતો. ઘરેણાઓમાં S ના નંબરવાલું મારા નામના ઘાટનું એક એરીંગ, મારાં માતાજીનો એક કિમતી "નેકલેસ," હાથે હીરાની બરેશલેટની એક જોડી, આંગળે' એકજ લીલાં પાનાંની વીટી અને મોતીના છેડા સાથનું એક નાનું "લેડીસ વોચ," એટલીજ ચીજો હતી. આવી કિસમના જમાનાની પારસણ બાનુઓના સુધરેલા સીંગાર સાથ વાહાલાં માતાજીને ગળે વળગી હું પેહેલ વેહેલી સાસરે પધારી. મારાં બુઢ્ઢાંગ અને અસલી ધપનાં સાસુએ ઘેરમાં દાખલ થતી થોભાવી પોતાને હાથે આછુંમીછું કરી જમનો પગ ઘેરના ઊંબર ઉપર મૂકાવી મારૂં પાંખરૂં ધરીને મને પોતાના ઘેરમાં લીધી અને હરખ ભરેલી એક કોટી કરી મને પેહેલવેહેલી પોતાના પેટમાં ચાંપી. હા, હા, મારાં આ જઇફ સાસુ જેવણ હવે મારાં

માતાની જગો લેનાર હતાં તેવણ તરફની આ ઊલટ ભરેલી મુલાકાતથી મારી છાતી ભરાઇ આવી. ઘેરની સરવે બાનુઓ મને દરવાજા ઉપર લેવા આવી હતી, જેઓ મધેની એકને પણ હું મ્હોડે મ્હોડુ પિછાંણુતી નહી હતી. વળી માટીડાઓ, જેઓમાં મારા ખાવિંદ પોતે પેહેલા હતા તેઓ ભરાઇ ચીમાઇને જૂદી જૂદી તરફથી મારા તરફ જોતા હતા. સાસુએ આસ્તુંમીસ્તું કરી ઘરમાં લીધા પછી મારી દેરાંણી જેઠાંણીઓ મને ઓવરણા લેવા લાગી. મારાં બે નણંદો મધેથી માત્ર એકજ ભોસાવલથી પોતાની સુવાવડને ખાતર તુરતનાં આવેલાં હતાં અને બીજાં નણંદ તો "માઊંટ આબુ" તરફ પરણી ગયલાં હતાં. આ નણંદ પોતાનાં માતાની મીસાલ ઓવરણા લઇ મને ગળે વળગ્યાં અને સર્વે સાથ હસતાં બોલતાં જઇને બેસવા ઊઠવાના બઇરાંઓના ઓરડામાં બેઠાં. સાસુએ સાધારણ ધારા પ્રમાણે મારે ઘેરની ખબર અંતર પૂછી, દેરાંણી જેઠાંણી થોડા વારમાં ઘેરના કામકાજમાં પડી, અને મારાં મોટાં નણંદ નાજાંમાએ જેવણ ઘણાંજ ઘાંગી, રમુજી અને બોલકનાં હતાં તેઓ મારી સાથ તાહેલું ચલાવા લાગ્યાં. તેઓએ મને દેરાંણી જેઠાંણી કોણુની દિકરીઓ છે અને તેઓ કયારે પરણીને આવ્યાં તે વિષેની તેમજ બીજી ઘણીક સાસરાંને લગતી ખેંબર અંતર આપી. સાસરાંમાં જે ચીજે પેહેલી મારી નજર ખેંચી તે ત્યાંની સર્વે બાનુઓનો પોશાક હતો. ઘેરમાં નવી વહુ આવનાર હોવાથી મારાં સાસુ, નણંદ અને દેરાંણી જેઠાંણી સર્વેએ નવાં કપડાં પેહેરેલાં હતાં, પણ તે હાલની ફેશનથી તદનજ જૂદી ધપનાં

હતાં. સર્વના દિલમાં આઇસક્રીમના એકજ રંગની ગાજની સારી અને તે ઊપર હાથની ભરેલી જૂદી જૂદી જાતની કોર મૂકેલી હતી. સાસુના દિલમાં અસલી ધપની પેટી પેહેરેલી હતી અને બીજાંઓએ કશી પણ કોર પીછી વગરના અર ધા પોલકા અરધાં બદાંઆંન એની લપનાં સાદાં પણ રેશમી બદનો પેહેર્યાં હતાં. કોઇના પગમાં ઘેરમાં ઈશતાકીન જણાતાં નહી હતાં. ઘરેણાગાંઠાંમાં સૌને હાથે એક એક વીંટી, મોતી-ની બાંગરીની એકકી જોરી, એકકું એરીંગ અને સાસુના ગળામાં હીરાનો નેકલેસ, નણંદે પોતાને સાસરેથી પેહેરેલી મોતીની માળા અને દેરાંણી જેઠાંનીઆને ગળે લીલાં પાનાના હાર હતા. સૌ બેહેનીઓએ અજબ જેવી અસલી ધપથી તાંણીને માહાંગાના બાંધેલાં હતાં. સૌ બેહેનીઓમાં એકલી હું મારી ખુબસુરતીથી તેટલીજ મારા પોશાકથી દીપી નિક-ળી હતી. થોડીક વાતચીત પછી બપોરના ખાનાંનો વખ્ત થયો અને કસતી પાએજન કીધા પછી એક લાંબી ટેબલ ઉપર ઘેરનાં માટીડા બઇરાંને સાથે જમવા બેસતાં જોઇ હું તો તદન દઘાઇજ ગઇ. મારા પિતાજી સુધરેલામાં ખપે છે, પણ જન્મમાં એક વારબી અમારે ત્યાં ભાઇઓ અથવા પિતાજી સાથ અમો બાઇ માણસોને જમવાનો ચાલ નથી અને આ અસલી વિચારનાં સાસરાંમાં આ સુધારો કેમ માની શકાય? મારી નજરે હું જે જોતી તે પણ મારા માનવામાં આવતું નહી. હેડ ઊપર મુરબ્બીજી સસરાજી બિરાજેલા હતા. તેમના જમના હાથ ઊપર આખી હાર બાનુઓની અને ડાબા હાથ ઉપર ભરાયા માટીડાઓ બેઠેલા હતા. સસરાજીએ મોરે

સાથે બનામેઇઝદ કીધા પછી અમોએ ખાવા માંડયું, પણ મારા ધારવા પ્રમાણે બાજ ધરીને ગુપચુપ જમવાને બદલે સર્વે હસી બોલીને વાતચીત ચલાવતાં હતાં, જેમાં મુખ્ય ભાગ મારા બુઝોર્ગ સસરાનોજ હતો. ખાતાં ખાતાંજ સસરાએ મને ઘેરની ખબર અંતરને લગતા બે ચાર સવાલો કીધા અને ઘણી શરમાઇ શરમાઇને જુના સાદે એકક બોલમાંજ ઘણા ગભરાટ સાથ મેં જવાબો આપ્યા. એ પ્રમાણે હસી બોલીને ખાધા પછી બપોરના એક કલાક મારી દેરાંનીએ અમો બાનુંઓનાં મંડળમાં "જામે જમશેદ" અને એકાદ ગુજરાતી માસીક વાંચી સમજાવ્યું. એ વેળા મારાં મેહેરબાંન નણંદે મારા કાન ખોલ્યા કે "બેહેન શીરીન, તમનેબી હવે વારાફ્રરતી એ પ્રમાણે માતાજી આગળ ન્યુસ-પેપરો વાંચી સમજાવવાં પડશે. અત્રે મારો તેમજ સર્વે વહુઓનો વારો પાડેલો છે, અને અવારનવાર એજ પ્રમાણે ન્યુસપેપર વાંચ્યાથી ગામની સઘળી ખબરઅંતર મળી શકેછે." અસલી વિચારનાં કુટુંબનો દરરોજના વર્તમાન પત્રો વાંચવાનો આ સુધરેલો શોખ જાણી હું વધારે અજબ થઇ, કેમકે મારા સુધરેલા પિતાજીને ત્યાં જોકે વર્તમાન પત્રો આવતાં અને અમો વાંચતાં હતાં, પણ તે જેમ જેની મરજી પડે તેમ વાંચ્યું નહી વાંચ્યું એવી હાલ હવાલીથી વંચાતાં હતાં. દરરોજ ખાધા પછી તુરત નિયમીત રીતે બરોબર ઠેરવેલેજ વખ્તે સઘળાની નુકતેચીની વચ્ચે વાંચવાનો અમારે ત્યાં બીલકુલ સરેસ્તો નહીં હતો. ત્યાર પછી મારાં બુઝર્ગ સાસુ બપોરની આસાયશ ખાતર જરા પોહોઢીયાં અને હું નણંદ તથા

દેરાંણી જેઠાંણી સાથે એક કલાક "બેઝીક" રમવામાં ગુંટાઇ. આ રમત પણ પેહેલવેહેલી હું એ દિવસેજ શિખી. મારાં સુધરેલાં ઘેરમાં પાનાંની પાદશાહી દાવની અસલી રમત સિવાય હું બીજું ઝાઝું જાણુતી નહી હતી અને તેથી એ અસલી રમત ઉપર પણ મને મુદ્દલ શોખ નહી હતો. સાંજે મારાં નણંદે પોતાને હાથે સર્વેની ચાહે બનાવી. સાસુએ કુસતી પાયજા કરી પોતાને હાથે લોબાંન મૂક્યું અને મને બતાવ્યું કે "જોઇ લેવો વહુમાય, વખ્તે અરીભારીએ તમુને પણ મૂકવું પડશે." મારાં સૂધરેલાં ઘેરમાં મારાં બપાઇ એ પ્રમાણે લોબાન મૂકતાં હતાં, પણ તેમની અરીભારીએ મારાં બેહેનો તેમની ગરજ સારતાં. મેં મારે હાથે જન્મમાં એકવાર પણ લોબાંન મૂંકયું નહી હતું. સાંજના ઘેરના માટીડાઓ સાથ અમો "વિકટોરિયા ગારડન"માં ફરવા ગયાં. મારા મુરબ્બી સસરાએ ઓંહોંસ કરીને અમને મોકલ્યાં અને જ્યારે તેઓએ જાણ્યું કે લાંબો વખ્ત થયો મેં તે બાગ જોયલો નહી હતો ત્યારે મારા ખાંવિંદને તેમજ બીજાં સર્વેને તાકીદ કીધી કે બધે બરોબર ફેરવીને પેલાં જનાવરો સૌ બતલાવજો. હા, હા, કેવું અસલી ઢપનું કુટુંબ! મારા પિતાજી સાથ જોકે એવીજ રીતે હું ફરવા જતી તોપણ મારાં વાહાલાં માતાજી અને બેહેનોની અણઘટતી છીતને લીધે તેઓ એ પ્રમાણે અમો સાથ સામિલ થતા નહી અને તેથી તેમના સાથ વગર પિતાજી સાથ એકલી જવામાં મને ઝાઝી મજાહ પડતી નહી હતી. પણ સાસરેના આ પેહેલા અનુભવમાં સાસુ, નણંદ, દેરાણી, જેઠાંણી, ખાવીંદ, દેર અને જેઠની

સાથે માત્ર એક કલાકની વિકટોરિયા ગારડનની સાંજની તાજી હવા સાથની કસરત ઉપરાંત તેઓ વચ્ચે વાતચીત અને તદન નવા દેખાવોથી હું કેટલુંબધું નવું શિખી તે અત્રે વિસ્તાર વાની ઝાઝી જરૂર નથી. રાતે હું સકારી ઘેર સધાવાની હોવાથી મને સકારેથી જૂદું ખાઇ લેવું પડયું અને સર્વે બેહેનીઓને ગલે વળગી તેઓથી છુટી પડતાં સાસુએ મને કહ્યું કે "જાઓ સસરાને મળીને કહી આવો કે હું ઘેર વધું છું." આ હુકમ સાંભળી મને ધુજરાં છુટાં અને મારી આનાંકાંની તથા ગભરાટ જોઇ તુરત મારાં નણંદ બોલ્યાં કે "ચાલો શીરાં, હું તમારી સાથે આવું છું; બાવાને મળ્યા વગર વહુઓને મહીરે જવાનો અમારે ત્યાં ધારો નથી." તરત હું મારાં નણંદ સાથ સસરાના ઓરડામાં ગઇ અને મારાં બોલકનાં નણંદ પોતેજ બોલ્યાં કે "જી, શીરીનબાઇ ઘેર સધાવે છે તે તમને મળવા આવ્યાં છે." તેઓએ વર્તમાંનપત્ર મધેથી ડોકું બાહાર કાઢયું અને પોતાનો ચસમો કપાળ ઊપર ચઢાવ્યો! હું ભાગા તુટા બોલોમાં બોલી "જી હું જાઊં છું જી." તેઓ મારી પીઠ ઊપર હાથ પસવારી બોલ્યા "સીધારો, ફત્તેહ કરો, તમારા બાવાને મારી ઘણી ઘણી સલાંમ કેહેજો. પણ જો તમે ગોસ્સો નહીં કરો તો મારે બે બોલ તમારાં ભલાંને ખાતર કહેવા છે. પછી ખોદા તમને નેક તોફીએત આપે અને તે પ્રમાંણે ચાલો તો તમારી મરજી અને નહી ચાલો તો તમારી મરજી. પણ મારૂં માંનો તો યાદ રાખજો કે સંસારમાં સુખી થવાનો ખરો રસ્તો એજ છે કે જેવી મર્યાદા અને મહલાજાથી આપણી માએ મમાઇ ચાલતાં આવ્યાં હોય તેમજ આપણેબી

ચાલવું. આએ તમારૂં અરધું ઊંઘાડું માંથું, કાબરચીતરા વાઘના સરખું બદિયાન અને ઊંચી એડીનાં મોઘાંદાત બુત જો નહી પેહેડીએ તો શું આપણે હલકાં માબાપનાં થઇ જવાનાં છીયે? અલબતાં જ્યારે આપણે બચ્ચાં હોઇયે ત્યારે માબાપ હેતને ખાતર બધો લાડ લડાવે તે છાજે, પણ હવે તમે બૈરીને વેસે આવ્યાં તો બૈરીના જેટલી સમજ રાખવી જોઇયે. મારા ઘેરમાં તમે બૈરાંઓનો પોશાગ તો જોયો હશે. તેઓને નાગાં ભુખાં તો નથી રાખ્યાં, ખોદાએ જે બક્ષ્યું છે તેમાંથી બાઇ માણસોની ઇજત, મર્યાદા અને શરમ સચવાય એવા પોશાગથી તેઓ પોતાને સુખી સમજે છે અને ઉમેદ છે કે તમે પણ તેઓને પગલે ચાલી મારાં ઘેરનાં સુખમાં વધારો કરશો. તમારા ચેહેરા ઊપરથી મને લાગે છે કે મારી સર્વે વહુઓમાં તમો વધારે ચાલાક અને બાહોશ જણાવોછો, માટે જો તમે સીધે રસ્તે સંસાર ચલાવવાનું માથે લેશો તો ખોદાની બરખતથી તમો પોતે સુખી થઇ આસપાસનાઓને પણ સુખી કરી શકશો." સુરબ્બીને તોળના બુઝોર્ગ સસરાનું આ પેહેલું ભાષાણ સાંભળી હું મારે ઘેર પધારી.

---

## પ્રકરણ—૭.

## નવી વહુ ઉપર નુક્તેચીની.

મને "ઘેર તેડી" તે દિવસે રાતના સકારેથી જમીને હું મારે મહીરે પાછી ફરી. મારે સાસરે રાતનું ખાણું ખાધા પછી "નવી વહુ" ના દેખાવ, રીતભાત, ચાલચલણ ઇત્યાદી બાબદો ઊપર નુકતેચીની ચલાવવા ખાતર મારા મેહેરબાંન સસરાજી, સાસુજી, નણંદ, દેર, જેઠ, દેરાંણી, જેઠાંણી અને ખાવિંદની એક ખાસ "કમીટી" બેઠી હતી, જેને લગતો રમુજી હેવાલ મને ત્યારપછી છેક વર્ષ દહાડે મળ્યો હતો. આ હેવાલ મારી વાંચનારી બેહેનીઓની બે ઘડીની રમુજ ખાતર તેમના બોલોમાંજ જેમ છે તેમ આપવાની હું કોશિસ કરૂં છું.

મારા મુરબ્બીજી સસરાજી એક "ઇઝીચેર" ઊપર બેઠેલા હતા, સાસુજી એક કોચ ઊપર અલેટાયલાં હતાં, નણંદ એક ચરાગ આગળ બેસી નવી તૈયાર થયલી કોરના દોરા કાઢતાં હતાં, દેરાણી બતીના કાકરા કરતાં, જેઠાંણી સાસુના પગ આગળ બેસીને તેમના પગ ચાંપતાં, કેમકે તે દિવસે સાસુના પગ ચાંપવાની તેમની વારી હતી; દેર, જેઠ તથા મારા ખાવિંદ જૂદા જૂદા કોચો અથવા "ઇઝીચેરો" ઊપર બેઠેલા હતા અને સપર પેહેલાં મારાં સાસુએ વાત છેડી.

**સાસુ**—કેમજી, નવાં વહુને જોયાં? ખોદા રાખે જેવી સોવા-મણી છે તેવીજ સદગુણી અને ઘેરરાખું નિકળે ત્યારે જાણીયે કે વહુ તો ખરી.

**સસરા**—ને નહીં તો ત્યારે બળી તો ખરી કેની ! આપણે તો તેમનો પોશાગ જોઇનેજ બેહેરાંમ યઝદને યાદ કરવા લાગ્યા. શું લોકોએ માંડયું છે? અમારી આફીસમાં જૂદી જૂદી જાતના કાપડના નમુનાની ચોપડીઓ આવેછે તે બિચારા ગરીબ હમાલો કાલાવાલા કરીને માંગી લઇ તે જૂદી જૂદી જાત અને તરાંહના કાપલાઓને સાથે શિવી કાંઇ કદરબિયાં મણું બદિયાંન બનાવીને પેહેરે છે. તે લોકોમાં કાંઇ એવોજ શોખછે કે જેમ એક વાસકુટમાં ઘણી જાતનું કપડું હોય તેમ તેની શોભા વધે છે. પણ આપણ લોકો તો એવા જંગલી શોખ તરફ હસતા આવ્યા છીયે. પણ આજે તમારી વહુના દિલમાં જે પોલકો ઘોલકો હતો તેમાં ખોદા માલમ કે કેટલી જાતનું કપડું વપરાયું હશે અને વળી છીછરાં હોજરીનો તો કાંઇ સૂમારજ નહી—જોઇયે તો આંણીગમ બુતારા શાવરણી લબરે, પેલીગમ જોઇયે તો તસુ તસુના કટકા બુકલાઓને સાથે વલગાવેલા, અને પેલી બાંહે બાંહે—બાંહે તે ઊપર કેટલાં બધાં બેંન કોટક ? ખોદા ખેર કરે. પારસીઓનો ખોદા માલમ કે શું બરગસ્તે દહાડો બેઠોછે કે ધંધા ધાપા ઘટયા અને બેંન કોટક વધ્યાં.

**સાસુ**—ઓ વાય ગોદરેઝજી, તમે શું ડોળા બારોછો. આજ કાલની રાંડો એવો ભપકો સપકો કરે નહીં તો તે રાંડોનો ઉઠાવણી કેમ થાય ? પચીસ પચીસ વર્ષની ગોધા જેવી દુકતીઓ ઘેરે ઘેરં પડેલી છે તેમનો કાંઇબી કરીને ઉઠાવણી કરવો જોઇયે કેની ?

**સસરા**—જેઓ દુકતીઓના પોશાગ ઉપરથી તેમને પસંદ

કરે તેમના જેવા બેવકુફ ગધેડાઓબી થોડાજ હશે.

**ખાવિંદ**—અને તે ગધેડાઓ મધેનો એક તો હું પોતે. (હસાહસ) પણ જો જો તમે, કે આજની તમોને એશકી જણાતી વહુ આગળ ચાલતાં મારે હાથની કેળવણીથી કેવી તમારાં મનગમતી નિકળે છે.

**સાસુ**—(દુરથી ઓવરણા લઇને) મરસ, મરસ, ત્યારે તો બધી તારા ઉપરથી મરી જવશ. અલબતાં બૈરીઓને કેળ-વવાનું ધણીઓના હાથમાં છે. જો દિકરા, પેહેલે ઘરથીજ કાબુમાં રાખી કેની તો ઠીકા ઠીક છે અને નહી તો પગમાંનું ખાસરૂં માથા ઉપર ચઢી નહીં બેસે તેની સંભાળ રાખજે.

**ખાવિંદ**—માયજી, પોતાની પરણેતરને ખાસરાં બરોબર ગણવાની તમારી ફીલસુફી મેહરબાંની કરીને તમારી પાસેજ રાખો—હું તેણીને મારી બરોબરની ગણીશ—અને બધી વાતે બરોબરની બનાવવા ખાતર મારાથી બનતી તજવીજ કરશ.

**સાસુ**—ખાધું તયારે તો પેટ ભરીને. ઓવાય ક્યાં એક બિલસનું માથુબાનું અને ક્યાં બાવન હાથની પાઘડી. વળી રાંડીયાંઓ તે કોઇ કાલેબી મરદની બરોબર થઇ શકતાં હશે કે?

**નણંદ**—પણ માયજી, તમોને કાંઇ ખબર કે? બાવાએ તો પેહેલેજ દહાડે "શીલ્લાને" એવું "લેકચર" આપીને ઘેર મોકલી છે કે તે બિચારીને બરડે પાણી પાણી ઉતર્યું હશે. મને તો બાવાની એ ચાલ બિલકુલ પસંદ નથી.

**સસરા**—(ઇઝીચેર ઉપર તરા થઇને) શું બોલી ? શું બોલી ? બાવાની ચાલ તને મુદ્દલ પસંદ નથી ત્યારે શું તમો રાંડીયાઓની મીસાલ આપણા બચ્ચાંની ભૂલ તેમને મોઢે મોઢું બતલાવવાને બદલે મનમાંને મનમાંજ બલાપો કરી તેમની પાછળ બદગોઇ કરીયે, તેમને માટે હરસે તરસે નિંદા ચલાવીયે, અને તે ઉપરથી ઘેરમાં કજીઆ કંકાશનું બી વાવીયે ? હું બાપને તોળનો સસરો થયો તે શું બે બોલ કેહેવા ઘટે તે નહી કેહેવું ? જો વાત લાવી છે તે ?

**સાસુ**—પણ જોવોનીજી, નાજાં કહે છે તેબી બરોબર છે. કોઇનું પારકું બચ્ચું અસતો પેહેલે દહાડે નવું સવું આપણે ઘેર આવ્યું તેટલાંમાંજ તેને ભડકાવી મૂકી તેતો બા મનેબી નથી ગમતું.

**સસરા**—પારકું ! પારકું ! પોતાની વહુને તમે પારકુ બચ્ચું ગણો છો એજ તમારી પેહેલાંતો ભૂલ. જ્યાં સુધી સાસુઓ પોતાની વહુઓને પારકાં બચ્ચાં તરીકે ગણુશે ત્યાં સુધી પારસી સંસાર મધેથી નણંદ ભોજાઇના ટંટાઓનો છેડો આવવાનોજ નથી. તેને તમારી દિકરી બરોબરજ ગણી જેમ ગરજ પડે તેમ દિકરીને ચમકાવો છો અને વખ્ત આવે ત્યારે દિકરીને લાડ લડાવો છો તેમજ વહુ સાથે પણ ચાલો તોજ ખરાં સાસુ કેહેવાવો—નહીં તો તે સાસુના મોટાઇ ભરેલાં નાંમને લાયક નથી. વળી તમે પેહેલેજ દહાડે ભડકાવાની વાત કરોછો, પણ દરએક દરદનો સરૂઆતમાં લાયક ઇલાજ કીધાથી જેટલો ફાયદો થાય છે તેટલો દરદ વધી ગયા પછી થતો નથી અને ગંમે એવા સખ્ત ઇલાજોને પણ એકવાર

વધી ગયલું દરદ મચક આપી શકતું નથી તે શું તમે જાણતાં નથી?

**સાસુ**—ઓવાય! મારાં ઘેરબાર ઉપરથી દરદ ઓવાર્યું. રાત પડી કાંઇ સારૂં બોલો.

**નણંદ**—પણ ભાઈ, મને તો તમારી શીલ્લાનું નાકુજ જોઈને કંઈ એટલું હસવું આવ્યું કે થોબતાં થોબાયજ નહી. આપણાં ઘેરમાં અત્યાર સૂધી કોઈ કાકાતઉવી નહી હતી તે તમે લાવ્યા. મરે નકરૂં જાણે કાકાતઊવાનું નાક!

**સસરા**—જોની દીકરી નાજાં, કાકાતઊવાનું નાક પરવરે, પણ તારા જેવી કાકાતઉવીની જબાં નહી જોઇયે.

**નાજાં**—જાઓ બાવાજી, તમે એમ શું કરો છો? હું બે ઘડી હસુંછું, બોલુંછું ત્યારે તમે મને એવો એલકાબ આપો છો કેની?

**સસરા**—જો દીકરી, તુંને એ એલબકાથી ગુસ્સો લાગ્યો ત્યારે તારા હોવાઈ નવાઈના ભાઇની બૈરીને તેં એ એલકાબ આપ્યો ત્યારે તારા ભાઈનાં મનમાં કેટલું ઓછું આવ્યું હશે? હસવા બોલવા હું ના નથી કેહેતો,'પણ હસતી બોલતી વખ્તે આસપાસનાંઓની લાગણીનો વિચાર રાખીને બોલવું જોઇયે.

**ખાવિંદ**—પણ જોજે નાજાં, તને એ નાકની ખુબી ખબર નથી! એ નાકની તો તવારીખમાં મોટી સીફત કરવામાં આવી છે, એને "રોમન" નાક કેહેવામાં આવે છે અને પુરાતમ વખ્તનાં જે નામીચા રોમન શેહેનશાહો અમંગ કીર્તિ રાખી

ગયા છે તે સર્વેનાં નાકો મારી શીરીનનાં જેવાંજ હતાં અને તેમાં હું મગરૂરી લઇશ.

**નણંદ**—પણ ભાઇ, તમારી શાલ્લા તો ઇંગ્રેજીબી જાણતાં હશે !

**ખાવિંદ**—હાજતો વળી, તેમાં ખોટું શું છે? તમારી ખુશી હશે તો તમનેબી શિખવશે.

**સસરા**—ખરેખર ઈંગ્રેજી શિખવામાં કશું ખોટું નથી. અડીભીડીએ તે તો ઘણું કામનું છે, પણ આજે તો રાંડો શિખશે થોડું અને બતાવા ઘણું માંગશે—એવી શીસિયારીને લીધેજ લોકો પોતાની બેટીઓને વધુ શિખવતાં, ભણાવતાં હારી ખાય છે.

**સાસુ**—પણ પેલી પગમાંની બેડી જોઇને મને તો ઘણો બલાપો થયો. આખો દહાડો એવી બેડી સાથે ખોદા માલમ કે તેમને ફરબી કેમ પડતી હશે? ખોદાના બંદા હોવો તો તમે માનજો કે એ છોકરી સવારની દસ વાગતે આવી ત્યારથી તે રાતે સાત વાગે સધાવી ત્યાં સુધી બસ તરીનેતરી બેસી રહી—મેં ઘણુંબી કહ્યું કે માય જરા અળેતા—જરા બરડો નાખ—એમ તો બરડોબી ભરાઈ આવશે પણ ખોદાની બંદી એકથી બે થઇ નહી. બસ ટાંટીયા ઉપર ટાંટીયો ચદાવી આખો દહાડો કાંઇ પગ રોરવે રોરવે કે મારી આંખોને જોતાંજોતાં ચીતરીબી આવી ગઇ પણ તેનો પગ જરા નહી થોભે. બલા જાણે કે એ થોબલાં પેહેરવાથી પગમાં એટલું જોર આવતું

હશે કે શું? મને તો એમબી ફીકર લાગી કે આખો દહાડો પગ નિચાને નિચા રાખ્યાથી રખે મદઇનાં પગમાં કાંઇ લોહી બોહી બંધાઇ આવે, મકુજે વહુમાય જરા તકીયો બકીઓ લઇને જરા સગવડે અઠેલીને બેસો પણ વહુમાયની જાણે બલા કે કોણ લોંડી બોલે છે. આપણો તો જીવ બલી જાય પણ આજ કાલની દુકતીઓની જાણે બલા કે તેમને માટે આપણા દિલમાં કેવી ચટપટ થતી હશે. બે ઘડી પગમાંથી એ તોક કાહાડીને સરખી રીતે બેઠી હોતે તો સાસુનો બોલનો બોલ ઉપર રહેતે અને તે બિચારીનેબી કેટલી આસાયસ મલી હતે.

**નણંદ**— પણ તમે તેઓનો સાદ સાંભળ્યો કે? મરે નકરી જાણે કોયલ. ઝીણો તો ઝીણો પણ એટલો ઝીણો કે કોઇબી જવાબ બે વાર પૂછ્યા વગર તો મુદ્દલ સંભળાયજ નહી અને વળી બોલેબી એટલું તો ટુંકમાં કે ભાયગે કોઇબી વાર બેથી ત્રણ બોલ તેઓ સાથે બોલતાં હોય. જયારે પૂછીએ ત્યારે "હાજી" અને "નાજી" અને ઘણીવાર તો માત્ર મુગે મ્હોંડે ડોકુ હિલાવીનેજ કાસર પતાવે.

**દેરાંણી**—પણ તમને કાંઇ ખબર કેની? બપોરે કસતી પાયજા કરવા ગયાં તે હું તેઓને રાંધણીમાં લઇ ગઇ ને ત્યાં તાજાં બાગમાંના તુરીયાં મૂકેલાં હતાં તે જોઇને વહુજી પૂછવા લાગ્યાં કે મરે કારેલાં બજારમાં આવે છે કે? હજી અમારે ત્યાં તો બિલકુલ આવ્યાં નથી. મરે મારીથી તો ફરર દઇને હસાઈ ગયું, પણ પછી મેં તેઓની ભૂલ ભાજી તેટલાં વળી

વચમાં મૂકેલી લોહોડીની તેમને ઠોકર લાગી તેથી તેવણુ બોલ્યાં કે મરે એ કરાઈ વચમાં કાં નાંખી હોશે ?, મને તો જો હસવું આવે, હસવું આવે, પણ જેમ તેમ કરી હોઠ કરડીને હું તો મુંગીજ રહી ગઇ.

**જેઠાંણી**—મરે ત્યારે હું બી મારો અનુભવ કહુંની. આપણા અરકાવાના ઓરડામાં નવું તાંબોતુ મૂકેલું છે તે જોઈને મને વહુમાય પૂછવા લાગ્યાં કે આ "તાંબાંકુંડી" કેમ લીધી ?

**નણંદ**—પણ હું ચાહે કરવા ગઇ કેની તે તેઓને સાથે લેતી ગઇ કે સાથે આપણે ચાહે કરીયે. દુધ ગરમ થાય તેટલાં ચાહેનાં પાંણીએ પ્યાલાં ધોવાનો આપણે ત્યાં ધારો છે કેની તેમ મેં તેઓને કહ્યું કે દિકરા શીલ્લા આ કીટલીમાંથી જરા પાણી લઇ એટલાં પ્યાલાં ધોઇ નાંખો તો મરું. તે તેઓએ શું કીધું કે દરેક પ્યાલામાં જરા જરા કીટલીમાંની ચાહે નાંખી પ્યાલું ધોઇને ધરોધર તે ચાહે ઘોરી નાંખવા માંડી. મરે એમ તો પ્યાલાં ધોવામાંજ બધી ચાહે ખલાસ થઇ જાય. મેં સમજ પાડી કે નહી માય, એમ ચાહે ઘોરી નહી નાંખીયે, એજ ચાહે બીજાં પ્યાલાં ધોવામાં કામે લગાડો. અસતો હું બોલું તેટલાં "હાજી હાજી" કરી જેમ એક એક પ્યાલું ધોવાતું જાય તેમ તેમ તે ચાહે પાછી કીટલીમાં નાખીને દર એક પ્યાલાં સારૂં એ પ્રમાણે કીટલીમાંથી ચાહે કાહાડવા માંડી. મારૂં તો એવું ગરી ગયું કે એઓએ જાને ઝંઝેરી નાખું, પણ પેહેલેજ દહાડેનો એટલો રકાસ જોઈ મેં તેઓને સમજ પાડી કે નહી બેહેન, પ્યાલાં ધોવાની એ રીત નથી. પેહેલાં

એક પ્યાલાંમાં થોડી ચાહે કાઢીયે અને તે પ્યાંલાંની અંદર બધે બધ ફેરવી બીજા પ્યાલાંમાં કાઢી નાખીયે અને એ પ્રમાણે એની એજ ચાહે બધાં પ્યાલાં સાફ કરી છેલ્લાંમાંની તેટલી ચાહે બાહેર ઘોરી નાખીયે.

**સાસુ**—નહી, બિચારી મારા જેવી અલાનું ગાડું છે માય મમાઇએ આગળ રાખીને ઘેરબારનું કામકાજ કરાવ્યું હોય ત્યારે એટલી સમજ આવે કેની? આજે સમજ જોશો તો તરીમતરાક થવાની અને પોલકા ઘોલકાનીજ તો. જોયું, સંસાર વેહેવારનું કામકાજ નહી શિખ્યાં હોઇયે તો એ પ્રમાણે પારકાં ઘેરોમાં હસી થાય. (દેરાંણી જેઠાંણીને) રાંડો, તમે શાંની એટલી બધી હસોછો? શું તમેબી તમારે ઘેરથી રાંધતાં સીધતાં શિખીને આવીતી કે? વળી યાદ નથી કે સુરતથી પેલા સાબુગોરા આવેલા હતા તે જોઇને પૂછવા આવી હતી કે "સાસુ, આજારી માણસને વરે સાબુચોખાની કાંજી કરેછે તે એનીજ કે? કયા ચોખાને કયા ગોરા—તેટલી તો સમજ નહી હતી અને આજે રાંડો ખીખી ખાખા કરવા નિકળી છે, પણ તમેજ જોજો કે એ વહુને કેવી હું કેળવીને કાબુ બનાવુંછું અને એજ તમો બધીઓને ટક્કર મારશે.

**નણંદ, દેરાંણી, જેઠાંણી**—(સાથે) ભલે! ભલે!

---

## પ્રકરણ—૮.

## પિતાજી તરફની પાછલે દહાડેની શિખામણ.

મને પેહેલવેહેલી સાસરે તેડવામાં આવી તેને લગતો કાંઇક હેવાલ હું જણાવી ગઇછું. ત્યાર પછી મારાં સાસરાં ઘેરમાં નવી વહુ તરીકે મારી ઉપર જે નુકતેચીની ચલાવવામાં આવી હતી તેનો પણ કાંઇક ખ્યાલ મારી પ્યારી વાંચનારી બેહેનીઓને આપવામાં આવ્યો છે. પણ મારી જીંદગીના એ અગતના બનાવથી મારાં મગજ ઉપર કેવી અસર થઇ હતી તે હું હજીસૂધી જણાવી શકી નથી. એકદમ એમ કહેવું કે સાસરે ઘેરના તે દિવસના દેખાવ, રીતભાત અને પહેરવાસથી હું તમામ સંતોષ પાંમી હતી તો તે વાંચનારી બાનુઓની નજરમાં એક ડાહી અને દુરઅંદેશ વહુ તરીકે ખપવાની ખોટી લાહેરી કરવા બરોબર છે. મોજમજાહ, આળસાઇ અને પોશાકોના અતેરાંમાં ઉછરેલી મારા સરખી એક કુમારીકા સાસરે ઘેરના ઉદ્યોગ, સાદા પોશાકો, ઠંડી વાતચીત અને મહલાજાસરની જરા રતી કરડી રીતભાતોથી એકદમ રાજી થાય યા સંતોષ પાંમે એ તદન નહીં બને એવું છે. સાસરે પધારવાની ખુશાલી ભરેલી સઘળી ઉલટ છતાં ત્યાંના સઘળા દેખાવોએ મારા મગજ ઉપર જે પેહેલવેહેલી અસર ઉત્પન કીધી હતી તે કોઇબી રીતે મારી ટેવો અને શોખને અનુસરતી નહીં હતી. હું ખુશાલી સાથ સાસરે પધારી હતી ખરી, પણ તેટલીજ ખુશાલી સાથ હું પાછી ફરી નહીં હતી. સાસરે ઘેરની

બાનુઓને માથેનો સંસારી કામાકાજનો જે બોજો મારા જોવા-માં આવ્યો હતો તેથીજ પ્રથમ તો હું દબાઇ ગઇ હતી, અને હું અંદેશામાં પડી કે તે મારાથી કેમ ઊંચકી શકાશે ? તે ઊપરાંત જ્યારે સર્વે બેહેનીઓના પોશાકનું સાદાપણું જોવા-માં આવવ્યુ ત્યારે છતી સોવાસણ જીંદગીએ એવું વિધ-વાપણું કેમ વેઠી શકાશે તેના અંદેશામાં હું પડી. એક "ફેશનએબલ" પોશાકને જીંદગીના અનેક સુખો મધેનું મુખ્ય સુખ હું સમજતી હતી. કમનસીબ વિધવાઓ અને નાચાર બેચાર બાનુઓ જેઓથી એ સુખ નહીં ભોગવી શકાય તેઓ તરફ હું હંમેશાં દયાથી જોતી, અને તેટલીજ દયા છતે પૈસે ટકે જેઓ ખોટી હાયવાય કરી ગામડયા સહી પોશાકો પેહે-રતી તેમની પણ મને લાગતી. ઘરેણા ગાંઠાંનાં ઘટતા શણ-ગાર છતાં સાસરે ઘેરના એવાજ ગામડયા સહી પોશાકે મને તેઓ માટે સારો ખ્યાલ આપ્યો નહીં, અને છેલ્લે સરવાલે જ્યારે મારા જઇફ સસરાએ સુધરેલી ઢપના મારા માનીતા પોશાક ઉપર ટીકા ચલાવી શિખામણોના જે કવડા ઝેર સર-ખા બોલો કહી સમજાવ્યા ત્યારે તો ગોયા જીવતાં જીવત મારૂં મોતજ થઇ ગયું. મારો ખોદાજ જાણે છે કે તે વેળાએ મને કેટલું લાગ્યું હતું. તે વેળા મારો દીલ ભરાઇ આવ્યો પણ ઘણીજ મુશ્કેલીથી હું તે અટકાવી શકી અને એક આયા સાથ ગાડીમાં બેઠા પછી આખે રસ્તે ઝાર ઝાર રડી. મારાં વાહાલાં માત પિતા મારે માટે વાત જોતાં બેઠેલાં હતાં. જેવી હું સાસરેથી મહીરે જઇ લાગી કે મારાં માતાજીએ મને ઓવરણા લઈ ચાંપીને એક કોટી કીધી અને તેઓ જ્યારે

બોલ્યાં કે "દિકરી મારીને ખોદા લાંબા જી આપે. અને જીવીને ધણી તથા સાસુ સસરાનું ઘણું સુખ જોજે". કે તુર્ત મારો દીઓ પાછો ભરાઇ આવ્યો અને એક નાદાંન બચ્ચાંની મીસાલ મેં છોડી મૂક્યું. વાહાલા પિતાજી પાસે બેઠેલાજ હતા અને તેઓ એ રીતની રાહાધાટ જોઇ તુર્ત ઉઠીને મારી પાસે આવ્યા અને મારી પીઠ પસવારી, મારૂં પાંખરૂં ઝાલી એક કોચ ઉપર મારી પાસે બેસી ઘણાં મીઠાસ અને નરમાસ ભરેલી પતાવટથી મારી ગમગીનીનું કારણ પૂછવા લાગ્યા. જેમ મારાં માત પિતા મને વધુ સવાલો કરતાં તેમ મને વધુ રડવું આવતું, અને મારાં મુખ મધેથી એક હર્ફ પણ નિકળી શકતો નહીં. એ પ્રમાણે પુરતું રડી રહ્યા પછી જ્યારે મારી છાતી ખોલ્લી થઇ ત્યારે મેં મારા બુઝોર્ગ સસરાજીનું નાનું ભાખાણ કહી સમજાવ્યું જે સમજતાંના વારમાં પિતાજી બોલ્યા, "રાંડ ઘેલી, એમ કહ્યું તેમાં શું થયું? એમાં શું બિસાદ છે?"

મેં મારી નાદાનિયતથી જવાબ આપ્યો—બિસાદ? બાવાજી, બિસાદ પૂછો છો? મારી નણંદનાં દેખતાં મારૂં મોત થઇ ગયું અને વળી તે એવી જબાંદરાજ અને મસ્કેરીખોર છે કે આખ્ખાં ઘેરમાં તે વિષે થાળી પિટાવી મારી લેવરી લેવરી કરી નાખી હશે. મુઇ હું સાસરેની જતી. હવે હું તે લોકોને કયે નાકે મોહું દેખાડી શકીશ? અને શું બાવાજી, તમારોબી એવોજ વિચાર છે કે મારો આ સઘળો જીવ કરતાં વાહાલો અને દુનિયા કરતાં પ્યારો સુધરેલો પોશાક તમામ ત્યાગ કરી હવે પછી એક અભણ અને જંગલી વિચારના ગામડીયણ-નોજ પોશાક કબૂલ રાખવો જોઇએ? અરે ખોદા, હવે પછી

આ પ્યારાં બુટ વગર ચાલતી વખ્તે લપેરા આવી શું હું પડી નહીં જઇશ? અને આ પોલકાને શું થયું છે? કયા કૂતરાએ તેને કરડયો છે કે તે શેઠને પસંદ નહીં પડયો? ત્યારે શું હવે પછી મારે આજારી બાનુઓની મીસાલ સાદી બાંહેનાં વાસકુટોજ પેહેરવાં જોઇશે? બોલો બાવાજી, એ જુલમાત કેમ ખમાશે? તમે લોકોએ મને કયાં ફસાવી?

**બાવાજી**—દિકરી શીલા, હું તને એટલી નાદાંન અને બેવકુફ નહીં ધારતો હતો. શું તને એક લાડકી બેટી તરીકે સઘળા લાડથી ઉછેરી, તારી સઘળી મરજીઓ રાખી, તને મન ભાવતા પોશાકો પેહેરવા દીધા તેમાં અમોએ ગુનેગારી કીધીછે કે? તારા વિચાર પ્રમાણે તો ત્યારે હવે પછી માબાપો-એ પેહેલે ઘરથીજ પોતાની બેટીઓને ખોટા લાડથી ઉછેરી ખરચાલુ પોશાકો પેહેરાવવાજ નહીં જોઈયે. જા, જા, ઘેલી, એવાં ઘેલાં ચેડાં છોડી દે અને જો એક સુખી સંસારી જીંદગી ગુજારવી હોય તો જેમ તારાં સાસુ સસરા ફરમાવે તેમ તાબેદારીથી ચાલતાં શિખ. માણસની જીંદગીનું ખરૂં સુખ પોશાક અને ખાધા પીધાની નજીવી ચીજો ઉપર આ-ધાર રાખતું નથી. જો તે ઉપરજ ખરાં સુખનો આધાર હોય તો આપણી આસપાસ લખો અને કરોડો ગરીબોને આપણે જોઈયે છીયે તેઓ સુખ વગરના ખરાં કંગાળ હોવાં જોઇયે. પણ શું તેં વારંવાર નથી વાંચ્યું કે ખરૂં સુખ કેથે પણ જોવું હોય તો તે ગરીબોની ઝુંપડીમાંથીજ મળી આવે છે? જ્ઞાન વગરના હલકાં અને પોકલ ભેજાંઓ હોય તેમનેજ એક બુટની જોડી યા પોલકાની બાંહે માટે દુઃખ લાગી શકે, બાકી

તારા સરખી ભણેલી અને સમજુ દિકરીને એવાં નાદાંનિયત ભરેલાં ચેડાં કાઢતાં જોઇ આજે હું ખરેખર પસ્તાવું છું કે કયાંનાં કયાં મેં તને પેહેલાં બુટ પેહેરાવ્યાં અને પોશાકોને લગતાં તારાં અતેરાંઓને ઉત્તેજન આપ્યું. હવે હું ખાતરીથી માનું છું કે દિકરીઓ તે કાંઇ મા બાપની હંમેશ સુધીની પોતીકી મીરાસ નથી, પણ તેઓ પારકી મીરાસ છે અને માબાપો માત્ર ચોકસ વખ્ત સુધીના પોતીકી દિકરીઓના વાલી અને રખેવાળ છે. વાલી અને રખેવાળ તરીકેના વિશ્વાસ ઊપર દિકરીઓનો કબજો જેટલી મુદ્દત સૂધી માબાપના હાથમાં સોંપવામાં આવ્યો હોય તેટલી મુદ્દતમાં ખરચાલુ શોખો, અને ખોટા લાડથી બેટીઓને બગાડવી તે ગોયા તેમના હવે પછીના હકદાર માલેકો તરફ વિશ્વાસઘાત કીધા બરોબર છે. દિકરી, તારી આજની ચાલથી એ ફિલસુફી હું ઘણી અસુરેથી શિખ્યો છું, પણ યાદ રાખજે કે મરદ ઓરતની ખરી ખુબસુરતીને ભાડેનાં શણગારની કશી જરૂર નથી. ખુદરતી નવાજેશવાળી ખરી ખુબસુરતી જેટલી પોશાક અને ઘરેણાનાં ભાડેનાં શણગાર વગર શોભી નિકળે છે તેટલી તે શણગારોથી શોભતી નથી. જીંદગીનું તમામ સુખ અને દુઃખ માણસનાં મગજની હાલત ઉપર આધાર રાખે છે. બેહેસ્ત અને દોજખ પોત પોતાને માટે ઊતપન્ન કરવાનું પણં આપણા મગજ ઉપરજ રહેલું છે. જો તું ચાહે તો એક સાદી સારી અને સાદાં વાસકુટમાં ધણીનો સંપૂર્ણ પ્યાર, માબાપનો ખાલેસ ચાહા અને સાસુસસરાનો પૂરતો વિશ્વાસ મેળવી જેવી રીતનું સુખ હાંસલ કરી શકે તેવું સુખ ઉપલાં વાહાંલાઓની માયા અને પ્રિત

વગર હજાર રૂપ્યાના બુટ અને લાખ રૂપ્યાના પોલકા પેહેર્યાથી પણ મેળવી શકવાની નથી.

અઢાર વર્ષની ઉમર સૂધી શિખામણ અથવા ધમકીનો એક આડો સખુન નહીં બોલનાર સદાના વાહાલા પિતાજીને મ્હોડે જીંદગીનું આ સપ્પર પેહેલું પણ બાપીકું ઘેર છોડતી વેળાનું આ પાછળે દહાડેનું ભાષાણ સાંભળી હું મનમાં સમજવા લાગી કે, "પડતી ઊપર પચાસ" વાળી પેળી પ્રખ્યાત કેહેવત પ્રમાણે હવે રહી રહીને પિતાજી પણ કવડી ઝેર જેવી શિખામણો દેવા લાગ્યા. પણ તોપણ હું કેવી ઘેલી કે તે શિખામણોના વાજબીપણાનો મને કશો ખ્યાલ આવી શક્યો નહીં. સાસુ સસરાતો જાણે સમજ્યાં કે તેઓ જાતે અસલથીજ જૂના અને જંગલી વિચારના હતાં. પણ મારા સદાના સુધરેલા પિતાજીને બલા જાણે શું કરી મૂક્યું કે તેમના વિચારો એટલા બધા કેમ ફેરવાઇ ગયા તેની મને સમજ પડી નહીં. હું રડી રડીને તે રાત્રે સુવા ગઈ અને મારી તમામ આશાઓ હવે મારા વાહાલા ખાવિંદ ઊપર રહેલી હતી. હું મારી બેવકુફીમાં હજી ખાતરીથી માનવા લાગી કે મારા શિખેલા ભણેલા ભર્થાર ગમે તે થાય પણ પોતાના અભણ પિતાજીની ખોટી તાબેદારી કરી મારા પગ મધેનાં બુટ અને મારા માનીતા પોશાકોને એકદમ રદ કરાવશે નહીં. તેઓ બનતાં સૂધી પોતાના પિતાજીને સમજાવી લેશે અને નહીં તો પછી શું થાય છે તે આપણે જોઈ લઇશું એવી એવી મનંની ખોટી ખુમારીઓમ હવાઇ સ્વપ્ના જોતી હું ઊંઘાઈ ગઈ.

## પ્રકરણ—૯.

### "જો એટલી અરજ ઉપર ધ્યાન આપશો તો જન્મ સુધીની તમારી ગોલામડી થઇ રહીશ."

મારા સુધરેલી ઢપના પોશાક માટે મુરબ્બીને તોહના સસરાજીએ દુ:ખ લગાડયા પછી તે ઊપર સદાનો લાડ લડાવનારા વાહાલા પિતાજીએ પોતા તરફની પાછળે દહાડેની શિખામણોના રૂપમાં "ડામ દીધા" અને તેથી હું વધારે નિરાશ અને ગમગીન થઇ ગઈ હતી. એક તરફથી સુધરેલી મડમ તરીકેના શોભાયમાંન પોશાકોએ મારી નાદાંન આંખોને આંજી નાંખી હતી, બીજી તરફથી અચબુચ તે પાંતીના શોખોને તજી દેવાનું દુ:ખ નહી બરદાસ્ત થઇ શકે એવું લાગતું હતું. જેમ જેમ દર અઠવાડિયે હું "રાસ્ત ગોફ્તાર" વાંચતી તેમ તેમ મારા માથા ઉપરનું માથુબાંનુ એક એક આંગળ ઊપર ચઢવા માંડતું હતું, અને હું ઇચ્છતી કે ખોદા કરેને મારા માથાંમાં એવું કાંઇ દર્દ શું નહી થાય કે જેથી ડાકટર તે સદંતર ઊઘાડું રાખવાની તાકીદ કરી શકે ? તેજ પ્રમાણે પગ મધેનાં બુટ ઉપર મારૂં પ્રિત એટલું મજબૂત બાઝેલું હતું કે એકાદ સારી યા પોલકાને ભોગે પણ તે પેહેરવાને હું ઉલટમંદ હતી અને છેલ્લે સર્વેથી અગત્યના મારા માનીતા પોલકાઓ—જેમાં મારો જીવ સમાયલો હતો, અને જેને શણગાર પમાડવામાં મેં કશું બાકી રાખ્યું નહીં હતું—ને એકદમ પાછા બોડકા કરી નાખવાનો ખ્યાલજ માત્ર ભયંકાર હતો. ઘેરમાં સિવવ·

સાંધવા ઉપર હું કશું લક્ષ આપતી નહીં હતી તે છતાં મારા તેમજ મારી બેહેનોના પોલકા તૈયાર કરવાનો મારો અધિકાર હતો. તે ઉપર રાત અને દિસ જાતી મેહેતત લેઇ એટલું બધું ધ્યાન આપતી કે ગોયા મારાં માતાજીના બોલોમાં "પોલકાઓને નાંમનું મને એક જાતનું ઘેલાપણું લાગેલું હતું." તરેહવાર "રીબનો," "લેસો" કાચના દાનાઓ, તીલીઓ, કસબ, ઇત્યાદી જેબી નવાઇ મારા જોવામાં આવતી તે તુર્ત મારા પોશાકમાં દાખલ થયલીજ હતી. આ સઘળા શોખ—ખરા યા ખોટા—ગમે તેવા હોય તોપણ તે એકવાર નાદાન વયે મજબૂત થયા પછી એક જુવાંન વયની કુમારિકાથી એકદમ કેવી રીતે તજી દેવાય તે હું સમજી શકી નહી. એ શોખોને તજવા એટલે પછી જુવાંની શા ખપની, જીંદગીજ શા કામની, અને પછી જીંદગીની બીજી મોજજ ત્યારે શુ હોય એવા એવા હવાઇ વિચારો જેમ જેમ હું કરતી તેમ તેમ મને કશું સમજ પડતું નહીં કે આગળ ચાલતાં સાસરેની જીંદગીમાં પાટલો કેમ ફાવશે? છેલ્લે ઘણાક અંદેશા પછી એ બાબદ વિષે મારા વાહાલા ખાવિંદ ઉપર એક પત્ર લખવાનો ઠેડાવ કીધો અને હું તે લખવા બેઠા, પણ તે લખી લખીને સાતવાર ફાડી નાંખ્યું, કેમકે શું લખવું અને કેમ લખવું તેની મને સમજ પડી નહીં. વાહાલા ખાવિંદની નજરમાં ડાહી અને દાનાવ ધણિયાણી તરીકે ખપવા ખાતર તો મારે પેહેલાંથીજ તજવીજ કરવી જોઇયે, કેમકે ધણીની નજરમાં જ્યાં સૂધી ધણિયાંણી માટે માન હોય નહી ત્યાં સૂધી ખાલેસ પ્રિત પણ જન્મ પાંમી શકે નહી. વળી પોશાક જેવી બાબદ

જે મરદોની નજરમાં બિસાદ વગરની નજીવી ગણાય છે તેજ બાબદને અતિ ઘણું વજન આપી જો વાહાલા ખાવિંદ ઉપર તે વિષે લખુંછું તો તેમની નજરમાં હું હલકી પડયા વગર રહું નહી. આવા આવા અંદેશાઓ પછી જેમ તેમ કરી છેલ્લાં આ પ્રમાણેનું એક પત્ર લખા ઘણી આનાકાંની અને ઘચુપચુ મને તેઓ ઉપર બીડીને મોકલી દીધું હતું :—

મુંબઈ, તા૦ ૭ મી મે ૧૮—

**પ્યારા ગુસ્તાદજી,**

તમારા મુબારક હાથનું પ્યારૂં પત્ર મળ્યાને ઘણા દિવસો થયા છે, પણ હાથ ચોખા નહી હોવાને લીધે તુર્ત હું તેનો જવાબ લખી શકી નથી માટે માફ કરજો. તમારા લખ્યા પ્રમાણે હું પિતાજી સાથે ઘણું કરીને દરરોજ સાંજના એક લાંબી "વોક" લેવાને જાઊંછું, જે જાણી તમો ખુશી થયા વગર રહેશો નહીજી. વળી આગળની માફક જે ચોપડી ચોપાંન્યાંનાં ચિથડાંઓ હાથમાં આવે તે સઘળું ગાવડીની મીસાલ એકદમ વાંચી જવાના હાવરકુતાને બદલે તમારી સલાહ મુજબ જે જે તમો ફરમાવો છો તેટલુંજ ઘણાં ધ્યાન અને ધીરજ સાથ વાંચુછું. મારા પિતાજી "મુંબઇ ગેઝેટ" ખરીદે છે જેમાં અત્યાર સુધી માત્ર "પોલીસ કોર્ટના રિપોર્ટ" અને ગામખાતાંની ખબરો ઉપરતપકેથી હું જોઈ જતી હતી. પણ તમારી ફરમાસ પછી હવે હું પેહેલી આર્ટીકલો વાંચવા લાગીછું અને મને લાગેછે કે ખરેખર શિખવા અને વાંચવા જોગ ભાગ તો માત્ર તેજ છે. તમોએ મોકલેલી "એલી-

ઝાબેઠ સ્ટાલીંગની" લખેલી "નોબલ ડીડસ ઓવ ઉમન" વાલી ચોપડી આજેજ મેં શરૂ કીધી છે અને તેના પેહેલા ભાગમાં માતાનાં પોતાનાં ફરજંદો તરફના પ્યારને લગતી માત્ર ત્રણજ નાની બાબદો વાંચી છે જે વાંચ્યા પછી મને લાગે છે કે જો એ પુસ્તકમાં બધીજ વાતો એવી રસીલી અને બોધકારક હશે તો તે ખરેખર અમો બાનુઓના બાબમાં સર્વેથી અગતનું પુસ્તક હોવું જોઇયે. પણ ડીયર, જરા મને લખી જણાવશો કે મીસ બ્રેડનની "લેડી ઓડલીસ સીક્રેટ" માટે તમારો શું વિચાર છે? શું તમે તે વાંચી છે? મારી એક સહીએ મને તે વાંચવા આપીછે અને હું તે લગભગ પૂરી કરવા આવીછું તોપણ તમો વાહાલા આગળ તે માટે જણાવતા હું ભૂલી ગઇછું. ઘણા ખરા ઇંગ્રેજી કિસ્સાઓ તમો પ્યારાને પસંદ નથી તે તો હું તમારી વાતચીત ઊપરથી પાંમી ગઈછું, પણ શું તમારાં નાપસંદ પુસ્તકો મધેનું તે પણ છે? જો તેમ હોય તો તમારી સલાહ વગર તે વાંચવા માટે હું દરગુજર ચાહુંછું.

પણ પ્યારા, આજે તમારા ધ્યાન ઊપર એક અગતની બાબદ લાવવા માગુંછું અને "જેમ બને તેમ મારૂં એટલું કામ બજાવાની તસ્દી લેશો તો જન્મ સૂધીની હું તમારી તાબેદાર ગોલામડી થઇ રહીશ." તમને ખબર તો પડી ચૂકી હશે કે તમારે ઘેરની મારી પેહેલ વેહેલી પધરાંમણી વેળાએ મારા મહલાજાસરના સુંદર પોશાક વિષે તમારા બુઝોર્ગ પિતાજીએ કેવી મારી લેવડી કરી નાંખી હતી, પણ હવે બોલો મારા વહાલા, કે શું તે દિવસના મારા પોશા-

કમાં તમને કાંઈ પણ વાંધાભરેલું જણાયું હતું ? મુવાં બુટ પેહેર્યા તેમાં બાપદાદાનાં નામનું શું નખોદ વલી ગયું કે તેઓ મોટી મોટી વાયજી ચલાવા નિકળી પડ્યા, અને ખામખા મને ઘેર તેડી તે દિવસને સારૂં રાત રાતનાં ઉજાગરા પછી તૈયાર કીધેલા હીરા જેવા પોલકાને કયા કુતરાએ કરડ્યો હતો કે તેઓ મોટે મોટે બોલવા નિકળ્યા કે "મને તે ગમતો નથી." ઓવાએ ! હવે તો મુવાં ગામડયાં જેવાં લોકોબી બુટ સ્ટાકીંગ પેહેરે છે તો પછી શું આપણે શિખી ભણીને સુધરેલાંમાં ખપીને બાવા આદમનાં સાલની સપાટોનાં સપર સપર થતાં ચિંથડાંઓથીજ રાજી રહીયે ? જોવો વાત લાવ્યાછે તે ? મુઈ સરૂઆતમાંજ એવી મોહોકાણ ત્યારે આખી જીંદગીનું કાસીસન કેમ જશે ? જો ડીયર, તમને તમારી શીક્ષા ઉપર એક લેસ ભારબી હેત હોય તો કાંઇબી કરીને તમારા બાવા માયને મારી તરફથી સમજાવી લેજો અને ગમે તે થાય પણ બુટ તો મારાથી કહડાવાનાંજ નથી. પગ મધેથી સદાનાં બુટ તો હું ત્યારેજ કહાડીશ કે જે દિવસે મને હાથ પગ બાંધીને ગેન ઉપર સુંકવામાં આવશે, ત્યાં તલગતો કદીબી નહી, તમે તેઓને સમજ પાડજો કે હવે ગામમાં બુટ કોણ નથી પેહેરતું ? બધાંબી પેહેરે છે અને ઘેરમા કંકાસનું નકાંમુ બી વાવ્યાને બદલે તમે કેહેવો તો તમારી આગળ બુટ પેહેરીને હું આવીશ નહીં પણ બહાર જતી વખ્તે તો હું પેહેરવાની ને ફર પેહેરવાની. વહાલા, તમે માટીડા જેવા માટીડા થયા છો, વળી ઉમ્મરે પોહોચી ચૂકાછો, અને રળતા કમાતા હોવાથી કોઇના ઓસિયાળા તો નથીજ માટે તમે જો એ બાગદમાં પેહેલે ઘરથીજ

મકમ રેહેશો તો તમારા અસલી વિચારનાં બાવા માએનું કશું ચાલનાર નથી અને અંતે આપણી ફત્તેહજ થશે. મને એ બાબદ ઊપર એટલું બધુ લખવાનું છે પણ શું કર તે સઘળું લખી શકાતું નથી, પણ તમો મળશો ત્યારે હું તમને એ બાબદની સઘળી સમજ પાડીશ. તેટલા તમારી પરણેતરને જો જન્મ સુધીની સુખી કરવા માંગતા હોવો તો કાંઇબી કરી પિતાજીને સમજાવી લેવાની વેત્રણ કરજો, હું તમારી ઉપરથી બધી મરી જઇશ અને તમારો આભાર કદી પણ ભુલીશ નહીં.

લા૦ તમારી ડીયર ડારલીંગ

**શીલ્લા.**

---

## પ્રકરણ—૧૦.

## "ડીયર ડારલીંગ શીલ્લાનું બેઉ જહાંનનું ભલું ઇચ્છનાર."

એક બુટની જોડી અને શોભાયમાન પોલકા પાછળના અતિયંત શોખને ખાતર મેં મારી નાદાનિયતથી વાહાલા ખાવિંદ ઊપર કેવી કિસમનું પત્ર લખ્યુ હતું તે પ્રિય વાંચનારે છેલ્લા પ્રકરણમાં વાંચ્યું છે. જે દિવસે મેં તે પત્ર તેઓ ઊપર મોકલી આપ્યું હતું તે દિવસે તેઓ એક દર્દીની માવજતમાં એટલાબધા રોકાયલા હતા કે રાતના જ્યારે અગિયાર

વાગા પછી તેઓ પોતાના મુકાંમ ઊપર આવ્યા ત્યારેજ તેઓને તે મળ્યું હતું, તોપણ તે પત્ર વાંચતાજ તેજ રાતના બારથી એક વાગતા સુધીનો ઊજાગરો કરી તેઓએ મારા પત્રનો પ્રતીઉત્તર આ પ્રમાણે લખી મોકલ્યો હતોઃ—

**મારી પ્યારી પણ ચેડી શીલુરા,**

અંતે ગરીબ બિચારો નવલ ગઈ રાતના સાહાડા દસ વાગતે એક ખરાબ જાતની તાવથી મરણ પામ્યો છે, અને મારી પંદર પંદર દિવસની સઘળી મેહેનત ધૂળમાં ગઇ છે. નવલ બિચારો જોકે જાતે એક ગરીબ બબરચી હતો, તોપણ તેણે મારા પિતાજીનાં કુટુંબની જેવી નિમકહલાલી અને જાંનફેશાનીથી છેલ્લાં ત્રીસ વર્ષ વેર નોકરી બજાવી છે તેના એક નજીવા આભાર તરીકે તે બિચારાની માંદગી વેળાએ મારાથી બનતી મેહેનત કરવાની મેં મારી ફરજ વિચારી હતી. મારા જન્મથી તે અમારે ત્યાં નોકરી રહ્યો હતો અને ત્યારથી આજદિન તલગની અમારાં કુટુંબ તરફની તેની નિમકહલાલ અને વફાદારી એટલીબધી હતી કે તેની હું કોઇબી રીતે પુરતી તારીફ કરી શકતો નથી. બબરચી જેવા ગરીબમાં ગરીબ નોકરો પણ કોઇ કોઇવાર કેવા અમીરી ગુણ ધરાવી શકે છે તે મેં પેહેલવેહેલું આપણા નવલથીજ જોયું હતું. થોડાક દિવસની માંદગી પછી તેની બાયડી બિચારી ઓહોંસ કરીને તેને પોતાને ત્યાં લઇ ગઇ હતી, અને તેની સઘળી દવા દારૂ હુંજ કરતો હતો. પાછળથી જયારે મેં જોયું કે તે બિચારો એક જાતની ખરાબમાં ખરાબ તાવને વશ થયો હતો

ત્યારે દરરોજના બબ્બે ફેરા પછી છેલ્લા પંદર દિવસ બેર અને તેની આગળ આખી આખી રાત હાજરી આપવી પડી હતી, પણ તે સઘળું ફોકટ ગયું છે. એક ધર્મી, પ્રમાણીક, અને નિમકહલાલ જીંદગી ગુજાર્યા પછી પોતાની પાછળ એક વિધવા અને બે ઊંમરે પુગેલાં ફરજંદો-ને મૂકી તે બિચારો આ દુનિયાનાં દુઃખો, પાપો, અને સંકટો મધેથી સદાનો છુટો છે. બેજ ફરજંદોમાં બેઊ સુખી છે. એક છોકરી પોતીકે બાપીકે વતન નોસારીમાં પરણેલી અને ધણી તથા બચ્ચાં છોકરાંના સુખમાં સુખી છે, અને છોકરો થોડું ઘણું શિખેલો હોવાને લીધે બાહાર દેશાવરની એક આબરૂદાર દુકાંન ઉપર ગુજરાતી "નામુથાંમુ" રાખી પોતાનું પુરૂં કરે છે. દલગીરીભરેલું એટલું છે કે આ બેઊ ફરજંદોનાં મરતી વેળાએ મ્હોડાં જોવાની ગરીબ બિચારા નવલને ઘણી ઉમેદ હતી પણ તે પાર પડી શકી નહીં. મોતનાં બિછાંણાં આગળની થાક, ગમગીની, અને નાસિપાસિ પછી અફડાતો ઝીકાતો રાતના છેક અગિયાર કલાકે તદન ભુખો, તોપણ આવા નહી ગમે એવાં શોકાતુર દિલ સાથ હું ઘેરમાં આવ્યો ત્યારે મારી ટેબલ ઉપર વાહાલી શીક્ષાના દસ્તકનું એક પત્ર પડેલું જોઈ મારી ગમગીનીમાં કાંઈ મને દિલાસો અને મારી આખા દિવસની થાકમાં કાંઇ રાહાત મલે એવું મને લાગ્યું. ઝડપથી તે મેં ટેબલ ઉપરથી ઉપાડી પ્રથમ તે ઉપર એક પ્યાર ભરેલો બોસો લીધો અને દિલ મધેથી પાઘડી ડગલી ઉતારવાની અગાઉ ચરાગ આગળ બેસી તે મેં વાંચ્યું. એક વાર વાંચી ફરીથી વાંચ્યું, ત્રીજી વાર ઉપર ટપકેથી પાછું જોઈ

ગયો અને વધુ શોકાતુર દિલે ટેબલ ઉપર તે પાછું મૂંકી વિચારોના વમળમાં ગોતાં ખાવા લાગ્યો. હજી પાઘડી ડગલી ઊતારવાનું ધ્યાન આવ્યું નહી. વિચારમાં ને વિચારમાં બેઠો, બેઠો, બેઠો, તે છેક અગિયારના સવા અગિયાર, સાડા અગિયાર, પોણાબાર થયા પણ ભાંન રહ્યું નહી કે એટલી બધી મોડી રાત થઇ હતી. ત્યાર પછી તુર્ત ઉઠી પાઘડી ડગલી ઉતારી, કસતીપા-યજા કરી દરરોજના નિયમ પ્રમાણે સુતી વેળાની એક ટુંક બંદગી કરી બરોબર બારને તકોરે વાહાલી શીરીં ઉપર હું આ જવાબ ચીતરવા બેઠો.

પ્યારી શીરીન, હું જે પૂછું તેનો શું તું મને સાચ્ચે સાચ્ચો જવાબ આપી શકશે? હું તારાથી માત્ર એટલુંજ જાણવા માગુંછું કે માણુસ જાતનું ખરૂં સુખ શામાં સમાયલું છે તે શું તું બરોબર સમજે છે? ખ્યાલી સુખોના હવાઇ ખ્યા-લથી આપણે આ દુનિયામાં જેટલાં દુ:ખી અને નાસિપાસ થઇયે છીયે તેટલાં બીજાં કશાંથીબી થતાં નહીં હોઈશું. જો હું ભૂલતો નહી હોવું તો તારાં આ છેલ્લાં પત્ર ઊપરથી મને એવું લાગે છે કે તારા વિચાર પ્રમાણે પગોમાં ઊંચી જાતનાં બુટ પેહેર્યાં અને દિલમાં ભાતભાતના ભપકાદાર પોશાકો ધા-ર્યા એટલે એક અબળાનું સઘળું આ ભવનું સુખ સંપૂર્ણ થાય છે, પણ પ્યારી, એ તારાં ભેજાંની કેવી નબળી હાલત બતલાવે છે? તારી ઊંચ્ચે દરજજેની કેળવણી ધ્યાનમાં લેતાં એવા હલકા વિચારો તું સરખી સમજુ અને શ્યાણી નાર કેમ ધરાવી શકે તે હું સમજી શકતો નથી. જે અતલગનાં વાહાલાંઓ સાથ આપણને લાંબો ભવ ગુજારવો હોય તેમની

મરજી ઉપરાંત, તેમને દુઃખી કરી, તેમના કકલાટ અને તાણાજાંણી વચ્ચે તકલીદી અને નજીવા પોશાકો ઉપર મરી પીટવું તેમાં કોઈબી જાતનું સુખ સમાયલું હોય એમ હું માનતો નથી. સુખનું મહક માણુસનાં ભેજાંમાં છે, બાકી બદન ઉપર ઓળવેલા ગમે એવા કિમતી અસબાબથીજ જો સુખ મેળવાતું હોય તો ખચ્ચર અને ઊંટનાં સરખાં બારબરદારી જનાવરો જેમના ઉપર ઘણીવાર કિમતીમાં કિમતી અસબાબ લાદવામાં આવે છે તેઓ આપણાં કરતાં પુષ્કળ વધારે સુખી હોવાં જોઇયે. મારી પ્યારી શીરીન, ખાતરીથી માનજે કે સુધરેલાં બુટ મને નાપસંદ નથી. વળી પોતીકા ચેહેરાના રંગ રૂપને બંધ બેસે એવા "ફેશનએબલ" પોશાકો પણ મને પસંદ છે ખરા, તોપણ જે મુરબ્બીએ મને પાળીપોશીને મોટો કીધો, સારાંમાં સારી જાતની કેળવણી આપી આજે રળતો કમાતો કીધો, જેઓએ મારી અરધો ડજન માંદગી વેળાએ રડી રડીને દિવસો પસાર કીધા, સારી તંદરોસ્તી ખાતર સંખ્યાબંધ "અરદીબેહેસ્ત" અને "હપતન યસ્તો" કીધી, અને તે ઉપરાંત મારે ખાતર અનેક કિસમની તસ્દીઓ ખેંચી મારાં સુખમાં સુખી અને દુઃખમાં દુઃખી થયા તેઓ તરફ શું એક ગમે એટલી પ્યારી મોહોરદારને લાડ લડાવા ખાતર મારે તેમના પાછળા દિવસમાં નિમકહરામ થવું જોઇયે? શું પાંચ સાત રૂપરડીનાં બુટની એક જોડી ખાતર મુરબ્બી પિતા, પાળનાર અને પોશાણ કરનાર તરફ બેવફા થાવું? તું લખે છે કે હવે હું ઉમરે પોંહોંચી ચુકોછુ પણ તેટલા ખાતર તો મારે "વરસ પ્રમાણેની વકુફ રાખી"

એક નાદાન બૈરીને હાથ વેચાતાં સંભાળવું જોઇયે. વળી તું લખે છે કે હું માટીડા જેવો માટીડો છું, પણ તેટલા ખાતરજ મારે માટીડાના સરખી દુરઅંદેશી, હિમ્મત, અને બાહોશી ધરાવી એક વાહાલા પિતાની તરફ નિમકહરામ થવાને બદલે તારા સરખી ગાંડી બૈરીને નેક શિખામણોથી સુધારવી જોઈયે. છેલ્લે તું એટલું પણ લખવાને અચકી નથી કે હું રળતો કમાતો હોવાથી હવે હું કોઈનો ઓસીયાળો રહ્યો નથી. પણ ઘેલી, આજે કદાચ હું કોઇનો ઓસિયાળો નહીબી હોવું, તોપણ આખી જીંદગી જેઓ તરફનાં ઓસિયાળાંપણામાં ગુજારી છે તેવણને હવે બુઢાપામાં શું મારે પડતા નાખવા જોઈયે? પ્રથમ તો એક અમર્ગ આતમાંને ખાતરજ જે ધણીને હું આભારી, અને ત્યાર પછી જીંદગીની અનેક જરૂરિયાતની હાજતો માટે બાલેબાલ કરજદાર તેજ મુરબ્બીને તોલના પિતાને તેમની નાતવાંની અને જઇફીના બારીક વખ્તમાં મારાથી કેમ પડતા નાંખી શકાય? શીરીન, શીરીન, તારા સરખી સ્યાણી છોકરી એવું પત્ર લખે એ મારા ખ્યાલમાંજ ઉતરી શકતું નથી. આજે દિકરા તરીકે મારી અને વહુ તરીકે તારી ફરજ છે કે આપણે બંને સુફુજી સમજીને પિતાજીને બધી વાતે રાજી અને સુખી રાખવાની બનતી તજવીજ કરીયે. આપણા મુરબ્બીઓ અને આપણી આસપાસનાઓ આપણી ચાલચલણ અને વર્તણુકથી રાજી રહે તેમાંજ આપણું પોતાનુંબી ખરૂં સુખ સમાયલું છે. વળી જયારે આપણી પોતાની વહુ દિકરાં વાપરવાની વારણ આવશે ત્યારે આપણે જો આપણા વડીલો તરફની ફરજો મનમાનતી રીતે

બજાવી હશે તો તેના બદલામાં આપણાં ફરજંદો પણ તેવાં-જ તાબેદાર નિવડી આપણી જઇફીને જેબ પમાડશે. વાહાલી શીરી, તુંજ વિચાર કર કે આજે તો તું એકલી થવાનાં ખોટા શોખ ધરાવનારી એક વહુ છે, પણ તેને બદલે એક સાસુ હોય અને તારી એકાદ વહુ તારાં કેહેનસર રેહેવાને બદલે અનેક બાહાને તારી મરજીની વિરૂદ્ધ જઈ તારૂં પાકવીને પલેથર કરે તો તને કેવું લાગે વારૂં? એજ હાલતમાં આજે તું તારાં સાસુ સસરાને વિચારી લે અને તેમને સર્વે રીતે રાજી અને સુખી રાખવાનો કસદ કર અને પછી તું જોશે કે સંસાર મંડળમાં તું એક ગોલાપ અથવા મોગરાની મીસાલ પમરી નિકળશે.

પ્યારી શીરીન, હું દલગીર છું કે એ તરફની ફરજ સંભાળતાં મને એ પ્રમાણેનું સખ્ત લખવા પડયું છે, પણ જો તેમાં તને કશું માઠું યા દુઃખ ભરેલું લાગે તો તું આટલી ખાતરી રાખજે કે ખામખા તુંને દુઃખી કરવા યા માઠું લગાડવાને મેં એ રસ્તો લીધો નથી. વાહાલી મોહોરદાર તરફનો પ્યાર મને ઘણો વાહાલો છે પણ તેટલા ખાતર પિતા તરફની ફરજ મારાથી ભુલાતી નથી. શીરી ડીયર, તું "મારી જન્મ સુધીની ગોલામડી થઇ રહેવા" માંગે છે, પણ હું કસમ લઇને કહુંછું કે જો તું મારાં કેહેનસર ચાલી આપણા સર્વે અતલગનાઓ તરફની તારી ફરજો બજાવતાં શિખશે તો હું તને મારી ગોલામડી નહી પણ મારી બરાબરની, મારી મદદગાર, મારી સલાહકાર, મારો વડો વજીર, અને મારો મુખ્ય પ્રધાન હું તનેજ ગણીશ. પોતાની પરણેતરને ગોલામડી તરીકે

ગણુવાના દિવસો હવે વહી ગયા છે. હું ઇચ્છુંછું કે દુનિયાદારીના તકલીફ઼ શોખોને પડતા નાખી હવે તું વાહાલી સંસારની ફરજો, મનનો સુધારો, અને પોતાના પેદા કરનાર ખાવિંદની નેક બંદગીઓ ઉપર લક્ષ આપી મારી ઉપરજ નહી પણ આખાં કુટુંબ મંડળ ઉપર પોતીકાં જાતી કમીનાપણાથી રાજ ચલાવી શકે. ડીયર શીલુશ, હજી મારે લખવાનું બીજું ઘણું છે પણ હવે એક વાગવા આવ્યો છે, આંખોમાં ઊંઘ ગલબો કરે છે, હાથ ચાલતા નથી અને તેથી તારે માટેની નેક દુવા સાથ આ પત્ર બંધ કરૂંછું.

લા૦ "ડીયર ડારલીંગ શીલા"નું બેઉ
જહાંનનું ભલું ઇચ્છનાર ગુસ્તાદ.

મારી વાંચનારી બેહેનીઓ અગરજો એમ વિચારશે કે જે વેળાનો હું મારો હેવાલ લખું છે તે વેળાની શીરીન અને આજની આ બાબદો લખનારી શીરીન મડમ બન્ને એકની એકજ હશે તો તેમાં તેઓ ભૂલ કરશે. માસ, લોહી, અને હાડકાંમાં ઉપલા બન્ને પ્રસંગો વેળાની શીરીન એકની એકજ છે ખરી, તોપણ તે અરસામાં તેણીના મનના વિચારો, સંસારી રીતભાત અને એક અબળા તરીકેની ચાલચલણમાં એટલો મોટો ફરક પડી ગયોછે કે હું પોતે પણ મને પોતાને આગલી શીરીન તરીકે પિછાણી શકતી નથી. મગજની ખિલવની, દુનિયાંનો અનુભવ અને સારી શિખાંમણો ઉપર ધ્યાંન પૂગાડયા પછીની સુધરેલી રીતભાતોથી માણુસની આગલી હાલતમાં એટલો બધો ફેરફાર થઇ જાય છે કે તેથી ગોયા તે

જુદુંજ માણુસ બની જાય છે, તોપણ આસમાંન અને જમીનના જેટલો એ ભોહોલો ફેરફાર એકદમ થઇ શકતો નથી. એવા માહાભારત ફેરફાર માટે ઘણો લાંબો વખ્ત અને પુષ્કળ ધીરજ જોઇયેછે. "તીપે તીપે જેમ સરોવર ભરાય છે" અને "કાંકરે કાંકરે જેમ પાર બંધાય છે" તેમજ ઇનશાંનની માઠી ટેવોને તજતાં અને શુભ રીતિઓ લેતાં દાનાવ માણુસોનો લાંબા વખ્તનોં સાથ અને નેક શિખાંમણોની જાથુકની ચાલુ અસરો ઘણી જરૂરની ગણાય છે. જેઓની સાથ આપણુને લાંબો વખ્તવેર જીંદગી ગુજારવી હોય અને તેઓ સર્વ જો ભલી વર્તણુકના, લાયકીવાળા, નેક અને વિવેકી સાથીઓજ હોય તો ગમે એવી નઠારી ટેવવાળું ઈનશાંન પણ તેઓની મારફતે એકાદ બે પણ સારાં લક્ષણો લીધા વગર રહે નહિ. એજ પ્રમાણે મારાં સાસરે ઘરની બાનુઓની રૂડી વર્તણુકથી અને ખસુસ કરીને મારા વાહાલા ખાવિંદની ભલી રાહાનુમાઇ તળે આજે હું તદન બદલાઇ ગઈછું, તોપણ મારો એ છુપો અનદીઠ ફેરફાર કેવાં ધીમાં કદમોથી થયો છે તે પૂરતી રીતે બતલાવવા ખાતર મારે મારી આગળિ વર્તણુક પૂરેપૂરી દરશાવવામાં કોઈબી રીતે શરમાવું નહિ જોઇયે. આજે હું કબૂલ કરૂંછું કે તે વેળાની મારી સઘળિ વર્તણુક ઠપકા લાયક હતી, તોપણ તેવી વર્તણુક મારી બીજી બેહેનીઓ નહિ ચલાવે અને પેહેલે ઘરથીજ ધણીને હાથ કરી લેવાના ખોટા પછાડા મારી નકાંમી નાસિપાસિઓમાં પડી, પોતાનાં પવિત્ર સંસાર સુખની ધૂળધાંની નહિ કરે એટલા ખાતર મને મારો હેવાલ પૂરતા ખોલાસાઓ સાથ રજુ કરવાની ફરજ પડે છે.

મેં એક બેવફુરી ભરેલું પત્ર વાહાલા ખાવિંદ ઉપર મોકલી આપ્યું અને તેનો લંબાણ જવાબ એક "વાયજી" ના આકારમાં ફરી વળ્યો તે પ્રિય વાંચનારે વાંચ્યો છે. આ જવાબ માટે હું કાગને ડોળે વાટ જોતી હતી, અને વાહાલા ખાવિંદની વર્ષગાંઠ માટે એક સુંદર "પોલકો" તૈયાર કરવામાં હું રોકાયલી હતી તેટલાંજ "પોસ્ટ" નો સીપાઈ આવી લાગ્યો, હરખભરેલી ઉલટ સાથ "પોલકા" ને પડતો નાખી તુર્ત દોડી જઇને તેના હાથ મધેથી તે પત્ર લીધું અને બે વાર આંખોમાં દાબ્યા પછી તે ઉખેડીને વાંચવા માંડયું. જેમ જેમ વાંચવા લાગી તેમ તેમ મારાં મોંઢાનો રંગ બદલાવા લાગ્યો. ગોલાબ જેવા ચેહેરા સાથ વાંચવા માંડેલું પત્ર પૂરું થતાં તેજ ચેહેરો તુર્ત રતાશ વગરનો ફિક્કો ફકચ પડી ગયો. ગુસ્સા અને દિલગીરીમાં હું ગરકાવ થઈ ગઈ. કોઇવાર ગુસ્સો એટલો બધો ઉભરી આવતો કે જાણે પવન સાથે પણ મરાઈ પડું. વળી ગુસ્સો જયારે નરમ પડતો ત્યારે ગંમગીની અને ઊદાશીના વમળમાં બેભાંન થઈને હું પડતી. ધિક્કાર સાથ ત્રણ વાર તે કાગજ હાથમાંથી ફેંકી દીધું અને ત્રણવાર લેઈને તે ઉપર ટપકેથી ફરી ફરીને વાંચ્યું. પ્રથમ હું પસ્તાવા લાગી કે ક્યાંનું ક્યાં મેંજ પેહેલું કાગજ લખ્યું કે આ પ્રમાણેની તાનાંજાંની મને સાંખવી પડી. ત્યાર પછી મને વિચાર આવ્યો કે એવા આકળા, કરડા અને ધાતકી વર ઉપર કાબુ મેળવવાની આશાજ ખોટી. અરે અરે એ કેવી નાસિપાસિ? પોલકા અને બુટજ નહિ પેહેરવાની નાસિપાસિ વિષે મને જેટલું લાગ્યું નહિ તેટલું ધણી જેવા ધણીએ મારો સુખન

નહિ રાખ્યો અને સામી શિખામણોએ મને ધોઈ નાખી તે માટે મને ઘણું લાગ્યું. વધારે મને એમ લાગ્યું કે ખાવિંદને મરજી મુજબ નચાવાની, નાક ધરીને ચલાવાની, અને ગમે તે રીતે રમાડી લેવાની મારી જે પેહેલે ધરની મુળ મતલબ તેતો આ સખ્ત દિલનાં પત્રથી સદનતરજ ધૂળ મળી, તોપણ હજી હું તદનજ નાસિપાસ થઈ નહિ. એક કોશેશ વધારે એમ વિચારી ફરીથી મેં જરા દમ કશીનેજ અને સેહેજ સાહાજ મીજાજ ખોઈને જવાબ વાળ્યો. આ પત્રમાં મારા તરફના પ્યારના ઉભરાઓને એટલા બધા દાબી દીધા હતા કે હમેશના સરેસતા પ્રમાણે "મારા પ્યારા" લખવાને બદલે શરૂઆતમાં માત્ર "પ્યારાથી"જ ચલાવી લીધું અને જે મતલબ કાલાવાલાથી નહિ સરી તે દમ કસ્યાથી સરે છે કે નહિ તે તપાસવા ખાતર ટુંકમાં આ પ્રમાણેજ લખી મોકલ્યુંઃ—

પ્યારા ગુસ્તાદજી,

જે ધણીનું મારા ઊપર બિલકુલ પ્રિતજ નહિ તેવણ ઊપર "પ્યારા" તરીકે લખતાં મને આનાકાંની લાગે છે પણ શું કરૂં તમે માતીડાઓની મિસાલ અમો અબળાઓથી કાંઇ ધાતકી અને નિર્દય થવાતું નથી. મેં મોટી ભૂલ કીધી કે તમો ઉપર મેં મોટી મોટી આશાઓ બાંધી. હજી લગ્ન લગ્નને ઠેકાણેછે અને માત્ર અદરાએલી હાલતમાં બીજા ભર્થારો પોતાની પસંદ કીધેલી મોહોરદારો ઊપર પોતાના પ્રાણ કહાડી આપેછે ત્યારે તમો સરખા સખ્ત દિલના ભર્થાર જુદી સાચ્ચી

શિખામણોની પતરાજ ચલાવા પડયાછો તો પછી પરણી ચુકા પછી તમે મને શું સુખ દેખડાવાનાછો? જાવો જાવો, ધણી તરીકે જો હેત પ્રિતથી બાયડી તરફ વરતતાં નહિ આવડતું હોય તો બીજા ખાવિંદો પાસે જઇને શિખી આવો. હું જાણુતી હતે કે તમો બાવા માઅેનાજ થઈ રેહેવાનાછો તો કબી પણ હું તમો સાથ પરણવાને કબૂલ કરતે નહિ. ભલાં માણુસ, જયારે તમને બાવાનુંજ એટલું બધું લાગેછે ત્યારે તેવણુ સાથેજ શુ કામ પરણ્યા નહિ અને મને શું કામ અમથી ફાંસમાં નાંખી હશે? એ બધા તમારા જુઠ્ઠા ઢોંગછે અને માત્ર બાવાને મસે તમારા જંગલી વિચારો તમે મારાં મગજ ઊપર ઠસાવા માંગોછો. તમનેજ કેથાં બુટ પસંદ નથી, અને પોલકાનો ખરચ મોડે વેહેલે તમારેજ માથે પડશે તે મધેથી બંચી જવા સારૂં બાવાનું બિચારાનું જુઠુ બાહાનું કહાડી તેવણુને માંથે તોપલો નાંખવા માંગોછો, પણ યાદ રાખજો ગુસ્તાદજી શેઠ, કે હું તમારી બધી કુહુને પાંમી શકું-છું અને તમારૂ મારી આગળ એ બાબદમાં કશુ ચાલવાનું નથી. ઓ ખોદા! જે ખાવિંદ કેહેનસર નહિ ચાલે અને જો ખાવિંદનું બિલકુલ હેતજ નહિ તેવો ખાવિંદ મેળવવા કરતાં કુમારીજ હાલત કેવી ભલી!

લા० તમારી તુટેલાં દિલની અભાગણી

**શીરીન.**

## પ્રકરણ—૧૧.

### "મૂર્ખાઇ અને પસ્તાવો સદા સાથે જોડાયલોજ હોય છે."

મૂર્ખાઇની પુઠે સદા પસ્તાવો તો લાગેલોજ હોય છે. અગરજો દરેક માણસ કાંઇપણ ભૂલ ભરેલું પગલું લેવાની પ્રથમ તેનાં સારાં માઠાં પરીણામોનો પેહેલે ધરથીજ વિચાર કરતું હોય તો હરગીજ થઇને તેને પાછલથી ભારે પસ્તાવામાં પડવું પડે નહિ, પણ આપણે ઘણીવાર ગુસ્સાના દેવને વશ થઇ એટલાં બધાં તો અપંગ થઇ જઈયે છીયે કે તેવી અપંગ હાલતમાં કીધેલાં કામકાજનું કેવું પરીણામ નીપજશે તેનો આપણને તે વેળાએ બીલકુલ ખ્યાલ રહી શકતો નથી. મારા વાહલા ખાવિંદે થાકેલી પરાગેલી હાલતમાં છેક મોડી રાત્રે ઘેર આવી, ખાધા પીધાની કશી પણ કનવાર વગર રાતો રાત મોડી રાતનો ઉજાગરો કરી, પોતાની પરણેતર તરફનાં ખાલેસ પ્રીતને ખાતર ખાશ તસદી લઇ જે કિંમતી નસીયતોથી ભરેલું પત્ર લખી મોકલ્યું હતું, અને જે હું વાંચનારી બેહેનીઓ હજુર રજુ કરી ચુકીછું તે પત્રની શુભ મકસદ મારાં નાદાન ભેજાંમાં બરોબર નહિ ઉતર્યાથી તેના ઉત્તરમાં મેં કેવું મૂર્ખાઈ ભરેલું પત્ર લખ્યું હતું તે તો પ્યારી વાંચનારી બેહેનીઓએ વાંચ્યુંછે, પણ મેં તે કેવી હાલતમાં લખ્યું હતું તે પણ મારે બરોબર જણાવવું જોઈયે. જે દિવસે વાહલા—પણ તે વેળાએ અકારા થયલા—ખાવિંદનું પત્ર

મને મળ્યું તે વેળાએ છેક સાંજનો વખ્ત હતો અને હું મારો "પોલકો" તૈયાર કરવા ઉપર મંડી હતી, અને તેથી તુરત તેનો જવાબ લખવાના મેં અખાડા કીધા હતા. વળી તે વેળાએ ગમગીની અને ગુસ્સામાં હું એટલી બધી ચકચુર હતી કે તુરત શું લખવું તેનો પણ મને મુદ્દલ ભાંન નહિ હતું, પણ વાહલા ખાવિંદનું પત્ર વાંચ્યા પછી મુદ્દલ ચેન પડયું નહિ. કદાચ મેં મનમાં તેવણને કેટલીક ચોપડી પણ કાહાડી હશે. કાંઈજ નહિં તો "મુવો વરનો થતો" એવા શખુનો તો જરૂરજ મારા મુખ મધેથી એક બે વાર નીકળ્યા હતા. આખી રાત પણ તેના તેજ વિચારમાં મને મુદ્દલ ઊંઘ આવી શકી નહિં. અકરવકરે બલાપા અને અંદેસામાં આખી રાત પસાર કીધા પછી બરીગજર, ધારા કરતાં જરા વધારે સકારે ઉઠી વસીડી કુસતીથી આપણાં લોકો કેહે છે તેમ " સેતાન દાઓ કીધા " વગર, તરા પાણી વગર, હાથ મોહોડું ધોવા વગર, કિર્તારની બંદગી હું કોઇ દિવસે કરી જાણુતીજ ન હતી, એટલે તે ગેબી સાહેબનો કશો પણ આશરો અને મદદ માંગ્યા વગર, તદન વસીદે મોહોડે એક અવર યા દાકણના અવતારમાં હું મારા ભર્થાર ઉપર મારા ગુસ્સાનો ઉભરો લખવા બેઠી, અને એવી સેંતાનીએત ભરેલી હાલતમાં જે હું લખી શકી તેનો નમુનો છેલ્લાં પ્રકરણમાં હું રજુ કરી ચુકીછું. ખરેખર તે દિવસે હું કાંઈ " સેંતાનને ઘોડે ચહડીનેજ ઉઠી હતી." અગરજો ઉઠયા પછી મારાં મુખ મધેથી માત્ર એક અથા યા અષેમ પણ નીકળી શકયો હતે તો હું ખાતરીથી માનુંછું કે એવું હુલડાઈ ભરેલું પત્ર મા-

રાથી કુબી પણ લખી શકાતે નહિં. પણ "સેંતાનની ઘેરેલી" હું ઉઠી અને વસીદે હાથ મોહોડે, હેરેમંદની બાંહે ધરી હેઠલ મેં શું લખ્યું તે પણ હું સમજી શકી નહિ. મારી આખી જીંદગીમાં પણ એવું બેવકુફી ભરેલું પત્ર મેં કોઇ કાલે લખ્યું નહિ હશે. આંખ્યોમાં ભારોભાર ચીપરા સાથ ચીતરી કહાડેલું આ પત્ર બીડીને ઘેરનાં ઘોડાવાળા પાસે ટપાલમાં નખાવ્યું અને હું હાથ મોહોડું ધોવા લાગી, પણ ભાગ્યે ઘોડાવાલો બંગલાની બાહેર ગયો હશે એટલાંમાં મારાં જીગર ઉપર જાણે કોઇએ દસ મણનો પથર લાવીને નાંખ્યો હોય અને હું ગોયા તેનાં ભાર તલે દબાઈ મરતી હોવું એવું મને લાગવા માંડયું. હું સમજી નહિ શકી કે મારાં દીલમાં એ શું થાય છે. ભવીષ્યમાં મારાં ઉપર જાણે કેવી એક આફત આવી પડનાર હોય, ખોદા માલમ કે વાહાલાં માતપીતા મધેથી કોઇ થોડા વારમાં મરણ પામનાર હોય, યા કોઇ વાહાલાંમાં વાહાલાં ખેશી સાથ મને અણબનાવ થવાનો હોય, એવી એવી ખ્યાલી ધાસ્તીઓથી મારી ફીકૂરી ફાટી જવા લાગી. જાણે કેવો એક મેં અજીમ ગુનાહ કીધો હોય એ પ્રમાણેની પેતમાં ધસક પડવા લાગી. એક દમ વગરનાં નજીવાં પત્ર ઉપરથી જ્યારે મને એ પ્રમાણેનું લાગવા માંડ્યું ત્યારે હું વિચારવા લાગી કે અરે ખોદા, જેઓને હાથે ખુનો થતાં હશે તેમનું અંતઃકરણ ખરેખરજ તેમને કેમ જીવવા દેતું હશે ? જેમ જેમ તે પત્ર માટે હું વિચાર કરતી તેમ તેમ મારૂં મન મને કેહેતું કે અલબતાં તેમાં કેટલી બેવકુફી સમાયલી હતી, તોપણ ગુનાહ યા પાપ જેવું તેમાં કશું નહિં હતું તે છતાં મારૂં

નાજુક અંતઃકરણ મને અંદરખાનેથી કરડી ખાતું હતું. જે ધણીની નજરમાં હું ઘણી ડાહી, ભણેલી અને સદગુણી ગણાવાને બાહેરથી ઢોંગ કરતી હતી તેજ ધણી મારી નાદાન અક્કલનો આ નમુનો વાંચ્યા પછી મારે માટે શું વિચારશે તે માટેનો જેમ જેમ વધારે વિચાર કરતી તેમ તેમ મારૂં મોટજ થઇ જવા લાગ્યું. વળી મેં વારંવાર સાંભળેલું અને નજરો નજર જોયલું હતું કે આજના સુધરેલા કહેવાતા વખ્તમાં બીલોર યા કોરીનાં વાસણો ભાંગતાં કાંઇ પણ વીલંબ લાગતો હશે, પણ શરમ વગરનાં માણસોને ધરોધર "કાજ ભાંજતાં" કશો વીલંબ લાગતો નથી. આ વિચારથી હું ગભરાવા લાગી કે મારી સરૂઆતનીજ નાદાંની અને મૂર્ખાઇ વિષેની ખાતરી થયા પછી ગુસતાદ જેવો ભણેલો અને સુધરેલો ભર્થાર શું આખી જીંદગી સુધી એવી પીડા વેઠવાનું પસંદ રાખશે? હજી તો અમો પરણેલાં નહિ હતાં, માત્ર અદરાયલાંજ હતાં અને અદરાયા પછી એનાં કરતાં ઘણાં નજીવાં કારણોથી આજે પારસીઓમાં સંખ્યાબંધ કાજો ભાંગે છે તો પછી ઉડાઉ, તચાક અને ઇત્તર ઓકરી મોહોડે ચઢીને ફીસ્યારીખોરા પોશાકોની હઠ લઇ બેસે અને તેબી વળી પોતાનાં મુરબ્બીને તોલના વડીલો સાથ કંકાસ કસવવાના જેવું કરે તો પછી તેવી બાયડીથી હાથ ઉઠાવવામાં એક અસરાફમાં અસરાફ ખાવંદને પણ કોણ બદનામ કરી શકે? અને જો ગુસ્તાદ જેવા ખાવંદને ગુમાવ્યો તો પછી આખી જીંદગીજ ધુલ મલી, કેમકે તે શિખેલો ભણેલો, રળતો કમાતો અને સેંકડો કુમારીકાઓ જેઓ ઉપર મરી ફીતે છે તેઓ મધેનો એક પસંદ પડતો ડાકટર હતો. ડાકટર જેવો

એક વર પામ્યા પછી જો હું તેને મારી મૂર્ખાઇથી ગુમાવી દેઉં તો પછી આખાં ગામમાં મારી હસી થયા વગર રહે નહિં. વળી તેનું કારણ જો લોકોનાં જાણવામાં આવે તો પુરીજ ફજેતી, અને ત્યાર પછી મારે માટે બીજો વર મેળવવાની આશા પણ ખોટી. એવા એવા અંદેસાથી હું અરધી દેવાની થઇ ગઈ, હું પસતાવા લાગી કે ક્યાંનું કયાં મેં તે પત્ર લખ્યું. લખ્યું તો ભલા લેતું, પણ વળી એટલી ઉતાવલ કરીને મોકલી દીધું તે માટે હું વધારે પસતાવા લાગી. અરે, જો કોઇ એટલું પત્ર પાછું લાવી આપે તો હું મારી કિંમતીમાં કિંમતી જેબી ચીજ માંગે તે આપી દેવાને તૈયાર હતી, પણ દાનાવોની કેહેવત મુજબ કમાન મધેથી એકવાર છોડેલો તીર પાછો પકડવા જવાનાં ફાંફાંજ ખોટાં. અને તે પ્રમાણે હું માત્ર પસતાઇનેજ રહી. આ રીતના પશ્ચાતાપને લીધે આખો દિવસ હું એક ઘેરાયલા ઉંદરની મીસાલ ફરવા લાગી. કશું મને ચેન પડયું નહિ. પોલકો જોકે અધુરો હતો, તોપણ તે પુરો કરવા ઉપર પણ મન લાગ્યું નહિં. કોઇનું હસવું બોલવું પણ પસંદ પડયું નહિ. આખા દિવસમાં બે બેહેનો સાથે તો નજીવે બાહાને બાઝી પડી. માતાજીને પણ એકાદ બે ગુસ્સામાંજ જવાબો અપાયા. મુરબ્બી બાવાજી એક સુધરેલા પિતા તરીકે કોઇબીવાર અમને "શેકહેંડ" યા "કોતી" વતીક કર્યા વગર આફીસમાં પધારતા નહિ હતા, તેવણ પણ તે દિવસે પોતાની માનીતી શીલ્લાને મલ્યા વગર ગયા, કેમકે માથું દુ:ખવાને બહાંને હું સુઇ ગઇ હતી અને તેવણ મને ઉંઘાયલી જાણી મારાં માતાજીને મારે માટે ખબર અંતર પૂછીનેજ પધાર્યા અને એ રીતે ટુંકમાં મારી પોતાનીજ મૂર્ખાઇ ઉપર મેં રડી રડીને આખો દહાડો પસાર કીધો.

## પ્રકરણ—૧૨.

## એક નાદાંન છોકરીની બેવકુફ સહી.

વાહાલા ખાવિંદ ઉપર એક મૂર્ખાઇ ભરેલું પત્ર લખ્યા પછીના આખા દિવસના પશ્ચાત્તાપનો ટુંક હેવાલ હું આગળ આપી ગઇછું. તેજ દિવસે સાંજના આખા દિવસની રડેલી બલેલી બે ઘડી બેસીને પ્યારા ખાવિંદે મોકલેલી "એલીઝાબેઠ સ્ટારલીંગ" ની "નોબલ ડીડસ ઓવ ઉમન" યાને સદ્‌ગુણી બાનુઓએ બજાવેલાં ઉમદા કામોનાં હેવાલનું પુસ્તક વાંચતી હતી. આ પુસતકના પેહેલા ત્રણ ભાગમાં બાનુઓની માતા, બેટી, તથા બેહેન તરીકેની ફરજના અસરકારક બ્યાંનો આપવામાં આવ્યાં છે તે સર્વે હું આગળ વાંચી ચૂકી હતી અને મારી જીંદગીના આ અભાગ્યા દિવસે ચોથો ભાગ શરૂ કીધો હતો જેમાં પતિવ્રતા બાનુઓએ પોતાનાં ખાવિંદની સેવા ખાતર કેવું કેવું વેઠયું હતું અને શું શું કીધું હતું તેનાં અસરકારક દાસ્તાંનો શરૂ થતાં હતાં. હજી તો માત્ર આ કિંમતી પુસ્તક મધેથી બે વાત પૂરી પાધરી વાંચી નહિં તેટલાં મારી પાસેની પડોસણ મ્હી મળવા આવી. આ પડોસણ મારા જેટલીજ ઉમરની એક નોજુવાંન કન્યા હતી. તેણીનું નામ બચાઇ કરીને હતું. તે જાતે એક પારસી બબરચીની છોકરી હતી. તેણીનો પિતા એક અરધાં સુધરેલાં અને અરધાં જંગલી પારસી કુટુંબમાં બબરચી તરીકેજ નોકરી રહેલો હતો. તેની આ એકપુરી દિકરી બચાઇ એક પારસી સુથાર સાથ

પરણેલી હતી. આ સુથાર પોતાની ઘરડી મા સાથ અમારી જોડે જોડ રહેતો હતો. બચાઇ અમારે ત્યાં કામેકાજે આવતી હતી. ઘણું કરીને અમારે ત્યાંનું સીવવા સાંધવાનું અને સઘળું જોઈતું ભરતકામ બચાઇને .પૈસા આપી તેણીની પાસેજ કરાવતાં હતાં. આ ઉપરથી બચાઈનો પગદંડો અમારે ત્યાં મજબૂત થયો હતો, અને સર્વે બેહેનોમાં મને તેણીની સાથ વધારે મિત્રાઈ બાઝી હતી. અમો બન્ને એક બીજાં આગળ સુખ દુ:ખની વાતો કરતાં. બચાઇ મારી આગળ પોતાના વરના અને સાસુના રોડરા રડતી અને હું બચાઈ આગળ છૂપા ભેદ ભરમની સઘળી વાત ખોલાસાથી કરતી. આવી મારી માનીતી સહી બચાઈ હતી. તેણી ઇતરાત અને ટીશિ-યારીમાં ભલા ધનેતરને ટક્કર મારે એવી હતી. જો કે તેણી એક બબરચીની બેટી અને સુથારની ધણિયાંણી હતી, તોપણ તેણીના પોશાકની જેટલી તારીફ કરૂં તેટલી વાંચનારી બેહે-નીઓએ થોડીજ જાણવી. બુટ મોજાં તો તે જરૂર પેહેરતી હતી, કપાલ ઉપર સુધરેલી ઢપના ચશમારોકા બાલો લબ-રતા રાખતી, બદન સ્પષ્ટ રીતે દેખાઈ આવે એવાં બારીક વિલાયતી કપડાંના પોલકા પેહેરતી, કમ્મરે પટો લટકાવતી, અને દિકરી જાણે બાર લાખની હોય એવી ફાંકડી રીતે તે સદા ફરતી. દરરોજ ગમે તે થાય પણ સાંજને છેડે ઉપલો શિણગાર સજી દરિયે કિનારે ફરવા જવા વગર તેણીને ચાલતું નહિ હતું. જયારે તે ફરવા જતી ત્યારે અમારે ત્યાં પોતાનો ભપકો બતાવા આવ્યા વગર રહેતી નહિ. તે મને તેમજ મારી બેહેનોને પોતાની સાથ ફરવા લઈ જવાની ઘણીબી ઓહોંસ

કરતી, પણ મારા નેક પિતાજીનો પોતાના અથવા માતાજીના સાથ વગર કેથે પણ અમને એકલી મોકલવાનો ધારો નહિ હતો. બચાઇ કોઈવાર પોતાના સરખી સહીઓ સાથ જતી અને કોઇ નહિ મળતું તો એકલી પણ જતી, પણ જવા વગર તેણીને ચાલતું નહિ હતું. અગરજો કોઈ પણ ખાસ ગુણ ખાતર બચાઇને મે મારી નાદાનીમાં મારી સર્વેથી વધુ માનીતી સહી બનાવી હોય તો તે તેણીની મીઠી જુબાંન, અને સુધરેલા શોખ પ્રમાણેના પોશાકો ઉપરથીજ હતું. એક બબરચીની બેટીનો આ સુધરેલો શોખ કેમ જન્મ પામ્યો તે પણ પ્રિય વાંચનારી બેહેનીઓ માટે જાણવાજોગ છે. બચાઈનો બચપણથી આખો જન્મારો જે માતબર કુટુંબને ત્યાં તેનો પિતા બબરચી તરીકે નોકરી બજાવતો હતો તે કુટુંબમાંજ ગૂજારવામાં આવ્યો હતો. તે ઉધરી ઉછરીને તે કુટુંબમાંજ મોટી થઈ હતી, અને છેવલે તેણીના પિતાનાં સખી શેઠાંનીએ પેલી જહાંનનું સુખ હાંસલ કરવાની શુભ મકસદથી બચાઈને પોતાને ખરચે પરણાવી આપી હતી. આ શેઠાંની સાથ જયાં સૂધી બચાઈ રહી હતી ત્યાં સૂધી તેણીની ઊપર તે શેઠાંનીનું તેમજ તેણીની સર્વે બેટીઓનું અતિ પ્રિત હતું. આ પ્રિત ફકત નામનુંજ નહિ પણ છૂટા હાથની આપલેથી ઘણું વધારી મૂકવામાં આવ્યું હતુ. શેઠાંની બાઈ તેમજ તેમની દિકરીઓ તરેહવાર જાતનું કપડું ચપડું તેણીને અપાવતી. તરેહવાર કિમતી પોશાકો એકવાર ખરીદયા પછી જો તે ઉપરથી મન ઉતારો થતો યા તે ઠીક નહિ લાગતા તો તેનું મુફતયું ઘરાક ઘેરમાં તૈયાર હતું. બચાઈને એ રીતે

તરેહવાર તડાકા પડતા અને મોટે ઘેરની છોકરીઓની સુઝે આ બબરચીની બેટીને સુંદર પોશાકો, તરેહવાર ઈતરાટ અને ફીશિયારીઓનો ચસતો લાગેલો હતો. ત્યાર પછીની પોતાની પરણેલી જીંદગીમાં બચાઇ તદન ભૂલીજ ગઈ હતી કે તેણી એક બબરચીની બેટી હતી. પરણ્યા પછી પણ મહિનામાં પંદર દિવસ તે પોતાના પિતાના શેઠને ત્યાં હરેક બાહાને જઇને પડતી, અને ત્યાંથી તરેહવાર બેંનકોટકો લેતી આવતી. જે નવી નવી ફ્રાશીનો તેણીના જોવામાં આવતી કે તુર્ત તે ઊપર તેણી તૂટી પડતી, અને તેણીને જોઈ હું પણ મારા પોશાકોમાં જાત જાતના સુધારાઓ કરતી. પોશાકોને લગતી બચાઈની બાહોશીથી હું અંજાઇ જતી, ઘણીવાર પોલકાના કાપ યા નમુનાઓ માટે મને તેણીની ખુશામતો કરવી પડતી અને એ પ્રમાણે અમો વચ્ચેની દોસ્તી રફતે રફતે મજબુત થઇ ગઈ હતી. આવી એક ફાંકડી, માનીતી, અને વિશ્વાસુ સહી જયારે ઊપલે દિવસે ફરવા જતી વેળાએ પોતાના સરેસ્તા પ્રમાણે પોતાના પોશાકની કાંઈ નવી નવાઇ ખામખા બતલાવા ખાતર અમને મળવા આવી હતી ત્યારે તેણીને મારા ખાનગી ઓરડામાં લઈ જઇ તેણીની આગળ પેટ ભરીને હું મારૂં દુઃખ રડી. પ્રથમ તેણીના હાથમાં વાહાલા ખાવિંદનું પેલું શિખામણોથી ભરેલું પત્ર મૂકયું, ત્યાર પછી તેનો મેં જે મૂર્ખાઈ ભરેલો જવાબ લખ્યો હતો તેની મતલબ ટુંકમાં કહી સમજાવી, અને છેલ્લે તે પત્ર મોકલી આપ્યા પછીનો મારો પસ્તાવો, મારી ધાસતી અને મારી ચિંતાનું લંબાંણથી બ્યાંન કીધું, જે સઘળું ધીરજથી સાંભળી લઈ આ ઉછાછલી,

બેવકુફ, હુલ્લડ, નાદાન છોકરીએ મને સલાહ આપી કે "બેહેન શીરીન, એમાં પસ્તાવાનું શું છે? ઓવાય તું તો કેથી હજી ઘણી નાદાન અને પોચી દિસે છે? પણ જોની એ પ્રમાણે પેહેલે ઘરથીજ નરમ દિલ રાખશે કેની તો આખી જીંદગી સુધી મુવા માતીની ગોલામગીરી કરવી પડશે. શું તું આજનો વખ્ત કેવો છે તે નથી જાણતી? માતીડાઓ આગળ જરા ઘીલી દોરી મૂકી કેની તો પછી આપણી પૂરેપૂરીજ કમબખ્તી જા, જા ઘેલી, એમા બીહે છે અને ધ્રુજે છે શાંની? પેહેલે ઘરથીજ જયારે માતીને એવી ચકુનમ લાગશે તો આગળ ચાલતાં ચુંકેચાંબી નહિ કરી શકશે. જોની હું મારા બમની ઊપર કેવી રીતે હકુમત ચલાવી શકુંછું. પેહેલાં તો તેવણુ જરા દમમાંજ વાત કરવા લાગ્યા પણ બચાઇ જેનું નામ તેની આગળ કાંઇ તેવણનું ચાલે? આપણે તો તેને તેજ ઘડીએ અરધો રોકડો અને અરધાનો ખુરદો કરી સાફ કહ્યું કે, 'તમે કાંઇ મને વેચાતી બેચાતી લીધી છે કે એ પ્રમાણેનો દમ ભરાવા માંગો છો? ખબરદાર જો મારી સાથે કાંઈ લાંબી ટુંકી કીધીછ તો? આએ તમારૂં ઘેર અને આએ તમારૂં બાર બધું નાખીને હું મારા બાપના શેઠને ત્યાં જઇને પડીશ.' માત્ર એક વાર આટલો દમ કીધો કે તે દિવસથી મારો બમની બિચારો જેમ ચલાવુંછું તેમ ચાલે છે, મહિને દહાડે જે કમાય છે તે એમનું એમ બધું લાવીને મારા હાથમાં મેળે છે, અને ધોબી હજામતનુંબી જો હું આપું તો તેમ નહિ તો પંદર દાહાડાબી થઇ જાય પણ તે બિચારાને દાઢી ઊપર મોટા મોટા બાલો લઇનેજ ફરવું પડે.

બેહેન, તું હજી ઘણી નાદાન છે અને ઘણીને કેમ હાથમાં લેવો તે બિલકુલ સમજતી નથી. શું માફ માંગે ? દલગીરી બતલાવે ? મરે, બરી રે તારી અક્કલ. એવો તેં શું અજબ ગુનાહ કીધો છે કે માફ માગવા નિકળી છે? બેસ, બેસ, મુગી મુગી બેસીને જે થાય તેનો તમાસો જોયા કર. તું જોજે તો ખરી કે આજના માતીડાઓ એવા લેપતા છે કે તારૂં કાગજ વાંચતાનાં વારમાં તારો ગુસ્તાદ પોતેજ ગોલામની કાંની દોડી આવી તારા પગ ઊપર માથું નાખીને પોતાની દલગીરી બતલાવશે. ખબરદાર તું કાંઇ માફ બાફ માગવાની નાદાંની કરતી ના, નહિ તો આખી જીંદગીમાં ઊઠતાં ને બેસતાં દર-રોજ હજારો માફ માંગવી પડશે. બસ તું તારે બેસીને જોયા કર અને જો વધારે દમસમનું કાગજ લખે તો મને બતલા-વજે, હું તુંને બરોબર પેચોપેચ ઊતરતાં શિખવશ. ઓવાય એમાં તે કાંઇ દમ છે કે અમો જેવાં ગરીબ ગુરબાં અને મુવાં ચાકરડાંઓ બુટ ઇસટાકીન પેહેરીયે ત્યારે તમો સરખાં બાઇ માણસો કાંય નહિ પેહેરો ? એમ તો મારા વરનેબી પેહેલાં બુટને નામનો ભુત ભરાયો હતો, પણ બચાઇ ડાકણી આગળ બધા ભુતબી બીહીને નાહાસી જાય. કાંઈ નહિ બેહેન શીલ્લા, તું જરાબી ફિકર ના. કર. એ તો ખોદાએ તુંને સારૂં ડહાપણજ આપ્યું કે એવો સરસ જવાબ લખ-વાનું તુંને સુઝ પડયું. એ જવાબ ઊપરથીજ ગુસ્તાદજીનીબી ખાતરી થશે કે આગળ ચાલતાં તેવણને કેવી હિમતવાન અને બાહોશ બાનુ સાથે કામ લેવાનું છે. બેહેન, માફ કરજે આજે મને જરા ઉતાવલ છે અને ત્રીજે માળની ધનમાય

સાથે અમો બધીઓએ "વિકટોરીયા ગાર્ડન" જોવા જવાનો વિચાર કીધો છે. મારા બમનીને તેની કશી ખબર નથી. તે જો જાણુશે તો ઝેરે ઝેર ફાકશે, પણ તે રાતના આઠ વાગે આવશે તેટલાં તો અમો ફરી હરીને પાછાંબી આવીશુ" આ પ્રમાણેના દિલાસા, સલાહ, અને શિખાંમણો પછી મારી માનીતી સહી બચાઇ મને એક ચાંપીને કોટી કરીને પધારી.

હું મારી નાદાનીમાં આ છકેલ છોકરીને મારી ખરી ખેરખાહ અને દિલોજાણી સ્નેહીજ વિચારવા લાગી. અલબતાં તે વેળાએ મારી ગમગીની, ગભરાટ, અને ચીંતાઓમાં તેણીનાં આ શુભાખીત ભાષાણુથી પુષ્કળ દિલાસો અને ધીરજ મળી ખરી, પણ પાછળથી તેણીની આ મૂર્ખાઇ ભરેલી પતરાજ ઊપર બીજી એક વધુ દુરઅંદેશ, અનુભવી, અને સદગુણી બેહેનની સમજાવત ફાવી નિકળી ત્યારે હું મન સાથ વિચારવા લાગી કે માબાપોએ પોતાની નાદાન વયની બેટીઓને સહીમીતીઓ પસંદ કરવામાં પણ કેટલી બધી સંભાળ રાખવી જોઇયે. આપણાં માબાપો માત્ર એટલીજ સંભાળ રાખતાં જણાય છે કે તેમની ઉમરે પૂગેલી બેટીઓ પારકા મર્દો સાથ જેમ બને તેમ નહિ ભેળાય એટલું ઠીક, પણ તેમને થોડીજ ખબર છે કે એક કલાંટ, બેવકુફ, અને બદચાલની સ્ત્રીની દોસ્તીથી તેમની બેટીઓના બાબમાં ઓછી નુકશાંની થતી નથી. માબાપોએ પોતાની આંખ આગળથી કબી નહીં ખિસાડેલી, જીવની કાંની જતન અને અને સંભાળથી ઊછરેલી, નિશાળે પણ નહિ મોકલેલી પારકા મર્દોનું મોઢું પણ જોવા નહિ દીધેલી એવી ઘણીક લાડકી

બેટીઓ આપણા મધેથી મળી આવશે કે જેઓએ માબાપો તરફની એટલી બધી સંભાળ અને જતન છતાં જે ગમે તે સહીમીતીઓ સાથ ભેળાવાની નામોશી ભરેલી છૂટોથી પોતાનાં માબાપોની સઘળી વકી ખોટી પાડી પાછળે દિવસે તેમને શરમીંદગીમાં ગરકાવ અને પરેશાંન કીધી હશે. બચાઇ જેવી માનીતી સહીની સલાહથી હું તદન અંજાઇ ગઇ, મને પાછી હિંમત આવી, અને આજે જો કે તે સલાહની મૂર્ખાઇ હું પૂરતી રીતે સમજુછું પણ તે વેળાએ તો તેણીની મસલતને આધારે "જે થાય તે ધીરજથી બેસીને જોવાનો મેં ઠેરાવ કીર્ધો."

---

## પ્રકરણ—૧૩.

## બે વરસ નાનાં પણ શ્યાનાં મામીજી— "દીનબાઇ દસ્તુર."

મારી હુલ્લડ, નાદાન, બેવકુફ સહી બચાઇની સમજાવતથી મને કેટલીક ધીરજ મળી હતી ખરી, તોપણ તેણીના જવા પછી જેમ જેમ હું તેણીનાં ભાષાણ ઉપર વિચાર દોડાવા લાગી તેમ તેમ ગમે એટલું હું મોટું મન રાખવાની તજવીજ કરતી તે છતાં મારા જીવને ચેન પડવા લાગું નહિ. મારા દીલમાં શું થતું તેની મને પોતાનેબી કાંઈ સમજ પડતી નહિ. જાંણે મેં કેવો એક અજીમ ગુનાહ કીધો હોય, અને ભવિષ્ય માટે માથે આવતી આફતોનું કેવું એક વાદળ

ઘેરાઈ રહેલું હોય એમ મને ખુદરતી રીતે લાગતું. ગમે તે કાંમ ઉપર હું ધક લગાડતી પણ ફોકટ. નહિ કશું કામ કરવા ગમે, નહિ કોઈ પણ જાતની રમત ગમત ઉપર ધક લાગે, કે નહિ બે ઘડી બેસીને ધીરજથી કાંઇ વાંચવા ઊપર મન લાગે. વાંચવા ખાતર ચોપડી ઘણીબી વાર હાથમાં ધરતી પણ એક ફકરો વાંચતાં વાહાલા ખાવિંદ તરફ કીધેલી બેઅદબી તરફ મારો વિચાર દોડી જતો, અને તે ઉપર વિચાર કરતાં કરતાં જયારે વાંચવા ઉપર પાછું ધ્યાંન લાગતું ત્યારે એકવાર વાંચેલું પાછું ફરીથી વાંચવું પડતું, અને એ પ્રમાણે એક એક ફકરો ત્રણ ત્રણ ચચાર વાર વાંચવા છતાં કાંઇ પણ ધ્યાનમાં નહિ ઉતરવાને લીધે અંતે કંટાલીને ચોપડી હાથ મધેથી ફેંકી દેવી પડતી. આવી હાલતમાં ત્રણ ચાર દિવસો પસાર થયા તોપણ વાહાલા ખાવિંદ તરફથી પેલાં મૂર્ખાઇ ભરેલાં પત્રનો કશો જવાબ પાછો ફરી વળ્યો નહિ અને તેમ તેમ મારો જીવ તળે ઉપર થવા લાગ્યો. જે ખાવિંદે તર ને ફર પેહેલાં પત્રનો રાતે એક વાગતે તદન ભૂખી અને થાકેલી પરાકેલી હાલતમાં લંબાંણથી જવાબ વાળેલો તેવણ બીજાં પત્રનો ત્રણ ચાર દિવસવેર કશો જવાબ વાળે નહિ એ કેમ બને ? શું તેવણને મારાં પત્રથી ગુસ્સો લાગ્યો હશે ? શું તેવણે આવી મૂર્ખાઈ સાથની બેઅદબીનું નાદાનિયત ભરેલુ પત્ર વાંચી મારા ઊપરથી સબરદબર પોતાનો હાથ ઉઠાવ્યો હશે ? એવા એવા અંદેસાએ મારી ફીકરને પૂષ્કળ વધારી મૂકી, તોપણ વાહાલા ખાવિંદ પાસ દરગુજર ચાહાવાને મારો જીવ ચાલી શકયો નહિ. હું સમજવા લાગી

કે મેં એક જબરી છક્કર ખાધી છે, પણ તેનો રસ્તો શું કરવો તેનું મને કશું સુઝુજ પડતું નહિ. અભાગની બચાઈ તો સાંમી મને એમ સમજાવી ગઇ હતી કે જે થાય તે ધીર-જથી બેસીને મારે જોયા કરવું, પણ એમ બેસીને જોતાં તો દર કલાકે મારા આંગ મધેથી શેર લોહી સુકાતું. અંતે ચોથે દિવસે સાંજના ચાહેને વખ્તે મારાં મેહેરબાંન મામી દીનબાઇ અમારે ત્યાં મળવા આવ્યાં. દીનબાઇ જો કે મારાં માયનો તોલનાં મામી હતાં, તોપણ મારાં કરતાં બે વરસ નાનાં હતાં. હું અને તેવણ જરથોસ્તી છોકરીઓની ચંદનવાડી ખાતેની નિશાળમાં સાથે એકજ વર્ગમાં શિખતાં હતાં. અમને બન્ને તે બેળાએ જો કે કશી પણ સગાઇ નહિ હતી તોપણ બેહેનો બેહેનો કરતાં પણ વધારે દોસ્તી હતી. દીનબાઇ એટલી ભેસરાળ, એટલી મીલનસાર, એટલી બોલકની, એટલી સમજુ અને રાંક હતી કે નિશાળની દરેએક શીખતી છોકરીઓજ માત્ર તેણીની તારીફ કરતી એમ નહિ પણ બધી સ્ત્રી શિક્ષકો વતીક અજબ થતી કે એટલી બધી નાની વયમાં તેણીને એટલું બધું ડહાપણ અને સમજ કેમ આવી હશે. તેણી નિશાળના પાઠ કરી લાવવામાં ઝાઝી હુશિયાર નહી હતી. તેણીનું નંબર પણ ઝાઝું ઊપર રેહેતું • નહિ હતું તે છતાં દુનિયાદારીનાં ડહાપણમાં, અરસપરસની રીતભાંતમાં, ચાલચ-લણમાં, બોલવા ચાલવામાં તેણીને આખી નિશાળમાં કોઇપણ અરધે હિસ્સેબી પોંહોંચી વળે તેવું નહિ હતું. આવી એક અજબ સરખી સહી સાથ જ્યારે હું બેહેન બેહેન વચ્ચેના અતલગના એખલાશ અને પ્રિતિથી હસતી બોલતી ત્યારે

અમો બન્નેના સ્વપ્નામાંબી નહિ હતું કે આગળ ચાલતાં અમો મામી ભાંણેજ થઇશું, પણ કિરતારની કરાંમત ન્યારી છે અને તે દાદગર દાવરે જાંણે અમારી દોસ્તીને સદા નીભે તેવી મજબૂત કરવાનો શુભ ઠેરાવજ કીધો હોય તે પ્રમાંણે મારા વાહાલા મામાજીએ મારી આ માણીતી સહીને પરણી લાવી તેવણુને મારાં સહી ઊપરાંત મામીજીને દરજ્જે પોહોંચાડયાં. આ જોડું ખોદાની બક્ષેસથી એક બીજાંને બધી રીતે માફક આવે એવુંજ હતું.

દીનબાઇ એ રીતે અમારાં કુટુંબમાં પરણી આવ્યા પછી તેવણુની બીજી ઘણીક ખુબી, જે વિષે હજી સૂધી હું અંજાની હતી તે રફતે રફતે મને માલમ પડવા લાગી. આ ખુબીઓ તેવણુનાં જરથોસ્તી ધર્મ ઉપરના ચુસ્તપણાંને લગતી હતી. મેં ઘણીક પારસણુ બેહેનીઓને ધર્મને નામે હજારો રીતના વેહેમોમાં અટવાતી જોઇ છે, પણ દીનબાઇ મામીના સરખી ખરેખરી પહરેજગાર અને ધર્મનાં જ્ઞાનનો અભ્યાસ રાખનારી પારસણુ બાનું એક પણ હજી સૂધી દીઠી નથી. દીનબાઈને નિશાળ છોડયા પછી પણ ધર્મના અભ્યાસનું ગોયા ચેટકજ લાગ્યું હતું, તેવણુની ફુરસદની મોજ, ગમત, અને મહજા એ અભ્યાસમાં સમાયલી હૈતી. જેબી ધર્મ પુસ્તકોના ગૂજરાતીમાં તરજુમા થયલા તેમનોજ માત્ર અભ્યાસ કરીને તેવણુ ધરાતાં નહિ પણ તેવણુે સાથે લાગો જંદ ભાષાનો અભ્યાસ પણ ચાલુ કીધો હતો. તેવણુ જંદમાં છપાયલી ચોપડીઓ મધેથીજ સવાર તથા રાતની બંદગી કરતાં અને વળી તે બરોબર સમજીને કરતાં. લાંબા વખ્તનાં આવા ચાલુ

અભ્યાસથી તેવણે દિનને લગતી જરૂરિયાતની ક્રિયાનું સારૂ જ્ઞાન હાંસલ કીધેલું હતું. આ જ્ઞાનને આધારે તેવણને ઘણી વાર કેટલાક અભણ અને નામના મોબેદો સાથ વાદવિવાદ થતી, જેમાં વારંવાર મોબેદોની માહાત થયાથી તેમને દીન-બાઇ મામી આગળ ખાંનગી રીતે કબૂલ કરવું પડતું કે “પેટને ખાતર અમો મોબેદો બેહેદીનોને તરેહવાર ક્રિયાઓ માટે એમ સમજાવીએ નહિ તો પછી અમારાં બચ્ચાં છોક-રાંઓ ભૂખે મરે અને પછી અમારૂ શું થાય?” આ જવા-બથી દીનબાઈ મામી દિલમા ઘણાં કચવાતાં તે છતાં ઘટતી અને જરૂરની ક્રિયાઓ કરાવવામાં તેવણ કરતાં વધુ ખંતીલી બાંનુઓ પણ થોડીજ હશે. તેવણ મોબેદો અસ્તક જેબી ક્રિયા કરાવતાં તે વેળાએ પોતે પેહેલાં ચોખાં પાખાં થઈ મોબેદોના દમ ઉપર બેસીને તે ઉપર દેખરેખ રાખતાં. પોતાથી બની શકે એવી ક્રિયાઓ અને બંદગીઓ તેવણ પોતેજ કરતાં અને સાફ જણાવતાં કે પૈસા ખરચીને ભાડેનું ભણાવ્યાથીજ જો બેહેસ્ત મળવાનું હોય તો સઘળા લક્ષાપતી માતબરો ઘણા સેહેલાઇથી બેહેસ્તમાં જઈ શકે અને તેમને પોતાની કરણી માટે તો કશું બીહીવાનું હોયજ નહિ. ધર્મ સંબંધી ક્રિયાઓની ચોખ્ખાઇ પાખાઇ ઊપર દીનબાઇ મામી એટલું બધું ધ્યાંન આપતાં કે કેટલીકવાર તો તેવણ સોફ્લી ક્રિયાઓ ઊપર દેખરેખ રાખવાને અરધી રાતે અગિયારીમાં જતાં અને મોબેદોની તરેહવાર ખંઢાઇ અને બેદરકારી પકડી આપી તેઓ ઉપર લ્યાનત નાંખતાં. આવી કિસમની ચોરી તો તેવણે સેંહેકડો વખ્ત પકડેલી હતી અને તે ઉપરથી હા-

લના મોબેદો અસ્તકની ક્રિયાઓ ઉપરથી તેમનું એકીન એટલું બધું તો ઉઠી ગયું હતું કે તેવણ સવાબના હમએશ ખાતર જેટલું પોતાથી હાથે જાતે બનતું તેટલુંજ માત્ર કરીને સંતોષ પાંમતાં અને બાકીનો પૈસો જો સવાબને ખાતર ખરચવાનો જીવ થતો તો કોઈ નાચાર બેચારની છોકરીઓને પોતાંને ખરચે પરણાવી આપતાં યા નાવરેસ બાળકોની પરવરસીમાં મદદ કરતાં. દીનબાઇની ધર્મ સંબંધી આ બાહોશીથી ઘણા ખરા મોબેદોનું પૂષ્કળ ગરી જતું અને તેઓએ પોતપોતામાં એ બાઈનું મશકેરી ખાતર "દીનબાઇ દસ્તુરનું" નામ પાડયું હતું. દીનબાઈ જાતે બેહેદીન હતાં, તેમના કોઈ પણ વડીલ અથોરનાન ટોળાના નહિ હતા અને દસ્તુર યા મોબેદનાં કોઇ પણ કુટુંબ સાથ તેમને કશો પણ સંબંધ નહિ હતો તે છતાં તેમને દસ્તુરનો એલકાબ મળ્યો હતો. દીનબાઇ દસ્તુરના માત્ર વિશ્વાસુ મોબેદોમાં માત્ર એક હોરમજદારૂ યઝદાન હતા. હોરમજદારૂ સાઠએકની ભરતીમાં આવેલા હતા, તેઓ દુનિયા અનેતેને લગતી લાલચોથી ધરાયલા હતા, અને આગળી કરણીનું પાપ ધોઈ નાંખવાની ઇંતેજારીમાં હવે તેવણે ખરેખરો યઝદાંનનો માર્ગ અખત્યાર કીધેલો હતો, એટલે તેઓ મારાં મામી દીનબાઈના વિચારો સાથ બોલેબોલ મળતા થતા, મોબેદોની અભાગની ટેવો ઉપર બલાપો કરતા, દિનમાં શી શી ક્રિયા ખરેખરી જરૂરની છે તે માટેનો ખોલ્લાં દિલનો એકરાર કરી દીનબાઇને ધર્મને લગતો ખરો બોધ આપતા, અને ટૂંકમાં દીનબાઇ સાથ ધર્મને લગતી સાહાદતો સાથ તેવણ તકરારમાં ઉતરતા ત્યારે રાતના દસ અ

ગિયાર કાં નહિ વાગી જાય પણ બે મધેથી એક પણ થાકતું નહિ. આસપાસનાઓ તેમની તકરારથી કંટાળી જતાં, તોપણ નહિ તેઓ ખાવા ઊઠતાં કે વખ્તસર સુવાને પધારતાં. હોરમજદારૂએ જઇફીને લીધે ધંધો ધાપો છોડી દીધેલો હતો અને ઘણું કરીને તેવણ ઊદવારે રહી યઝદાંની યાદ અને બંદગીમાં પોતાના બાકીના દિવસો પસાર કરતા, પણ જયારે અવારનવાર મુંબઈ આવતા ત્યારે મારાં મામી દીનબાઇને ત્યાંજ ઉતરતા. આવાં મારાં પરેહજગાર, ધર્મી અને દિનચુસ્ત સહી મારાં મામી થયાં હતાં. તેવણ સાથની મારી આગળી દોસ્તી તો ઘણીજ મજબૂત હતી, પણ તેમાં આ સગાઇ પછી પૂષ્કળ એખલાસ વધી ગયો હતો. તેવણ મહાલક્ષ્મી તરફ રહેવાથી અને અમારૂં મુકાંમ ગીરગાંમ તરફ હોવાને લીધે આગળની માફક અમને ઝાઝો મેલાપ થતો નહિ હતો. લાંબે લાંબે વખ્તેજ અમો એક બીજાંને મળી શકતાં અને આ વેળાએ તેવણ અમારે ત્યાં છેક બે મહીને આવેલાં હતાં, તોપણ તેવણની આ નહિ ધારેલી અચાનક મુલાકાતમાં હું ખોદાનો કાંઇ ગુપ્ત હાથ હોય એમં સમજવા લાગી. ગોયા મને નેક શિખામણો દેવાને તે કિરતારે મારે માટે આકાશ મધેથી સરોસ ઇઝદને મોકલી આપ્યા હોય એટલી બધી હિમત મને મારાં આ નેક મામીના દીદાર જોઈને આવી.



## પ્રકરણ—૧૪.

## "અરે મુઇ બચાઈ? એ રાંડ અભાગનીની સુઝે ચાલશે તો હારમાર થઈને મરશે."

મારાં એ વર્ષે નાનાં પણ શીયાણાં મામીજી "દીનબાઇ દસ્તુર"નો ટૂંક હેવાલ હું છેલ્લાં પ્રકરણમાં આપી ગઈછું. તેવણનાં મુબારક કદમથી મને કેવી ધીરજ આવી હતી તે પણ હુ જણાવી ચુકીછું. સરેસ્તાની ખબર અંતર અને ગામગપાતાની વાતચીત પછી પૂરતા એખલાસથી મારી સાથ ગોફતેગો કરવાને તેવણ મારા ખાંનગી ઓરડામાં પધાર્યાં અને પેહેલોજ સવાલ તેવણનાં મુખ મધેથી મારા વાહાલા ભર્થાર માટે નિકળ્યો. વાહાલા ખાવિંદ અવારનવાર મારી મુલાકાતે આવે છે કે નહિ અને અમો વચ્ચે ચિઠ્ઠી પત્રીનો કશો વેહેવાર ચાલુ થયો છે કે નહિ તે તેવણે પેહેલાં પૂછ્યું. મેં કશી પણ આંચકી અને આણાકાણી વગર પેહેલે ઘરથી માંડી મેલીને અણીથી તે પણી સુધીનો મારો હેવાલ કશી વધઘટ અને સહરાગાત વગર કહી સંભળાવ્યો, અને પેલું સર્વેથી અગત્યનું બોધકારક પત્ર તેમના હાથમાં મેલ્યું. તેવણે ઘણી ઉલટમાંને ઊલટમાં તે વાંચ્યું, તે પૂરૂં થતાં પોતાનું મોહો કુમલાવ્યું, અને મને પૂછ્યું કે આ પત્રનો મેં કેવો જવાબ વાળ્યો હતો. આ સવાલનો જવાબ દેતાં મને સેહેજ આણાકાંણી લાગી, તોપણ નિચી મૂંડીએ ઘણી લજવાઇને મેં મારા બેવકુફી ભરેલા જવાબથી તેવણને વાકેફ કીધાં. તેવણ મારો જવાબ સાંભળી તદન દઘાઈ ગયાં. પ્રથમ તો તેવણે તે માન્યું

પણ નહિ. પણ જયારે મેં તેવણને તે માટે મારાં નાજુક ગળાં ઉપર હાથ મેલી ખાતરી આપી ત્યારે તેવણ માત્ર એટલુંજ બોલ્યાં કે, "ઘેલી, ઘેલી શીરીન, એ તેં શું કીધું? કદી પણ મેં તારાથી એવી વકી રાખી નહિ હતી." મેં જરા છાતી ધારી કરી જવાબ આપ્યો, "પણ મામીજી, પાસેની બચાઇને તો એ જવાબ ઘણોજ પસંદ પડયો અને તે તો સાંમી એ જવાબથી ખુશી થઇ હતી," "અરે મુઇ બચાઈ," મામીજી ટણુકો કરીને બોલ્યાં, "એ રાંડ અભાગનીની સુબે ચાલશે તો હારમાર થઇને મરશે. જો બેહેન, મુજ નાદાંનનું કહયું માનતી હોય તો એ કસકુનમનું તારે મોઢુંબી નહિ જોવું જોઈયે. એ રાંડે સેંકડોનાં ઘેરો ભાંજ્યાં છે અને હજી બીજાં હજારોનાં ભાંજે એવી એ નાપાક છે, અને તારા જેવી કુમારીકાઓએ એવી દદાઓને પોતાનાં પવિત્ર ઘેરમાંબી ઘાલવી નહિ જોઇયે. તું તેને ઝાઝી પિછાંણતી નથી, અને તેથી તેણીના બાહેરના ઠસ્સા ઉપરથી અંજાઇ જઇ તેણી સાથ દોસ્તી રાખતી હશે, પણ એક મામી તરીકેજ નહિ પણ આપણી આગળી અતલગની બેહેન બેહેન તરીકેની દોસ્તી ખાતર મારે તુંને ચેતાવવી જોઈયે કે એ અભાગની દુકતી સારાં માણસોની દોસ્તીને બિલકુલ લાયકની નથી. બચાઈનો વર બિચારો અમારે ત્યાં અવારનવાર આવે છે, જાય છે અને તેણીને નામે જયારે આવે છે ત્યારે ફોકેફોક રડે છે. તે બિચારો ગોદીમાં દરરોજના બે રૂપિયા કમાય છે અને જેટલું કમાય છે તેટલું લાવીને એ કમબખ્તના હાથમાં ઝોંસે છે, પણ તેટલુંબી તે બાઈને બસ થતું નથી. જયારે હોય ત્યારે તે બિચારા ઊપર

રણુનાં રણુ પાડે છે, અને તેને માહ્ણુ માહ્ણુ બોલાવે છે. બહુ-મની બિચારો ગરીબ ગાય જેવો શંક માતી છે. તે રાંડનો સઘળો દોર મૂંગે મોહોડે ખમે છે, બાકી જો કોઇ તેવો બાંગર હોય તો એવી રાંડને ચોટલો પકડીને ઘેર મધેથી બાહાર કા-હાડે. તું શું તેની સુઝે ચાલવા માગે છે? ખાધું તયારે તો પેટ ભરીને? જા માય, ધણીનું ધાંન ખાવાની એ રીત નથી. જો સાંભળ, એ દુકતી પોતાના ગરીબ પણ હીરા જેવા વરને કેવી કેવી બુમ મરાવે છે. કહે છે કે દરરોજ સવારે બાઇ સાહેબ આંઠ વાગતે સુતેલાં ઉઠે છે અને તેની આગમજ પાંચ વાગતામાં બમની બિચારો ઊઠી ચુલો સતકે, નાહાવા ધોવાનુ પોતાને હાથે પાણી તાતવવા મુકે, ચાહે નાંમે, બજારમાં દોડી જઇ પાવલા છ આનાનું બજાર લાવી, ગોસ તથા તરકારી બરકારી સમારવાની હોય તો તે સમારી સોહી, ટપીલીમાં ધાંકી, રાતની ટાઢી રોટલી ચાહે સાથ ખાઇ, બાઇને સારૂં મોરી ઉપર દરરોજ નાહાવાનાં પાણીનો હાંડો મૂકી, સાત વાગ-તામાં તે બિચારો પોતાની ચાકરી ઊપર જાય, અને પછી સકારે સકારે બાઇ સાહેબ ઘોંટાયાલાં ઉઠી હાથ મોહું ધોયું નહિ ધોયું કે લાગલાં બે ઇંડા સાથે ચાહે તૈયાર હોય તે પીચે અને પછી એમ અલેટાયાં તેમ અલેટાયાં એવી રીતે દોઢ ઉપર દહાડો ચઢે ત્યારે “ઓહોવાવા બેસે.” ત્યાર પછી જીવ ઊપર જોરાવરીએ પેલી સમારેલી સોહેલી તરકારી ગોસ જે કાંઈ તૈયાર હોય તે ચુલા ઊપર મૂકી કોઇવાર તદન કાચુ તો કોઇ વાર બાલી નાખી દરરોજ રાતના જેભરતી વખ્તે પોતાના હીરા જેવા માતી ઊપર દોર ચલાવે. મુવાને બજાર લાવતાંજ

નથી આવડતું, તરકારી તો બધી ઘરડી છે અને ગોસ તો તદન આહાડાં જેવું છે તે કયાંથી ચરી મરે ? બિચારો આખા દિવસની હલાલ મેહેનત કરી જેબી કમાઈ લાવે કે લાગલી રન પાડીને તેના હાથ મધેથી મૂકાવી લે. ઇનશાંન છે, કોઇવાર જીવને ઘણું ચેન હોય અને બે દહાડા ચાકરીના ભાગે તો તે બિચારાનો તેટલા દિવસનો રોજ કપાય તો તેનાંબી રણુ ઊપર રણુ ચાલે. મુવો આવો, મુવો તેવો, જુઠ્ઠા ઢોંગ કરીને બૈરીના જીવ ઊપર પડી રહ્યો છે. એ પ્રમાણેના તે બિચારા ઊપર ઝાડનાં ઝાડ તોડી પાડયાથી ગમે એવી માંદી સાંજી હાલતમાંબી તેને ચાકરી ઊપર ઘસડાવું પડે. આવા રાંક અને બોકરાં સરખા ધણીને અરધી અરધીને માટે બુમ મરાવી પોતાના જીવને ખાતર એટલું ઉડાઉપણું ચલાવે કે મહિનો ભરાય તેટલાં તો માથે મોટું કરજ કરી મેળે. દરેક નવો નાટક જોયા વગર તો ચાલે નહિ. તેણીનો પોશાક તો તું હમેશાં જોતી આવી છે. ગરીબ બિચારી સાસુ ઘેરમાં છે તો તે બિચારીનેબી દાંતમાં ખાસડું આપ્યું છે અને રાત દહાડો રડી રડીને તે બિચારી પોતાનું મોત માંગે છે. જે દુકતી પોતાના વર જેવા વરને મોઢાં મધેથી જે ગમે તે એલફેલ બોલે તે પોતાની ઘરડી સાસુને તે શું મૂકવાની હતી ? ઘરડે ઘડપણુ તે બિચારીને પેટ ભરીને ખાધાનાબી સાંસા છે. નાહાંન બચ્ચાંની મીસાલ રસ્તેથી જેબી ફ્રુટ કે મીઠાઇવાળો જાય તો તેને બોલાવી ચાહે તેવી ચીજો લેઇને જોભરે અને વર તથા સાસુનેજ નામે તે રાંડને ધધરીને આંગમાં તાપ ભરાઇ આવેછે. અરે બેહેન, એક એક ચાંહેના પ્યાલાંને વાસ્તે કેવી તે ગરીબ

દોસી તવલી તવલીને મરે છે, પણ બચાઈ બંદીને જરા દય લાગેરે તો જરા નહિ. વળી રાંડ હાથનીબી તેવીજ છુટી છે. બે ચાર વખ્ત તો પોતાના વરને ઘોલિયા ઉપરથીજ એમનો એમ ગગડાવી નાખી ખાસડે ખાસડે તેને માર માર્યો પણ તું માનશે કે બમની બિચારો ચુંકે ચાંબી કરે ? તેમજ પેલી ઘરડી સાસુનેબી રોજ તોતો પીસવાની ધમકી આપી આપીને અરધી અધમુવી કરી મેળી છે. અરે બલ્યુંરે એવું જીવતર! પોતાના પતીને પજવવાનું કેવું માહા પાપ છે તે તો એ રાંડ મુદ્દલબી સમજતી નથી. પણ રાંડ અભાગની એટલું નથી સમજતી કે ખોદા ન કરે ને કોઇ દિવસે બમનીના જીવને કાંઇ થશે તો પછી તેણીની શી વલે થવાની છે. માથે એવો અસરાફ અને ગાય જેવો વર સલામત છે ત્યાં સુધી તો સઘળો દોર તે ચલાવી શકશે, પણ જયારે તેના મરદઈના જાનને કાંઇ અલવલ આવી તો પછી એ રાંડની શી વલે થશે તેનો તો તેણીને મુદ્દલબી ખ્યાલ નથી. તેની સાખના તો ગામમાં એવા દીવા બલે છે કે કોઇ ઝાંખીને તેણીની તરફ જોવાનુંબી નથી. ગમે એવું અતલગનું સગું વાહાલું હોશે તેબી એવી પીડાને પોતાનાં સુખવાસી ઘેરમાં હાથે કરીને લેઇ જવાને ડરશે. હાલના તેણીના ખરચ પ્રમાણે તો તે વખ્તને સારૂં પાસે ઝેર ફાકવાંની ખાખ્ખળી રહેવાની નથી, અને તે વેળાએ એવી કસકુનમની શી વલે થશે? ધણીને પૈસે ધણી ઉપર દોર ચલાવનારી મેં ઘણી અભાગની રાંડોને પાછળથી ભીખ માગતી, લોકોને ત્યાં ઓશિયાળો ટુકડો ખાતી, કૂતરાં બિલાડાંની હાલતમાં પોતાનું મુખ સંતાડતી જોઇ છે. તેમાંનીજ

આ એક બચાઈબી છે, અને શું તું તેની સુહુજે ચાલવા માંગે છે? બેસ, બેસ, અમથી કયાંની કયાં અતવાઇ જશે, બાપદાદાનાં નામને એબ લગાડશે, અને ધણીનાં ધાનમાંથીબી ધણું ખાવા જતાં સબરદબર ઊખડી જતી રહેશે."

---

## પ્રકરણ—૧૫.

## "દીનબાઇ દસ્તુર" ની એક સંસારી વાએજ અને તેની અસર.

કોઇ પણ વાર્તાની અંદર શિખાંમણનાં લાંબાં લાંબાં પીજનો કંટાલા ભરેલાં થઇ પડે છે તે હું સમજુંછું, તોપણ મારા આ હેવાલના સંબંધમાં હું પેહેલે ધરથીજ જણાવી ગઈછું કે એ કાંઈ એક વાર્તા નથી, એક ઉધરતી જુવાંન બાનું પરણેલી જીંદગી કેમ શરૂ કરે છે તેને લગતો મારો અનુભવજ માત્ર દર્શાવવાની મેં આ બાબદમાં પૂર નેમ રાખી છે અને તેના સંબંધમાં જેબી મીઠું યા કવડું મારા જોવા યા સાંભળવામાં આવ્યું હોય તે પ્રિય વાંચનારી બેહેનીઓ સાંમે રજુ કરવાને હું વાજબી વિચારૂંછું.

મારાં બે વર્ષ નાનાં પણ શ્યાનાં મામીજી દીનબાઈ દસ્તુરે પાસેની પડોશન બચાઇને લગતી જે વધુ વીગતો મને જણાવી હતી તે ધણીખરી તેમનાજ બોલોમાં હું રજુ કરી ચુકીછું. બચાઇનાં દાસ્તાનમાં "ધણીનું ધાંન ખાવાની" જે રીત નથી

તે તેવણે સ્પષ્ટ રીતે બતલાવી હતી અને ત્યાર પછી તેવણે "ધણીનું ધાન ખાવાની" ખરી રીત કંઇ તે ઉપર કશાંપણ ડાહાપણના ડોળ વગર પોતાના ખુદરતી સાદાપણાથી બે બોલ કહી સંભળાવ્યા. તેવણ બોલ્યાં કે, "બેહેન શીલ્લા, તું વિચાર કર કે આજની ભાગ્યશાળી બેટીઓ તરીકે આપણે તો લગાર મોટાં થઇ થોડી ઘણી પણ આપણી મરજી મુજબના ખાવિંદો મેળવ્યે છીએ. પણ આગળ આપણા મા મમાઈઓતો તદન બચપણમાં પરણી અદરાયાં હતાં અને તે છતાં તેઓ કેવાં સંતોષ, સુખ, અને સલાહ સંપજથી પોતાનો સંસાર ચલાવી શકતાં હતાં. ખરી વાત છે કે તેઓ આપણાં કરતાં અરધે દરજ્જેનું પણ શિખેલાં ભણેલાં નહિ હતાં, તે છતાં જયારે તેઓ પોતાના ખાવિંદોને પોતાની તાબેદારીથી વશ કરી શકતાં ત્યારે મારે કેહેવું જોઇયે કે આજણી આપણી કેળવણી અગરજો ધણી ઉપર પેહેલે ધરથીજ હાકમી ચલાવતાં શિખવી સંસાર સુખનું શરૂઆતમાંજ નખ્ખોદ વાળતી હોય તો પછી આપણા માય મમાઇની અસલી વગર શિખેલી જંગલી હાલતજ હજાર દરજ્જે ભલી. હું એમ નથી કેહવા માંગતી કે બાનુઓ તરીકે આપણને કેળવણી લેવી ન જોઇયે. પણ આપણાં મા મમાઇના સરખી સંસારી કુહુને, ડાહાપણ, અને કહરેલપણા વગરની આપણી હાલની કેળવણી આપણને વધારે ગુમાની બનાવી સંસારના સેહેલા અને સીધા રસ્તા ઉપર ચાલતાં આપણને અટકાવે છે. સ્ત્રીઓની ખરી કેળવણી તો ત્યારેજ જાણવી કે જયારે હાલમાં અપાતી સઘળી કેળવણી લેવા છતાં આપણે છકી જઇયે નહિ અને આપણાં મા મમાઇઓના સરખી

દુરઅંદેશી ભરેલી તાબેદારીથી પરણેલી જીંદગીની સરૂઆત કરીયે. બેહેન શીલ્લા, તું હજી મરદોને બરોબર પિછાણતી નથી ઘણાંખરા મરદોની આ એક સાધારણ ખાસિયત છે કે જો તેઓને આપણે પેહેલે ઘરથીજ લોખંડની બેડી પેહેરાવવાની જરાબી ધમકી આપીશું તો તેઓ એકદમ ચોંકીને આપણા સાંમે ફીતુર ઊઠાવ્યા વિના રેહેશે નહિ, પણ એજ મરદોને આપણાં સરખા કોમળ હાથની રેશમની એક નાજુક દોરી છાંન પુતળાંના નાચ મધેનાં પેલાં પુતળાંઓની મીસાલ આપણી મરજી મુજબ ગમે તેમ નચાવી શકે છે. હવે બોલ બેહેન મારી, કે તને આ બે મધેથી શું પસંદ છે, એક નજીવા પોલકા અને બિસાડ વગરનાં પગનાં ખાસડાંને ખાતર ધણી જેવા ધણીની ઉપરવારી થઇ તેના ઉપર રાજ ચલાવવા જતાં પેહેલે ઘરથીજ તું તે ખાવિંદની અળખામણી થવા માગે છે કે તે ખાવિંદની મરજીને તાબે થઇ પેહેલે ઘરથીજ તેનાં ખાલેસ પ્રિત ઉપર કાબુ મેળવવાનુ પસંદ રાખે છે. યાદ રાખજે બેહેન, કે ધણી તરફનાં ખાલેસ પ્રિતની લેઝટજ ન્યારી છે. આજે ભલી ભલી બાનુઓ,—અનેક કીસમનાં દુનિયાઈ એશઆરામમાં મોજ મારનારી બાનુઓ—ધણીનુ પ્રિત મેળવવાને ઓરતા કરે છે અને તે પ્રિત વગર દુનિયાંની નીઆમતો તેમને મનસે તદન અકારી છે, તો શું તારા ગુસ્તાદની મરજીની વિરૂદ્ધ તેના નિર્મળ પ્રિતના ભોગે પેહેરેલ્લા એક પોલકા અને બુટની જોરીથી કદી પણ તું સુખી થવા ની છે? શું તેં કથા કાંહાણીઓમાં અને તવારીખનાં દાસ્તાનોમાં અવારનવાર નથી વાંચ્યું કે પોતાના ખાવિંદના પ્યારને

ખાતર તો કેટલીક પતિવ્રતા બાનુઓને પાહાદશાહી મેહેલો તજી કંગાળ ઝુંપડીઓમાં જઇ વસવું પડયું છે? તો તારાથી શું તેજ પ્યારને ખાતર ત્રણ રૂપરડીનાં એબલગાંમના પોશાકનો નજીવો ભોગ નહિ આપી શકાય? બેહેન, બેહેન, એક ખોટી ટેવ તજી દેવી ઘણી મુશ્કેલ છે ખરી, અને તેજ પ્રમાણે માણસે પોતાની બેવકુફીથી વધારી મુકેલા નકામા અને વગર અર્થના શોખોને છોડી દેવાનું પણ તેટલુંજ મુશ્કેલ છે. પણ એ મુશ્કેલીઓથી આટલી બધી કેળવણી લીધા પછી આપણને હારી ખાવું સજાવાર નથી. એ કેળવણીએજ આપણને શિખાડવું જોઇએ કે એવી ઉત્તમ પ્રકારની કેળવણીની ગેરહાજરીમાં જે નકામાં શોખો આપણે ધારણ કીધા હોય તે કેળવણીના અજવાળાં પછી જરૂર કરીને આપણે છોડી દેવા જોઇયે. આજે તને પોશાકના એ ઉદાઉ શોખો તજી દેવા બીકટ લાગે છે, પણ બેહેન મારી, તું મારા બોલને યાદ રાખજે કે વર્ષ છ મહિના વેર એવા શોખો તજ્યા પછી તું પોતેજ તારા હાલનાં એ શોખો ઊપર હસશે, તુંજ તેની મજાક મશ્કરી કરશે અને તું બીજી તારી નાની બેહેનપનીઓને એ ખોટા શોખથી વારવાની કોશેશ કરશે. પોશાક જેવી તકલીદી ચીજ ઉપર માણસ જાતના સુખનો કાંઇપણ આધાર રહ્યો નથી. સંસારમાં આપણી મુલ મતલબ તો સુખી થવાની છે. અગરજો આપણો પોશાક તેજ સુખની આડે આવતો હોય તો પેહેલી ફરજ આપણી એટલીજ છે કે તેવા પોશાકને કાપી વહાડી યા બાલીને ભશમ કરવો જોઇયે. બેન શીલ્લા તું મારા કરતાં બે વર્ષ વડી છે, અને તેથી હું તને બીજું

વધારે કશું કહી શકતી નથી. હું તો માત્ર એટલુંજ જાણું છું કે ધણીનું ધાન ખાવાની રીત ધણી તરફની સંપૂર્ણ તાબેદારીમાં છે. એ તાબેદારીને આજની સુધરેલી છોકરીઓએ ગોલાંમગીરીનું અળખામણું નામ આપ્યું છે. પણ ધણી—ગમે તે કરે તોપણ ધણીજ છે. તેનું નાંમ ધણી એટલે શેઠ છે. તે ઘેરનો શેઠ છે, તે ઘેરના સરસામાન અને માલખજાનાનો શેઠ યાને ધણી છે. તેનેજ આપણે સરો ચશમથી આપણાં તનમનના ધણી તરીકેજ બોલાવીયે છીયે. ધણી તરીકેજ તે આપણું તથા આપણા બચ્ચાંનું પુરૂં કરવા ખાતર દરિયા દોહોવે છે, તડકાંમાં રખડે છે, વરસાદમાં ભીણાય છે અને તે સઘળું આપણને ઘેરના છાંયડામાં અમનચમનથી સુખી રાખવા ખાતરજ એટલું બધું જે ધણી આપણે માટે કરે, આપણા એક બાલને જો કાંઈ અલવલ થઈ તો તે બિચારાથી દેખી નહિ શકાય, અને આપણે ખાતર જીવ વતીક કહાડી આપવાને તૈયાર થાય. એવી જે લાગણી બતાવે તેની તાબેદારી કરવાની આપણી ફરજ છે, અને તે તાબેદારીમાં કાંઇ પણ ખોટું સમજવું નહિ જોઇયે. સુધરેલી બેહેનીઓ ગમે તો એ તાબેદારીને ગોલામગીરીનું નામ આપે પણ ગમે એવી નીચમાં નીચ નામથીબી હું મારા ધણીની તાબેદારી કરવામાં શરમાવાની નથી."

દીની મામીની આ વાએજ મેં ઘણી ધીરજથી સાંભળી. કોઇ વાર મને તેમના વિચાર ઉપર હસવું આવતું અને કોઇવાર શરમથી મારા મુખડા ઉપર રતાસ ચહડી આવતો. સારાં ભાયગે આ વ્યાખ્યાન સાંભળતી વેળાએ મારા હાથમાં

એક સુંદર "પોલકો" હતો જેને હું જીકની કોર મૂકતી હતી અને જયારે મારે માટે શરમાવા સરખું કાંઇ પણ મામીજી બોલતાં તયારે હું લાગલી મારા પોલકા ઉપરજ ધ્યાન લગાડી મારૂ મ્હો મામીજીની તીક્ષણ ચશમોથી છુપાવી શકતી. મામીજીની વાએજી જેવી બંધ પડી કે તુર્ત મેં મારા હાથ મધેના પોલકાનું જોરમાં ફાડીને એક ચીરીયું કહાડયું. મામીજી મારા આવી રીતના અચબુચા ફાંટાથી અજબ થઈ ગયાં. પણ મેં તેવણુને હેત ભરેલી કોટીથી ગળે લગાડી ખાતરી આપી કે હું હવે ફરીથી તમો મામીની સલાહ વગર એક ડગલું પણ નહિ ભરીશ. અફસોસ કે એવી સમજ અને સલાહ અત્યાર સૂધીમાં નહિ મને મારાં માબાપથી મળી કે નહિ હું તે મારી નિશાળમાંથી મેળવી શકી. દેખાદેખીથી જેમ મારી આસપાસના પાડપડોસીઓ, સગીવાહાલીઓ, અને નિશાળની સહીઓ ચાલતી તેમ હું ચાલતી અને તેમજ મને મારાં માબપ ચાલવા પણ દેતાં. જીંદગીની મુલ મતલબ એજ કે સુખી થવું, તે તો હું પેહેલે ધરથીજ સમજતી હતી પણ કેમ સુખી થવું તે વિષેના મારા વિચારો મામીના ઊપલાં વ્યાખ્યાન પછી તદન ઉલતાઇ ગયા હતા. આ ફેરવાયલા વિચારોની જામીનગીરી° તરીકે મામીના દેખતાંજ મેં મારા હાથ મધેના કિમતી પોલકાનાં ચીરીએચીરીયાં કહાડી નાખ્યાં અને તે ફેંકી દેવાને બદલે મારી જીંદગીના શુભ ફેરફારવાલા તે મુબારક દિવસની યાદગારી તરીકે હજી પણ મેં તેમને જાલવી રાખ્યાં છે.

---

# પ્રકરણ—૧૬.

## એક મુકાબલો—"તાડીવાળીની હમબાઇ" અને "ફરંગન આયા."

દીની મામીની વાએજથી મારા ઊપર કેવી અસર થઇ તે હું જણાવી ગઇછું, અને દીની મામીએ કહ્યા મુજબ ગમે એવી માનીતી ચીજોનો શોખ એકવાર તજ્યા પછી તે કેવો અકારો થઇ પડે છે તે મને થોડાજ વારમાં માલમ પડવા લાગ્યું. આવી રીતના પોશાકને લગતા બદલાયલા શોખથી મને જે પેહેલ વેહેલો મુખ્ય ફાયદો થયો તેજ અતિઅંત અગત્યનો હતો. પારસીઓના સંસારી સરેસ્તા પ્રમાણે ઘણી ખરી અગત્યની તીથો ઉપર મને સાસરેથી કપડાં કરવામાં આવતાં હતાં. આ કપડાં અસલી વિચારનાં સાસરાં તરફથી કરવામાં આવતાં અને તેથી તે હાલની સુધરેલી છોકરીઓને પસંદ પડે એવાં ખેનકોટકવાળાં નહિ પણ વધારે ટકાઊ, ઊંચા કુમાસનાં, અને અસલી વિચારની બાનુઓને છાજે એવાં મલાહજાસરનાં હતા. કોઇબી રીતે એ કપડાં હાલની સુધરેલી મારી બેહેનપણીઓના સુધરેલા પોશાક કરતાં હલકાં યા ઓછી કિમતનાં ન હતાં, કદાચ તે કિમતમાં વધારે ચહડતાં પણ હશે, તે છતાં મારા આગળા શોખ પ્રમાણે મને તે મુદ્દલ પસંદ નહિ હતાં. બીજી મારી બેહેનપણીઓને મનસે દરેએક તેહેવાર ખુશાલી ભરેલો હશે. પણ મારે મનસે તો જેમ જેમ નવા નવા તેહેવારો આવતા તેમ તેમ મારે માટે રડવા બલવાનો વખ્ત આવતો. મુગી મુગી સાસ

રેથી જેબી પેહેરાવવામાં આવતું તે હું પેહેરી આવતી પણ મનમાં તો બલી જલીને ચુનો થતી હતી. એ રીતે દીની મામીની આ છેલ્લી વાએજ સૂધીના મારા સઘળા તેહેવારો દિલની અંદરખાંનેની છૂપી ગમગીની અને બલાપામાં પસાર થયા હતા. આસરે અરધો ડજન કપડાં હું તેટલા વખ્તમાં સાસરેથી પેહેરી આવી હતી પણ તે મધેનો એકબી પોશાક મને પસંદ નહિ હતો. સાસરેની આ પેહેરામણીથી વધારે દુઃખી હું એમ થતી કે મારાં પોંહોંચેલ સાસુએ એકબી વારનાં કપડાંમાં કોઈબી જાતનાં કપડાંનો વગર સીવેલો કકડો નહિ મૂકયો હતો. દરએક કપડું આંગમાં બંધ બેસતું લાગે એવી રીતે સીવાડીનેજ તેવણ કપડામાં મૂકતાં અને દર તેહેવારે પોતાને ત્યાં તેડાવી પોતાને હાથે સઘળા કપડાં બદલાવ્યા વગર તેવણ પણ મને પાછી ઘેર જવા દેતાં નહિ. આવી રીતના મારાં સાસુના ફાંટાથી એવું બનતું કે હું તેવણને ત્યાં એક સુધરેલી "પારસણ–મડમ" તરીકે આવતી અને અસલી ઢપની ગામડીયનના પોશાકમાં મારે ઘેર પાછી ફરતી. આ ફેરફારથી જો કે મારૂં પાકીને પલેઠર થતું, તોપણ જયારે હું પાછી રાતના ખાઇપીને મારે મહીરે આવતી ત્યારે મારાં નેક માતાજી, મુરબ્બીજી બાવાજી અને પ્યારી પણ ઢોંગી બેહેનોને મારો આ ફેરવાયલો અવતાર જોઇ હસવાની અને મારી લેવડી બનાવવાની ખુબ મજાહ પડતી, કોઇ મને "નકરી વાણીયણી" કહેતું, કોઇ "ભાડીયણ" જણાવતું, અને કોઇ તો વળી ભરૂચી સાદે પૂછતું, "ભેન તમે ભરૂચથી કેધારે મુંબઇ આવેલાં?" સાસરેનો આ પોશાક પેહેરેલો જોઇ એક બેહેન બોલતી કે,

"બેહેન શીલ્લા તો નકરી જાણે તાડીવાલાની હમબાઇ જેવી લાગે છે" તો બીજી તેણીને તાપસી પુરતી કે, "નહિરે તાડી-વાળાની હમબાઈ શું, નકરી જાણે ચોથે માળની ચાંદજીની ચાંદન." તેમની આ ઠીઠી ઠાઠા જોઇ કોઇ વાર હું તેઓ સાથ મરાઇ પડતી, કોઈ વાર મનમાંજ બલી જલીને તેમને વતાર્યા વગર ગુપચુપ સાંભળ્યા કરતી, અને કોઇ વાર મારા મુરબ્બીજી બાવા જ્યારે મારૂં ઘણુંજ ગરી ગયલું જોતા ત્યારે વચમાં પડીને મને પતાવતા અને પેલી મજાક મશ્કેરી ચલાવનારી બેહેનોને ધમકાવીને મુગી રાખતા. કોઈ વાર બાવાજી પોતાની પાસે મને બેસાડી મારો બરડો પસવારી મને દીલાસો દેતા કે, "કાંઈ નહિ શીલ્લા દીકરી, જાંગલો જાય અને કૂતરાં ભોંસે તેમ તું એ રાંડોને બકાવા દે, એઓનુંજ મોઢું દુઃખશે એટલે મુગી રહેશે. તુ જોજે તો ખરી કે એઓને સાસરેથી તે વળી કેવાં એક તોફા કપડાં લાવે છે, કદાચ એટલાંનુંબી ઠેકાંણું નહિ લાગશે." બાવાજીને એ રીતનો દીલાસો દેતા જોઈ માયજીને વધુ બોલવાની હીમત આવતી અને તેવણ બોલતાં કે, "આરે દિકરી, મારી એ દુકતીઓ તો ચડી ગઇ છે, તું એ લોકોના બોલવાને ખાસ-ડાંનાં તળીયાં તળે દાબી રાખ. એ કપડાં શું તું ઓછી કિમતનાં જાણેછે કે? સામા એ તો ભારીમાં ભારી છે અને વળી ઘસીપીસીને વાપરશે તોબી જનમસૂધી પૂરાં પડી શકશે. બલીયાંરે આજની સુધરેલી દુકતીઓનાં કપડાં, એકવાર આંગ-માં પેહેર્યાં અને જરા પસીનો લાગો એટલે તુરત ઊંધઇ જતાં વાર નહિ. મરે પાવલે વારનું કપડું તેપર કોટક જોશો તો

બાહારસો મલુકના, સીલાઇ જોશો તો તેટલી સીલાઇમાં બીજાં એટલાં કપડાં થાય અને એટલી બધી મેહેનત અને ખરચ પછી ધમદઇને ટકે ત્યારે તો સાડાત્રણ દહાડા. (કટકા મોરીને) વગુતયારે તમારા સુધરેલા પોશાકો!" માતાજીનો આ ઉપલો તનકો જોઇ મારી એકાદ એશ્કી બેહેન સામો તાંનો મારવા નિકળતી કે, "માયજી, જયારે એવા પોશાકની ધીંગ કાહાડોછો ત્યારે અમુને પેહેરાવતાં શું કાંમ હોશો? અમુનેબી ત્યારે બેહેન શીલ્લાની મીશાલ વાંણુચણીઓજ બનાવી દેવોની?" માતાજીથી આ તાંણુાનો જવાબ દેવાઇ શકાતો નહિ, કેમકે તેવણુ પોતેબી એવી કિસમનાં એક બાનું હતાં કે જેવણુ લોકોની છોકરીઓની કસુર જોઇ શકતાં, પણુ તેવીજ કસુર તેવણુનાં ઘરમાં ધીમે કદમે દાખલ થઇ હતી તે તેવણુને જણાતી ન હતી, અને અગરજો જણાતી હોય તો તેવણુ તે તરફ દિકરી તરફના ચાહા ખાતર આંખવીચાંમના કરતાં હતાં. પણુ આ વેળાએ જયારે પોતાનીજ પેટની એક નગુણી દિકરીએ તેવણુને તાંણો માર્યો ત્યારે તેવણુ માત્ર એટલોજ બંચાવ કરી શકયાં કે, "તે તો તમારા બાવાને પૂછો, બોલતી ઓવરાંળ એ તો તમારા સુધરેલા બાવાજીનો ઊપકાર માનો કે તેવણે પોતાની લાડકી બેટીઓને એકદમ મડમોજ બનાવી મૂકી." બાવાજીં પોતાને માથે વાદળ આવેલું જોઇ મુછમાં હસ્યા અને ધીરજથી બોલ્યા કે," આજે એવા પોશાક વગર આટલી બધી દુકતીઓનો ઉઠાવબી તે કેમ થવાનો છે? આજના બેઅકલી માટીડાઓ જયારે પોતાની પસંદગીના બાહેરના ભપકા ઉપરજ ધ્યાન આપે છે ત્યારે આપણુનેબી વખ્ત પ્રમાણેની

વાત કરવી પડે છે. ચાલો હવે એ વાત માંડી વાળો અને ખબરદાર જો કોઇએબી મારી શીલ્લા દિકરીને છેડીછ તો. ખરેખરી સમજુ અને દાનાવ દિકરી તો તેજ કે જે વખ્ત પ્રમાણેની વાત કરી સાસરાંમાં સાસરેની અને મહીરાંમાં મહીરેની રીત ભાત પ્રમાણે ચાલી બેઉ તરફવાળા મુરબ્બીઓની મરજી રાખી તેઓ તરફની તાબેદારી સાથ ચાલી શકે."

આવી આવી ટકોર, મજાકમશ્કેરી, તાણાજાંની અને શિખામણો સાથ અમારે ત્યાંના દર તેહેવારોની રાત પસાર થતી હતી. સર્વેને તેમાં રમુજ મળતી અને મારૂ એકલીનુંજ મોહોત થતું હતું. મને પોતાને પણ સાસરેનો પોશાક પસંદ નહિ હોવાથી હું મારી બેહેનોની મશ્કેરી મજાકનો સરોબર જવાબ આપી શકતી ન હતી. તેમની મજાક મને ખરી લાગતી અને તેથી મારૂ બેવડું મોહોત થઇ જતું, પણ જયારથી દીની મામીના ભાષાણ પછી તે માટેના મારા વિચાર અને શોખો ઉલટાઇ ગયા ત્યારથી હું તેમને સરોબર પૂરી પડવા લાગી. સાસરેનાં સઘળાં કપડાં પણ મને પસંદ પડતાં થઇ પડયાં. મહીરેના મારા ચટાપટાના એબલગાંમના પોલકાઓ મારી ખુશીથી મારી બેહેનોને મેં વેહેંચી આપ્યા. સાસરેની સાદી ફેશીનનાં બદિયાનો આગળ જેટલી ઊલટથી પોલકાઓ સીવતી તેટલીજ ઊલટથી તૈયાર કરવા લાગી, મારાં મગજ ઊપરનો ખોટો બલાપો જલાપો દૂર થઇ ગયો અને મારાં મોઢાં ઉપર પાછું લોહી પાણી આવવા લાગ્યાં. પછી હું આગળના જેટલીજ ઢોંગી હસમુખી, અને બોલકની થઇ ગઇ. આ બેહા-

એકના ફેરફારથી ઘેરમાં સઘળાં અજબ થવા લાગ્યાં. બાવાજી વડાઇ લેવા લાગા કે, "દિકરી શીલ્લા, સદા મારાં કેહેનસરની છે અને મારી શિખામણોથીજ તું સુધરી." માતાજી મારી ઉપરથી ઓવરાઇ પોંવરાઈ જવા લાગ્યાં અને બેહેનો જો જરાબી મશ્કેરી કરવાની બેઅદબી કરતી કે આગળની કાંની ગુપચુપ સાંભળ્યા કરવાને બદલે સારીકાંની હું તેમને લઇ નાંખતી, અને તેથી તેઓ ખશિયાંણી પડી ચુપ થઇ જતી. તેઓ મને ચાંદજીની ચાંદન, અને તાડીવાળાની હમબાઇ સાથ સરખાવતી તો હું તેમને મોરના પીછાંવાળા કાગડાની મીસાલ ફરંગન આયાઓ સાથ સરખાવતી અને સાફ ખુલ્લે ખુલ્લું કહેતી કે "ઘઊનો રંગ ને સામળા ચેહેરા ઊપર જોઇયે તો મડમોના ગવનબી પેહેરો પણ તેથી કાંઈ મડમ થવાતું નથી, ઘણામાં ઘણી એવી વાંદર નકલથી ફરંગન જેવી લાગશો." આવી તાનાજાણીમાં પેશેપેશ પૂરી પડતાં જોઈ તેઓએ મારી મશ્કેરી કરવાનું મૂકી દીધું હતું બલકે મારા ફેરવાયલા શોખ-ની તેઓ ઊપર પણ રફતે રફતે સારી અસર થવા લાગી હતી. દીની મામીની એકજ વાએજની આ અસર જેવી તેવી ન હતી. નામ ત્યારે પોશાક, પણ પોશાક જેવી નજીવી ચીજની એ રીતે ઉલટાયળા શોખની મારે મનસે આખી દુનિયાજ ઊલટાઈ ગઇ હતી. મારાં દુઃખો—અલબતાં ખ્યાલી દુઃખો—તેજ મારાં સુખ થઇ પડયાં. જે પોશાકો મારે હું બલીને ચુનો થતી તેજ પોશાકોથી હું મોજ મેળવવા લાગી. જે પોશાકને માટે મને તાનાંજાંની સમજવી પડતી તેજ પોશાકની હું હિમાયત કરનારી થઇ પડી. એ રીતે સંસારી

જીંદગીની મુશ્કેલીનો એક મોટો . પાહાડ દીની મામીની સલાહથી દુર હઠાવ્યા પછી હું પોશાકને લગતી મારી પોતાનીજ આગળી મૂર્ખાઈઓ ઉપર હસવા લાગી

---

## પ્રકરણ—૧૭.

## "માહાંને જોઇતું વૈદે ફરમાવ્યું."

પ્યારી બેહેનો,

પરણેલી જીંદગી શરૂ કરતાં, હાલના સ્ત્રી સુધારા અને સ્ત્રી કેળવણીના ભુલ ભરેલા વિચારોમાં ઉછરેલી કુમારીકાઓને કેવી કેવી મુશ્કેલીઓ નડે છે તેનો માત્ર ભાગોતૂટો ખ્યાલ આપવા ખાતર મેં મારો પોતીકો હેવાલ તમારી સનમુખ રજુ કર્યો છે. તમોએ આગળાં પ્રકરણોમાં જોયું હશે કે મારે પોતાને મોઢે મારી પોતાની ખોટી તારીફો કરવાને બદલે મેં મારી કસુરો અને ખામીઓ ખુલ્લાં દિલથી મારા આ હેવાલમાં બતલાવી આપીછે અને તે એટલાજ ખાતર કે એ દાખલા ઉપરથી મારી બીજી ઘણીક જુવાન બેહેનીઓ કાંઇ પણ ઘટતો બોધ લઇ સંસારી મુશ્કેલીઓ આશાનીથી હઠાવાને સામર્થવાન થાય.

પોશાક જેવી નજીવી ચીજ ખાતર કેવું બેવકુફી ભરેલું એક પત્ર મેં મારા વાહાલા ખાવિંદ ઉપર લખ્યું હતું તે તમોએ આગળ વાંચ્યું છે અને એટલા વારમાં તમો તેને ભુલી

ગયાં તો નહિજ હશો. ઉલટાઇથી લખાયલાં એ કાગજ પછી અંતઃકરણના કરડવાથી હું કેવી હેરાન થઇ અને તે માટે મને કેટલો બધો ગભરાટ ઉપજ્યો હતો તે હું લંબાંણથી દર્શાવી ગઇછું. આ ગભરાટ દૂર કરવા ખાતર મારી અતલ્લગની સહીઓમાં પેલી ખુબખ બચાઇ અને ધર્મી મામી દીનબાઇ દસ્તુરની સલાહ લેવા જતાં તે કેવી એકબીજાંની તદન ઉલટીજ જાતની સલાહઓ મળી અને વળી મામીજીને મોઢે બચાઇની ચાલચલણ વિષે કેવું અજવાળું પડયું તે સઘળુ તમો બેહેનીઓને યાદ હોવું જોઇયે. વાહાલાં મામીજી "દીનબાઈ દસ્તુર" તરફના એ ખુલાસા અને અસરકારક શિખામણો પછી મેં મારા હાથ મધેનો નવો પોલકો ફાડી નાખ્યો હતો, અને તેવણનાં કેહેન સર ચાલવાની કબૂલાત આપી હતી તે તો તમો જાણોછો.

મામીજીની સઘળી શિખામણો મેં ખુશીથી માથે ચહડાવી, પણ પેલું અભાગ્યે વખ્તે લખાયલું શોખાઇ અને નાફ્ફરમાની ભરેલું પત્ર મારાં મગજ ઊપર ડગડગીયા કરતું હતું. વાહાલા ખાવિંદને તે પત્ર લખ્યાને એક અઠવાડયું થવા આવ્યું હતું અને તેટલા અરસામાં ના તેનો જવાબ કે સવાલ મારા ઉપર ફરી 'વળ્યો અને તેથી હું પૂષ્કળ અકરવકરમાં પડી. અરે! તે પત્ર લખતી વેળાએ મારો હાથ અરી ગયો હતે, મારી કલમ જડ થઇ ગઇ હતે, ખડીયા મધેની સાહી સુકાઈને બંધાઇ ગઈ હતે તો કેવું સારૂં એવા એવા વિચારોથી હું પસ્તાવો બતલાવવા લાગી. ઘણી વાર વિચાર કીધો કે વાહાલા ખાવિંદ ઉપર એક

બીજો પત્ર લખી તે મધેની પેહેલી મુર્ખાઇ માટે પૂરતી રીતે માફ માગું. પણ નહિ, હજી બાકી રહેલી થોડી ઘણી મગરૂબી અને અભીમાંને મને એ રસ્તો લેવા દીધો નહિ. આવી હાલતમાં આઠ દિવસ વહી ગયા, દર આતવારે વાહાલા ખાવિંદ મારી મુલાકાતે આવતા હતા તે આતવાર પણ તેમના મુબારક ચેહેરાનાં દર્શન વગર પસાર થયો પણ તેવણને જોવાની ઉમેદમાંજ હું તો તે દિવસેબી રહી ગઈ. હવે મને ચોકસ લાગ્યું કે તેવણને મારાં બેઅકલી લખાંણથીજ પૂષ્કળ ગુસ્સો લાગેલો હોવો જોઇયે. મારાં દાનાવ મામી પણ મારી સાથ એ વિચારમાં મળતાં થયાં અને તેવણે સલાહ આપી કે આગળી ચિઠ્ઠી વિષે કાંઈ પણ ઇસારો કર્યા વગર મારે ભરમમાંજ એક પત્ર લખી પૂછાવવું કે "કેમ આતવારને દિવસે તમે મારી મુલાકાતે આવી શકયા નહિ? આશા છે કે તમો વાહાલાની તબિયત તો સારી સુખાકારી ભરેલીજ હશે." આ તાલ મને પણ ઠીક લાગી અને હજીતો હું ઘણીજ નમનતાઇ સાથ એક મીઠાશભરેલો પત્ર લખવા બેઠી તેઠલાં મારે સાસરેનો માલી આવી લાગ્યો અને કેહેવા લાગ્યો કે, "શેઠને ત્રણ ચાર દહાડા થયા બોખાર આવે છે તે બાઇએ શીરીનબાઇને કેહેવા સારૂ મોકલ્યો છે." આ વેળાએ મારાં માતાજીના હાથ ચોખ્ખા નહિ હતા, અને તેવણે તુર્ત મનેજ ફરમાસ કીધી કે ગાડી જોડાવીને મારે જઇ આવવું અને સસરાની બરોબર ખબર અંતર લઇ આવવી. એતો બરોબર મને મનભાવતુંજ થયું, જોકે મુરબ્બીજીની તબિયત બિશે સાંભળી હું ખરેખર દલગીર હતી. આ વેળાએ મેં ઝાઝો

ઠસ્સો કીધો નહિ. એસ્કી "પોલકા"ને બદલે સાદી છીટનુંજ બદીયાંન પેહેર્યું અને બુટને બદલે માતાજીની બાહાર જવે આવવે પેહેરી જવાની મખમલની સપાટ પેહેરીનેજ હું સાસરે પધારી.

જતાંના વારમાં જોઊંછું તો ત્યાં ઘણો ગભરાટ હતો. તાપ એકસોને ચારથી તે પાંચ ડીગ્રીવેર વધી ગયલી હતી. સાસુજી, દેરાંણી, જેઠાંણીઓ અને એક નણંદ સારવારનાં કામમાં જીવ પતકીને રોકાયલાં જણાયાં. નણંદે પોતીકા પિતાજીનાં માથાં ઉપર આઇસ ફેરવવાનો હક પોતાના હાથમાં રાખ્યો હતો. દેરાંણી જેઠાંણીઓ સુપ, કાંજી, દવા ઈત્યાદીની તકેદારી રાખતાં. સાસુ બિચારાં ફેરા આંટી ખાતાં ખાતાં ઢગલો પુંજો થઇ ગયલાં હતાં. તેવણનો જીવ સીકે ઓળવાયલો હતો. ખોદા, ખોદા, કરીને તેવણ પોતીકો દહાડો કાહાડતાં. મને જોતાંના વારમાં સાસુએ પેટમાં ચાંપી પોતીકી પાસે બેસાડી. મેં ધીમેથી કહયું કે "અમુનેતો અત્યાર સૂધી મુદ્દલબી ખબર નહિ હતી. એકાએક એ શું થયું, કેટલા દિવસ થયા તાપ આવે છે. ડાકટર કોણ છે. કેમ ગુસ્તાદજી જણાતા નથી?" આ ઉપરાસાપરીના સવાલોનો સાસુએ રડમેશ ચેહેરે અચકી અચકીને તેવેજ ધીમે સાદે જવાબ આપ્યો. તેવણે કહ્યું કે, "માય, તું બોલ ના, બરોબર બોલે ત્યારે જણાય કેની કે દુશ્મેનના જીવને શું છે? કાંઇ હતું નહી રે. પાંચ છ દહાડા થયા કાંઇ અનગમયા જણાયાજ કરતા હતા, પણ પૂછી પૂછીને મરી ગેઇ કે બોલો ગોદરેજજી, બોલો ગોદરેજજી, મને કાંઇ તમારા ચેનચાલા ઠીક દીસતા નથી, પણ જાણે કુતરૂ ભોંસે

છે તેમ "ડોન કેર" કરીને ચલાવ્યા કીધું પછી જયારે નહીજ રેહેવાયું તયારે ગયા સરોસ રોજે—આજે ચાર દહાડા થયા ત્યારે તો બસ આખો દહાડો ઓધીપોધીને સુઇજ રહ્યા, નહી નાસતો કે પાંણી, આખા દહાડામાં જરા અન પાંણીનું નામ લીયેરે તો નામ નહી. બસ એવણ પાસે તો એજ ધારો, બોલતી ઓવરાંઉ જીવને જરાબી ઘણું સુખ હોય કે એવણ તો ભુખા રહીનેજ સાજા થાય. મુઇરે હું એમની એમ, એવણના એ ધારાને ભરોસે હુંબી નભરૂવસ રહી—પણ દર વેળાએ તો સાંજને છેડે ઊઠી કાંજીબાંજી પીને પોહોરી જતા હતા, પણ આ વેળાએ તો મદઇના દુસ્મેને પાંપન ઊપરથી પાંપન ઊંચકયાંજ નહિ. સાત વાગા, આઠ વાગા, પછી જયારે નહિજ થોબાયું ત્યારે હુંની હુંજ ગેઇ અને મારા ધારા પ્રમાણે તગાડો કરીને કેહેવા ગેઇ કે ઓ વાય ગોદરેજજી, બધા દહાડાનાજ તમારા એ ઢંગ રહી ગયા, પણ સાંભળે કોણ માય ? કાંઈ સુધી બુધી રેહી હોય તો સાંભળે કેની ? માંથાં ઉપર હાથ ફેરવીને જોઊંછું તો પેટબરી તાપ તો તાપ કે જાણે મદઇનું આખું આંગ સસરી જતું હતું. ઘણાબી હાક માર્યા કે ગોદરેજજી ગોદરેજજી ઊઠો જરા, બધી મરી જાઊં, બધા જી આપી દેઉ, જરા ઊઠો, આખા દહાડાની ભુખે તરસેબી આંગ ઘણું તપી આવે જો, પણ સાંભળે કોણ ? નહિ જવાબ કે સવાલ. મારા તો હાથ પગ ભાગી ગયા અને હાંજે હાંજા ગગડી ગયા. મરે વળી સાંટક કેવું કે એવે વખ્તે બોલતી ઓવરાંઉ ઘેરમેનો ડાકટરબી ઘેરમાં નહિ. જીભરાયા તારા ગુસ્તાદને તો ચાર પાંચ દિવ-

સની વાત ઉપર કાઠીયાવાડ તરફથી તાર મળ્યો કે 'ત્યાંનો કોઇ જાગીરદાર એકાએક મરતતોલ આજારી પડયો છે તે તે તમોએ કાંઇ પણ વખ્ત ખોહોવે રાતો રાત દવાની પેટી સાથ નિકળી પડવું, અને તેથી તે બિચારો તો ત્યાં વધેલો હતો. સારૂં થયું કે બીજા દિકરાઓ ઘેરમાંજ હતા, તેઓને દોડાવી ડોસાભાઈ ડાકટરને રાતો રાત બોલાવી મંગાવ્યા. તેવણે આવીને રાતો રાત ઘણાબી ઇલાજ કીધા અને આખી રાત ફીકર ફીકરે હું તો મરી ગઇ. માહા મુશ્કેલીએ અફ- રવકરે જેમ તેમ કરીને સવારૂં પાડયું. આખી રાત બિચારા ડોસાભાઈ રહેલા હતા તે છેક સવારે પાછા ગયા. હવે તેવણ કહે છે કે તાપ એકવીશ દાહાડાની છે અને જો કે ધાસતી ભરેલું કશું નથી, તોપણ ઘડપણને લીધે કાંઇ કેહેવાઇ શકાતું નથી. જેમ બને તેમ નબળાઇ થવાજ દેવી નહિ જોઇયે. મેં તો ત્યારેજ વિચાર કીધો કે તમારે ત્યાં કેહેવરાંઉ, પણ છોકરાંઓએ ચીરડાઇને ના કહ્યું તે મેંબી અખડા કીધા કે કાંઇ નહી, હવે તો ખોદા કરશે તો ફેર પડશે, પણ કાલનો પાછો ગભરાટ વધ્યો છે અને મારો જીવ નહિ માન્યાથી તુંનેબી કેહેવરાવ્યું અને તારા ગુસ્તાદ ઉપરબી તાર કીધો છે."

આ હેવાલ પૂરો થાય તેટલાં તો ડાકટર ડોસાભાઇ આસ- પીટલના વડા ડાકટર "કારટર" સાથે આવી લાગ્યા. બિચારા સસરાની હાલત છેકજ લોડપોઠ હતી. તેવણ આંખ વીચીને તાપની બેભાંનીમાં પડેલા હતા. ડાકટર આવ્યા ત્યારે તેવણની તાપ એકસો સાડાપાંચ "ડીગ્રી" હતી. બેઉ ડાકટરો તપાસવા તથા મસલતે લાગ્યા તે વેળાએ અમો બઇરાંઓ સાસુ અને

નણંદ સિવાય સઘળાં ઓરડાની બાહેર ગયાં હતાં. આ તકનો લાભ લઇ હું મારા ખાવિંદના ઓરડામાં ગઈ. હર વેળાએ જયારે હું સાસરે જતી ત્યારે સાંજને છેડે મારા ખાવિંદની હાજરી યા ગેરહાજરીમાં તેમના ઓરડાને મારો પોતીકોજ ઓરડો સમજી હાથ મોહું ધોવા, સેંતા પાતલી પાડવા, અને ટુંકમાં બોલું તો નવેસરથી આરસીમાં મોહું જોઇ બરોબર માથું બાંધવા સારૂં જતી હતી. તેજ પ્રમાણે આ વેળાએબી ગઇ. પણ આ વેળાએ તુર્તની ઘેરમાં આવેલી હોવાથી તથા થોડા વારમાં પાછી જવાની હોવાને લીધે "સેતા પાતલી"ની અગત નહિ હતી. માત્ર પોતીકાં ભવિષ્યનાં હમેશનાં મુકામને જોઇ ચશમોને ઠંડક તથા જીવને સંતોષ પમાડવા ખાતર હું આ વેળાએ ધણીના ઓરડામાં ગઇ હતી. જતાંના વારમાં તેવણની લખવાની ટેબલ આગળજ બેઠી—બેસતાંના વારમાં વાહાલા ખાવિંદ ઊપર આવેલાં કાગજ પત્રોનાં સરનામાઓ વાંચવા લાગી, અને વાંચતાંના વારમાં તે પત્રો મધેથી મારા દશકતનું વાહાલા ખાવિંદને નામનું વગર ઊખેડવે પડેલું એમનું એમ બીડેલુંજ એક કાગજ મળી આવ્યું. મારે હાથનું, મારૂં કાગજ જોઈ હું જેટલી અજબ થઇ નહિ તેટલી અજાયબી તેને એમનું એમ બીડેલુંજ જોવાથી મને ઊપજવા લાગી. તુર્ત મારૂં માથું ઠનકીયું, અને એક પણ પલના વિચાર વગર ઝડપમાં ઉખેડીને જોતાં શું મારી ખુશાલીનો પાર! ઓ ખોદા, પેલું મૂર્ખાઈ ભરેલું પત્ર, પેલું બેવકુફી, શોખાઇ અને નાફરમાની ભરેલું પત્ર તો હજી મારા ભર્થારના હાથમાં જઇ શકયુંજ નહિ હતું.

તલાશ કરતાં મને ખુલાસો મળ્યો કે જે દિવસે મારૂં તે પત્ર મારાં સાસુને મળ્યું તેજ દિવસની આગમજની રાત્રે તેવણ કાઠીયાવાડ પધાર્યા હતા અને પાછળથી મારાં વાહાલાં સાસુજી તેવણ ઉપર તે પત્ર બીડાવવાનાં હતાં પણ તેટલાં સસરાજીની અચણુચી બિમારીની ગડબડમાં તે એમનું એમ ગફલતીથી રહી ગયું હતું. એ તો માદાંને જોઇતુંજ વૈદે ફરમાવ્યું. મારી આટલા દિવસની ફીકર ચીંતાનો છેડો આવી ગયો. મેં ઇશ્વરનો આભાર માન્યો, ફરીથી એવી નાદાની નહિ કરવાનો ઠેરાવ કીધો, અને તે નેહેસ્ત પત્રના કકડા બુકલા કરી નાખી તેમને પગે પગે રગડયા.

---

## પ્રકરણ—૧૮.

## સસરાની માવજત—નણંદનાં મક્કર—અને નવી વહુની લેવડી.

પ્યારી બેહેનો,

એક બેઅકલી કાગજ વાહાલા ખાવિંદ ઉપર લખ્યા પછી હું કેટલી બધી ગભરાઇ, કેટલી બધી પસ્તાઈ, અને તે માટે હું કેટલી બધી ગમગીનીમાં અતવાવા લાગી તે તમો પૂરતી રીતે જાણોછો. વળી તમો જાણી ચુકાંછો કે અંતઃકરણનો એ ખરો પશ્ચાત્તાપ તેજ પૂરતી સજા વિચારવામાં આવી હોય એ પ્રમાણે ગેબી ખાવિંદની કાંઇક છુપી કરાંમતથી તે મૂર્ખાઇ ભરેલું પત્ર મારા ધણીના હાથમાં જઇ શકયુંજ નહિ

હતું. કેવી રીતે તે પત્ર પાછું મારા હાથમાં જેમનું તેમ બીડેલુંજ આવ્યું હતું અને તેના કેવા ધિક્કાર સાથ ફાડીને કકડાભુકલા કરવામાં આવ્યા હતા તે પણ તમને રોશણ છે.

મુરબ્બીને તોલના સસરાજીની માંદગી વિષે સાંભળી હું તેમને જોવા ગઈ હતી, પણ ત્યાંનો મામલો વધુ ગભરાટ જેવો જોયાથી મારો જીવ માન્યો નહિ, અને હું તે દિવસે સપર પેહેલી સાસરેજ રહી. વાહાલાં માતપિતા ઉપર સસરાજીની હકીકત લંબાણ વીગત સાથ લખી મોકલી અને મારાં હંમેશનાં ભવિષ્યનાં મુકામ ઉપર આવાં શોકાતુર સાંતકમાં મેં પેહેલવેહેલો ધાંમો નાખ્યો. સાસરેની જીંદગીનો એ જો કે મારો પેહેલો અનુભવ હતો, તોપણ એ અનુભવમાં દરરોજનો સાધારણ રાહાધ્રાત હું કશો જોઇ યા તપાસી શકી નહિ, કેમકે કુટુંબના મુરબ્બીની આવી રીતની સખ્ત માંદગીથી દર રોજનો સાધારણ રાહાધાત તદન ઉલટાઇ ગયો હતો. જે કુટુંબ દરરોજ રાતના સર્વે માટીડા બૈરાં સાથે બંદગી કરી સાથે જમતું હતું તે કુટુંબ એક મુરબ્બીની માંદગીની સારવારમાં એટલું બધું વેંહેંચાઈ ગયું હતું કે બંદગી બંદગીને ઠેકાંણે અને ખાવા જમવાનું જેમ જેને ભાવે તેમ લેવામાં આવતું હતું. ઘેરની સર્વે બાનુઓ દરદીની માવજતમાં એટલી બધી ગુટાયલી હતી કે છેક રાતના દશ વાગા પણ તેઓ મધેથી એક પણ જમવા જઇ શકી નહિ. માટીડાઓએ આગમજથી જમી લીધું અને ત્યાર પછી તેઓએ આવી બોંહોંસ ઉપર બોંહોંસ કરી તથા છેલ્લે સરવાલે બુમ બરાડા મારીને અમને જોભરી આવવા સારૂં કહ્યું. પણ તોબી કોઈને ઓરડા

મધેથી સસરવા કે વસરવા ગમેજ નહિ. છેવ્લે સાસુએ બિચા-રાંએ રડમેસ ચેહેરે પોતાને માટે ત્યાંજ ચાહ મંગાવી અને અમને ખતીખતીને હરૂસે કાન ઉપર પડીને કહ્યું કે, "જાવો છોકરીઓ, છેક રાત ગઈ, બે બુક જમી આવો." અંતે સા-સુના સખુનને માથે ચહડાવી અમો છોકરી છોકરીઓ જમવા ગઇ. મારી સાથે મારાં દેરાંણી જેઠાંણીઓજ હતાં, નણંદબાઈ આખો દહાડો ઘોડા જેવાં હતાં તેવણનો સમીસાંજને છેડે જીવ ફરવા લાગ્યો અને તેવણને ઉજાગરાને નામની છીત હોવાથી રખે આખી રાત ઉજાગરો કરવો પડે એવી ધાસ્તીથી જીવ ફરવાનું બાહાણું કરી તેવણ સકારેથી ખાઇ જમીને પોહોરી ગયાં હતાં. વાંચનાર પૂછશે કે મરે ઘેરમાં મુરબ્બી ઊપર આટલી દોડાદોડી ચાલે અને અભાગણીને ઊંઘબી કેમ આવી હોશે? પણ એવો સવાલ પૂછનારી બાનુઓના જેવી તીક્ષણ લાગણી કાંઈ બધીજ અબલાઓ ધરાવતી નથી. ખસુસ કરીને જે અબલાઓ જાહેરમાં ઘણીજ મીઠી, અને જરા જરામાં ઓવરાઇ પોવરાઈ અને મરી ધરી જવાના ચેનચાલા બતલાવે છે તેઓ બાતેનથી તદન ખોટી અને ડોલઘાલુજ હોય છે. આ મારી નણંદના ચેનચાલા પણ બે ચાર કલાકની તપાસ પછી મને તેવાજ લાગ્યા. જયારે સસરાજી તાપની બિમારીમાં પડતા ત્યારે મારાં આ નમુનાદાર નણંદ હસતાં, બોલતાં, અને જાણે કાંઇબી બન્યુંજ નહિં હોય તે પ્રમાણે ખોલ્લાં દિલથી ગામ ગપાટા ચલાવતાં, અને જેવા પોતીકા મુરબ્બીને જાગૃત થતા જોતાં કે લાગલાં તેવણના પાસામાં બેસીને હિત પ્રિતના ઊભરાઓ બાહેર પાડતાં. "ઓ મરૂરે મારા બાવાજી,

બધા મારા જી આપી દેઉરે, ઉઠી જાઓ મરૂ બધી તમારી ઉપરથી, બધું પખોરી નાખીને ઉઠો તો," એ પ્રમાણે મન ભાવતું બોલતાં અને વાહાલા પિતાજી જોઈ તથા જાણી શકે એવી સઘળી સારવાર પોતાનેજ હાથે કરતાં હતાં. દેરાંણી જેઠાંણીઓ ફેરા આંટી ખાય, ગાઉને ગાજરે બજરચીખાંનુ ત્યાંથી સઘળી ચીજો લાવવા લેઇ જવાનુ દેરાંણી જેઠાંણીઓ કરે, આઈસ ભાંજવું, કાંજી બનાવવી, અજીથી તસ ધોવી ધાવી, એ સઘળું દેરાંણી જેઠાંણીઓનુંજ કામ હતું, અને નંણુદબાઇ તો ગલાસમાં નામેલી આઇતી દવા જે તેમના હાથમાં મૂકવામાં આવે તે તેવણુ પ્યારા પિતાજીનાં પાસાંમાં બેસીને તેમણે પતાવી સતાવીને પાય, તેજ પ્રમાણે કાંજી રસ ઇત્યાદી ખોરાક આપવાનો પણ આખો દિવસવેર તેમનોજ અખત્યાર હતો. માંથા ઉપર આઈસ ફેરવવાનો યા "કોલંગ-વાટર" મેળવાનો અધીકાર પણ તેવણેજ પોતાના હાથમાં રાખ્યો હતો, તોપણ તેબી એવી બાહોશીથી બજાવતાં કે અવાર નવાર માથાં ઉપરનો કટકો સુકાઇને છોડું થઇ જતો અને તે ઉપર નજર પડતાં દેરાંણી જેઠાંણીમાંથીજ કોઈ યાદ આપતું ત્યારે નણુંદબાઈ લાગલાં તે ઉપર કોલંગવાટરનું પાણી નામતાં. એવી અકર વકરે તોપણ બાહેરનાં અતિ ઘણાં ડોલથી તેવણે સાંજ-ના ૭ એકના સુમાર સૂધી પોતીકા પિતાજીની માવજત કીધી. ત્યાર પછી તેમનો જીવ ફરવા લાગ્યો અને ભોલાં બિચારાં સાસુજીએ દયા ખાઇને તેવણને કહયું કે, "જા માય, આખા દહાડાની ખરે પગે માવજત કરતાં હાકીને લોઠ થઇ ગેઈ છે, બેઘડી જઇને પોહોર." ખરે પગની અને રખડ

રજડની માવજતતો ખરેખર દેરાંણી જેઠાંણીઓએ બજાવી હતી, તોપણ આ ઢોંગી છોકરીને આટલી સર્ટીફીકેટ મળતાં તે ત્યાંથી ઉઠી અને પેટ ભરતું જમીને પોતીકા ઓરડામાં જઇને ખરેખરજ પોહોરી ગઇ.

બીજી તરફ આસરે સાડાદશ એકને સુમારે અમો જમીને પાછાં સસરાના ઓરડામાં આવ્યાં, પણ અમને જોતાંજ મારા દેરે જરાક ધમકી જેવો સાદ કાહાડી અમને ફરમાવ્યું કે, "જોવો છોકરીઓ, હું તમુને સાફ કેહુંછું કે તમોએ ગુચરૂવલીને આખી રાતવેર સાથે બેસીને ઉજાગરો કરવો નહિ. એમ કીધાથી તમારી તબિયત બિગડશે અને વળી તમારી કોણ મોહોકાન કાહાડવાનું છે? બએ કલાકના વારા પાડી તમોએ બએ જનીઓએ અવારનવાર જાગવું, એમ કરશો તોજ લાંબા દહાડા નીભાશે અને નહિ તો વળી તમો કાંઇ કામ વધારશો તો પછી તે પીડા કોણ કાહાડશે?" આ હોકમ સાંભળી સર્વે બેહેનીઓએ પ્રથમ મને સુવા જવાની બોહોંસ કીધી. પણ પેહેલી રાતે સુવા જવાનું મને પસંદ પડયું નહિ, અને હું આનાકાંની કરવા લાગી. અત્યાર આગમજ મારી જીંદગીમાં પણ મેં કોઈ દહાડે રાતનો ઊજાગરો કરી દરદીની માવજત કીધેલી નહિ—બલકે દિસની પણ આવી સખ્ત માંદગીની માવજતનો મને મુદ્દલ અનુભવ હતો નહિ. કાજી કેમ બનાવવી, રસ કેમ આપવો, સેક કેમ કરવો, આઇસ કેમ ફેરવવું તે વિષે તદનજ હું બેખબર હતી. મારે બાપીકે ઘેરની માંદગી વેળાએ અમને ખામખા દુર કરવામાં આવતી હતી કે રખે તે માંદગી અમને ઊડે અને

આમો પતકાઈ પડયે અને એવી રીતે દરદીની માવજતથી તદ્દન હું બેખબરી હતી, પણ હવે એવી ખોટી કદર ખાનારાં માતપિતા કાંઇ સાસરાં ઘેરમાં નહિ હતાં. બીજી વહુઓની બરોબર ઘટતી માવજત કરવાની હવે તો મારે માથે ફરજ આવી હતી, અને ઉપલી નણંદની માફક ખોટા ઢોંગ કરતાં તો મને મુદ્દલબી આવડતું ન હતું, એટલે આસપાસનાઓને જોઇ જોઇને હુંબી તેઓની સાથેની સાથે ગોતાં ખાવા લાગી. સાસુ બિચારાં આખી રાત સસરાવાળા ઓરડામાંજ એક દૂરના કોચ ઉપર અલેટાઇ રહેતાં અને થોડોવાર આંખ લાગી નહી લાગી એવી રીતે અકરવકરે તેવણે આખી રાત પસાર કીધી. દેરાંણી રકજીક કરતાં અગિયાર વાગે પેહેલાં સુવા ગયાં અને એક વાગતાવેર મારી જેઠાંણીઓ સાથ સસરાજીની સારવાર કરતાં મારા હાથ મધેથી દવા, કાંજી, રસ ઈત્યાદી પાવાની બીલોરની ધારવાળી કીટલી પડી ગઇ અને તેના ટુકડે ટુકડા થઇ ગયા. પડવાનો અવાજ સાંભળી સાસુજીની તરતની આંખ લાગેલી હતી તેવણ જાગી ઊઠયાં અને ઊઠતાંના વારમાં તેવણે ધસારો મૂકયો કે, "ભાગેરે તમારા હાથ, હાથ ભાગેલીઓને હજાર વખ્ત કહ્યું કે જોઈ તપાસીને કામ કરો"—એ પ્રમાણે તેવણ વધારે બોલવા જતાં હતાં તેટલાં નાનાં જેઠાંણીએ હરૂસે તેવણના કાનમાં ફૂંક મારી કે એ તો શીરીનને હાથે પડી ગઇ અને તેથી તેવણ તદન ખસિયાણા પડી ગયાં અને મને પોતાની પાસે તેડીને પતાવીને કહ્યું કે, "કાંઇ નહિ માય, તું કાંઇ મનમાં ઓછું ના લાવતી, હું જાણું કે બીજી કોઈ દુકતીઓને હાથે ભાગી હશે. કાંઈ નહિ એમાં

શું છે? ભાગી તો તારા સસરાની અને સસરાના દિકરાઓની બલા લેતી ભાગી. જા માય, તારા ડોલાબી ઉજાગરે ઉજાગરે લાલચોલ થઈ આવ્યા છે. જઇને બે ઘડી પોહોરી જા." એટલામાં એકનો તકોરો થયો અને દેરાંણી પાછાં આવી લાગ્યાં. હવે સુવા જવાની મારી વારી આવી, પણ મરે એમ તે કાંઇ ઊંઘ આવે ? પા પા, કલાકે હું ઝપકી ઉઠવા લાગી અને આખી રાત પેલી ભાગેલી કીટલી માટે મન સાથ બલાપો કરવા લાગી. અકરવકરે હઠીએકને સુમારે પાછી ઉઠી અને સારી પેહેરીને લાગલી સસરાના ઓરડામાં ગઇ. જઇને જોવું છું તો સસરા બિચારા વોમીટ કરતા હતા અને કલેજું ખેંચતાં ખેંચતાં બિચારા થાકીને લુશ થયલા હતા. દેરાંણીએ મોહોડાં આગળ તસ ધરેલી હતી, એક જેઠાંણીના હાથમાં પાણીનો કળસિયો તથા ધોતો ટુવાલ હતો, બીજી જેઠાંણી ધોલીયાની ચાદર ઊપર પાંણીનો હાથ ફેરવી સાફ કરતી હતી, સાસુએ બિચારાંએ સસરાનું માથું બે હાથે પકડેલું હતું, અને હું તો આવીને એ ગભરાટ જોવાજ લાગી તેટલાં સાસુએ મને જોતાં કહ્યું કે, "દિકરી, જરા પેલી "કોલનવાટરની" બાટલી લાવીને ચાદર ઊપર બધી ગમથી છાંતી જાતો મરૂં." ગભરાટમાં આંખમાં ખાંડી મુડીની ઊંઘ સાથે જેવી હું બાટલી ઊંચકવા ગેઇ કે પાસે કાંજીનું પ્યાલું ઢાંકેલું હતું તે હાથના આંચકાથી ઊઠલાઈ ગયું અને આખી રાતના વપરાસ પછી સારાં ભાયગે તેમાં થોડીજ કાંજી વધેલી હતી તે ધોલાઇ ગઇ. સાસુ બિચારાંએ પાછી ધીરજ આપી " કાંઇ નહિ માય ગભરાના, જરા જોઇ તપાસીને ધીરજથી

કામ કરીયે, એટલી બધી ઉતાવળ શું છે?" હું તો એટલી ખસિયાણી પડી ગઇ કે કોલંગવાટર પડતું નાખી નીચી મુડીએ ટેબલ સાફ કરવા લાગી અને તેમ કરતાં મુકેલું મેલેલુ ખસાડ મૂક કરતાં દવાની સીસી ટેબલ ઉપરજ પડી ગઇ, પણ સારૂં થયું કે મજબુત બુચ મારેલો હોવાથી તે મધેની દવા બિલકુલ ઘોલાઈ નહિ હતી. આસરે ચારએકને સુમારે રસ આપવાનો વખ્ત થયો અને ડાકટરે "વેલેનટાઈન જુસ" નામની ત્રણ ત્રણ રૂપિયાની રસની નાની સીસીની ભલામણ કીધેલી હોવાથી તેજ જાતનો રસ દર ત્રણ ત્રણ કલાકે બરફનાં ઠંડાં પાંણીમાં આપવામાં આવતો હતો. આ સીસી મને બતલાવેલી હતી અને મનેજ ફરમાશ થઇ કે, "બેન શીલ્લા જરા રસ તૈયાર કરો તો." બરફની પેટી મધેથી એક ગલાસમાં મેં થોડું પાણી કાહાડયું અને પેલી સીસી મધેથી એક ચમચી રસ નામી ચમચાએ બરોબર દોહોવીને હું સસરા આગળ લઇ ગઇ. મારાં જેઠાંણીએ મારા હાથમાંથી ગલાસ લેતાંજ બુમ પાડી કે, "શીલ્લા, એ શું લઈ આવ્યા? મરે જાણે નીતરૂં પાણી તો છે, રસનો રંગતો કેવો મજાનો જણાઇ આવે છે, બરોબર ચમચી ભરીને લીધો કે નહિ, જોઉં મને બતલાવોની કેઇ સીસીમાંથી તમે રસ લીધો?" મરેરે આય શું સાંતક એમ વિચારી મેં ગભરાટી ગભરાટી જઇને રસની સીસી બતલાવી, જે જોતાં-નાજ વારમાં તેવણ હસી પડયાં અને કહ્યું કે, "શીલ્લા, એમાંતો નીતરૂં પાણી છે, રાતની એ સીસી પૂરી થઇ તે ધોવા સારૂં અંદર પાણી નામી રાખેલું છે અને આએ શું પાસે બીજી સીસી ઊખેડીને મુકેલી છે" એ પ્રમાણે જણાવી જેઠાંણીએ પોતાનેજ હાથે બીજો રસ તૈયાર કીધો અને લઇ જઇને પાયો.

## પ્રકરણ—૧૯.

## સસરાની વધુ માવજત—નવી વહુની વધુ ફજેતી.

જેમ તેમ કરી અકરવકરે આખી રાત તો તોડી પાડી. કોઇ પણ દિવસે દરદીની માવજત કીધેલી નહિ, એટલે આખી રાતમાં ભૂલ ઉપર ભૂલ અને નુકશાન ઊપર નુકશાંન મારે હાથે થયાં તે માટે હું મન સાથ બહુ પસ્તાવો કરવા લાગી અને કયાંની કયાં સાસરે રહી, ભારમાંને ભારમાંજ સસરાને જોઇને મારે મહીરેજ પાછી ગઇ હતે તો કેવું સારૂં એમ હુ વિચારવા લાગી. પણ પ્યારી બેહેનો, એટલાંમાં નવી વહુની ભૂલોનો કાંઇ છેડો આવ્યો નહિં. રાતના કરતાં સવારૂં પડતાં મારી તરફની મદદની પૂષ્કળ વધારે અગત જણાવા લાગી. મારી બીજી બેહેનીઓ માટે રાતના તો સંસારી ઘેરગતુ કામ-કાજ બીજું કશું હતુંજ નહિ અને તે સર્વે બેહેનીઓ અવા-રનવાર માત્ર ઊજાગરો કરી સુરબ્બીજી સસરાની માવજત ઉપર બની શકતું ધ્યાન આપતાં. ફકત નણંદજ માત્ર એવાં હતાં કે જેવણ જીવ ફરવાનું બ્હાનું કાહાડી સકારેથી પોહોરી ગયાં હતાં. પણ સવારૂં પડતાં દરદીની માવજત ઊપરાંત ઘર-ખટલાના ચાલું કારોબાર ઊપર પણ ધ્યાન પુગાડવાની મારી દેરાંણી જેઠાંણીઓને માથે ફરજ હતી. જુદાં જુદાં કામકાજ માટે સાસુજીએ તેમના વારા પાડી આપેલા હતા. તે દિવસે દેરાંણીની વારણ ઘેરનો કચરોપુંજો કાહાડી સર સામાન સાફ-સુફ કરી ચોકચાંદન કરવાની હતી, અને તેવણ બરીગજ્જર તેમાં રોકાઇ ગયાં હતાં. એક જેઠાંણીની તે દિવસની વારણ

કુવા મધેથી "કસતીપાયજા" માટે ચોખું પાણી ભરવાની અને સઘળાં બચ્ચાં છોકરાંને નહવાડવા ધોવાડવાની હોવાથી . તેવણ બિચારાં તેમાં રોકાયલાં હતાં. આ જેઠાંણીને સારીનો કાછડો વાળીને બે હાથે કુવા મધેથી પાણી કાહાડતાં જોઇ હું તો છક્કજ થઈ ગઇ હતી. મારી અજાયબી તેવણ તુર્ત પામી ગયાં અને હસીને મને કહ્યું કે, "કેમ શીલા, શું જોવો છો ? તમ-નેબી હવે થોડા દિવસમાં એજ પ્રમાણે પાણી ખેંચવું પડશે." મેં જો કે બહારથી ઠાલી ખુશાલી બતલાવી જવાબ દીધો કે, "એમાં શું છે ? કુવામાંથી પાણી ભરવાની તો સાંમી મજાહ છે" તોપણ અંદરખાંણેથી તો મને પુષ્કળ ગભરાટ ઉપજવાં લાગ્યો, કેમકે મારાં મા બાપે કોઇ દિવસે મને ભરેલો કળ-સિયો પણ ઊંચકવા દીધો ન હતો અને કુવા તળાવની આશ-નાઈથી તો તેવણ હમેશાંજ અમને દૂરનાં દૂર રાખતાં. બીજાં જેઠાંણી ચાહેપાણી અને નાસ્તાની તજવીજમાં હતાં. બિચારા સસરાની માવજતમાં તો સવારને પોહોર સાસુ અને હું સિ-વાય બીજું કોઇ નહિં હતું. નણંદ તો મારી પેઠે સાત આઠ વાગતે ધોટાયલાં ઉઠતાં અને તેમાં વલી જીવ ફરવાને બ્હાને સુવા ગયલાં એટલે માંદગીના સબબથી એ દિવસે તો તેવણ નવ વાગતાની આગમજ પોતીકા ઓરડાની બાહાર આવી શકયાંજ નહિં. સાસુ બિચારાં પરોઢીયાંમા ઊઠી દાંતનપાણી કરી, પોતાને હાથે રોજના ધારા પ્રમાણે વખાર મધેથી લાક-ડાં, ઘી, ચોખા, દાલ, ઈત્યાદી જોઇતી ચીજો કાહાડી આપી સસરાની પાસે આવીને બેઠાં હતાં અને તેવણની સાથેજ મેં પણ દાતનપાણી કરી લીધું અને હું સસરાની માવજત ખાત-ર તેવણની આગળની આગળજ રહી.

સસરાએ આખી રાત કેમ પસાર કીધી તે હું આગળ જણાવી ગઈછું, પણ સવાર પડતાં ખોદાની બક્ષેશથી તેવ-ણુની તાપ લગાર ઓસરી ગઈ હતી, અને તેની નબળાઈ યા સુસતીમાં જાણે આંખ લાગી હોય તેમ તેવણ બિચારા અર-ધી ઊંઘ અને અરધી ખુમારીમાં ફુંફારા મારતા પડેલા હતા. સસરાની આ શાંન્તી ભરેલી ઊંઘથી અમને બે ઘડીની ફુર-સુદ મળેલી જોઇ સાસુએ મને કહ્યું કે, "માય શીલા, પેલી કબાટનાં કરામાં કટકો ઓરવેલો છે તે લેઇને આટલો ઓરડા-માંનો સામાન પખોડી નાંખ તો મરૂં, છોકરીઓ તો સાસુ મરે ઘેરનાં કામકાજમાં રોકાઈ હશે અને ઓએ ડાકટર આવશે અને બધું અખેતર જેવું કાંઈ સારૂ નથી લાગતું." સાસુનો સુખન માથે ચહડાવી હું મારા જન્મમાં પેહેલવેહેલી ઘેરનો સરસામાન સાફ કરવા અને પખોડવા લાગી. રામા અને બાલુ ઊપર મારે મહીરે ઘેર હાકમી ચલાવનારી અને મારી માનીતી કાંઇપણ ચીજ ઉપર જરા રતીબી ધુળ જણાય તો તે બિચારાઓની ઝટકણી કાહાડી નાખનારી હું શીરીન મડમ, આજે તેજ રામા અને બાલુનું કામ કરવા લાગી. અકર-બકરે હું સાફસુફ કરવા લાગી તો ખરી, પણ મારા હાથ સુદલ ચાલી શકે નહિ અને જો હાથ ચાલે તો તેમાં એટલું કૌવત ન હતું કે જેથી હું પૂરતાં જોર સાથ ઘરનો સરસા-માન સાફસુફ કરી શકું. ઉપરતપકેથી પખોડયું, નહિ પખો-ડયું, એક હાથ માર્યો નહિ માર્યો, અને જાણે બાવા માયને પ્રિતથી પસવારતી હોઉ એવા હલકા હાથે સરસામાનને હું પસવારવા લાગી. સાસુ ગમે એટલાં ભોળાં હતાં, તોપણ તેવ-

જુના ડોળાઓ સઘળો વખતવેર મારી ઊપરને ઉપરજ હતા, તેવણુ મારા અનમનીઆ દેખાવ ઉપરથી પામી ગયાં તો હશેજ તોપણ માત્ર ઉત્તેજનને ખાતર એટલુંજ બોલ્યાં કે "મરૂરે મરૂં, બધી સાફની કરતી ઉપરથી. લે માય, એટલી દવાની ટેબલ છે તે ઉપરથીબી બધી સીસીઓ કાહાડી જરા ટેબલ ઉપર હાથ ફેરવી લે તો મરૂં." આ ઉપરાસાપરીના હુકમોથી મારૂં તો એટલું પાકી આવેલું હતું કે કશો જવાબ આપ્યા વગર તેવણુના હુકમ મુજબ તે ટેબલ ઉપરથી સીસીઓ ઉપાડવા લાગી. આ સીસીઓમાં એક કાચના બુચની "કોલંગવાટર"ની ડીકેન્ટર હતી જે પેહેલીજ ઊચકવા જતાં તેનો બુચ મારા હાથમાં રહી ગયો અને ડીકેન્ટર પ્રથમ ટેબલ ઊપર અને પછી ટેબલ ઉપરથી ભોંય ઊપર પડી કકડે કકડા થઇ ગઇ. ડીકેન્ટર પડવાનો આ ધપકારો સાંભળી સસરા પણ જાગી ઉઠયા અને સાસુએ હજી નરમાશથીજ મને કહ્યું, "સાસુબાઇ, સો વખત કહયું કે ઉતાવળ શુ કામ કરે છે, કયાં લવંગની લાતી ઉપર જવાની છે, ધીરજથી આસ્તે રહીને જોઇ તપાસીને કામકાજ કરીયે તો તે કામ કીધેલું ગવાએ. એ માય, બધા કાચના કકડા સંભાળીને ભરી લેતો મરૂં, જો હાથ તપાસજે, વળી કોઈના પગમાં ભોકાશે તો તે આપદા કોણ કાહાડશે?" આ હુકમ સાંભળી હું ભોંય ઉપર અકરૂ બેસી ગઈ અને એક રકાબીમાં બધા કાચના કકડા ભરવા લાગી. મોટા કકડા તો સંભાળથી ઊંચકી લીધા પણ ઝીણી કરચ કરચ થયલી તે એક ઝટકાએ સમરેતી લેઇને ઊચકવાનુ મને ભાંપુ રહ્યું નહિ. તે પણુ હાથેજ સમરેતી લેતાં કેટલીક ઝીણી

કરચો હાથની નાજુક ચાંમડીમાં ચોંહોંતી બેઠી અને હાથમાં તો આગેઆગ બલવા લાગી. હાથની હથેલીના બે ત્રણુ કાપ મધેથી લોહી પણુ નિકળવા લાગ્યું અને હું તો એટલી બધી ગભરાઇ ગઈ કે પસીને ગરકાવ થઇ ગઇ. જેમ તેમ સાસુ નહિ જોય તેમ ભાગેલા કાચની રકાબી લેઇને હું તો રાંધણીમાં દોડી ગઈ, અને ત્યાં મારી દેરાંણી જેઠાંણીને બતલાવતાં તે બિચારીઓ બરોબર ઉજરડામાં લેઈ જઇ હાથ ઉપરથી સઘળી કરચેકરચ જેમ જણાતી ગઈ તેમ કાહાડતી ગઈ અને તેથી મને જરા જરા કરાર વળવા લાગ્યો. મેં મારી દેરાંણી જેઠાંણીઓ પાસ કાલાવાલા કરીને માંગી લીધું કે મારા હાથની એ કાહાંણી સાસુને કહેવી નહિ, પણ તેઓએ ધાસ્તી બતલાવી અને સાફ કહ્યું કે “હમણા ડોસાભાઈ ડાક્ટર સસરાને વરે આવવાના છે તેવણને તમારો હાથ બતલાવવો પડશે, વખ્ત છે કાચ તે કાંઈ એક જાતના આવે છે, કોઈ ઝેરી કાચ હોય તો તેનો ઊપાય તરત થવો જોઇયે.” તેમની એ ધમકી કાંઇ ખોટી ન હતી, હું પોતે પણ અંદરખાંણેથી ઘણી બીહીવા લાગી, અને ડોસા-ભાઇ ડાકટરે આવીને મારો હાથ તપાસ્યો, તેને લગાડવાનો કાંઇ મલમ આપ્યો, તે ઉપર પાટો બાંધ્યો, અને ધીરજ આપી કે એમાં ધાસ્તી જેવું કાંઇ નથી ત્યારેજ મારાં મનને પણ ચેન પડયું.

પણ એ બનાવની સેહેજ પછી મારે હાથે જે બીજી ભૂલ થઇ તે તો વધારે રમુજી છે. ડીકેન્ટર પડયાથી સસરા બિચારા જાગી ઊઠયા અને જેવી હું કાચના કકડાઓ લઇને

ઓરડાની બાહાર જતી હતી તેટલાં મને સાસુ તરફથી હુકમ મળ્યો કે, "માય, જરા સસરાની કાંજી સારૂં તાકીદ કરવા કેહેતી આવજે. એવણુબી જીભરાયા સજાગરૂ થયા છે તે ઓએ માંગશે." આ હુકમ મુજબ મેં મારાં જેઠાંણીને કહ્યું. તેવણે પ્રથમ મારા હાથ મધેથી પેલી કાચની કરચો કાહાડી અને પછી પોતાના હાથ મધેનાં આગળાંજ કામ ઊપર રોકાયાં અને મને ફરમાશ કીધી કે, "બેહેન શીલ્લા, પેલી ટેબલ ઉપર તાપીઓકા ઢાંકેલા છે તે પેલી તપીલીમાં નાખી બે કળસિયા ઠંડું પાણી નામીને જરા ચુલા ઊપર મુકો તો હું ઓએ આવીને ઘુંટી નાખીશ." તેવણુના કહ્યા મુજબ એક ફુલીયાં મધેથી "તાપીઓકા" લઇ એક તપીલીમાં નાખી તે તપીલી બે કળસિયા પાણી સાથ ચુલે ચહડાવી અને મારા ધારા પ્રમાણે કમરે હાથ દઇ કકરો પડવાની વાત જોતી ઊભી. એમ કરતાં થોડે વારે કકરો આવ્યો અને જેઠાંણી હજી રોકાયલાંજ હોવાથી તેવણુને પૂછી હુંજ કડછી લઈને ઘુંટવા ઉભી. અલબતાં એ કામ મને ડાબે હાથેજ કરવું પડયું, કેમકે જમણા હાથમાં તો હજી પેલી કાચની કરચોની પૂષ્કળ અગણ બળતી હતી. થોડે વારે જેઠાંણી પરવાર્યાથી એક ટેબલ આગળ ગયાં અને ત્યાં ઊઘાડ મૂક કરતાં તેવણે એક કાંસીયામાં રાતના ભીજુવી રાખેલા "તાપીઓકા" જોયા. જોતાનાં વારમાં તેવણે બુમ મારી કે "શીલ્લા, શીલ્લા, તમારી જેઠાંણી મરેરે, એ તમે શું કરોછો? તાપીઓકા તો મુવા કાંસીયામાં પડેલા છે ત્યારે ખાલી પાણીમાંજ કડછી ફેરવ્યા કરો છો કે?" મેં કહ્યું કે, "નહિરે બેહેન, આએ ફુલીયાંમાંથી મેં લીધા અને હજી તો

ફુલીયું પાસે પડેલુંજ છે." ફુલીયાંનું નામ સમજતાંજ તેવણ જોરમાં હસિ પડયાં અને હું વધારે ખસિયાંણી પડી તદન ફ્રગલાઈ ગઇ. તેવણે ખુલાસો કીધો કે, "ફુલીયાંમાં તો સેક કરવાની પોલતીસ સારૂં અલસી કાહાડેલી હતી અને તમે અલસીની કાંજી બનાવા મંડી ગયાં, મરૂરે બધી તમારી હુશિયારી ઊપરથી." હજી તેવણ એટલું બોલે તેટલાં સાસુ બિચારાં ચીરડાતાં ચીરડાતાં આવી લાગ્યાં અને બોલ્યાં કે, "એ વાય પોરીઓ, કાંજી મંગાવ્યાને કેટલો વાર; માટીડાનો દુશ્મનનો જીવ બધો તલપ તલપ થાય છે અને તમો દુકતીઓ તો પતપતારો કરવા પડી છો. જયારે હોય ત્યારે તમારાં એજ ઢંગ. અગવડ સગવડ સૌ તમારે મનસે તો એકસરખું દેખું. વેકોની મોહું શું જોવોછો? કાંજી તૈયાર થઇ કે નહિ?" મારી જેઠાંણીએ સાસુનો આ ઠપકો સાંભળી તથા તનકો જોઈ પોતાના બંચાવ ખાતર બધો ખુલાસો કરી દીધો અને કહ્યું કે, "કાંજી થતાં તો વાર છે તેટલાં જોઇયે તો સેક કરો, પોલતીસ તૈયાર છે અને કેહેવો તો તે લેતી આવું." સાસુને પણ તેજ ઠીક લાગ્યું. એ પ્રમાણે તે દિવસની મારી સઘળી ભૂલો તે દિવસની ગમગીનીમાં તો પસાર થઇ ગઇ, પણ જીભરાયા સસરા સાજા થયા પછી આજની ઘડી સૂધી મારી નણંદ અને દેરાંણી જેઠાંણીઓ તે માટે મારી લેવડી લેવડી બનાવે છે.

---

## પ્રકરણ—૨૦.

## સસરાના સીનોરની પધરામણી.

મુરબ્બીજી સસરાજીની સારવાર અને માવજત કરતાં કેવી રીતની "આદાંની સુંઠ" મારે હાથે થઇ હતી તેને લગતી છેલ્લી વીગત આપતાં "તાપીઓકા" ની કાંજી વિષે હું લખી ચુકીછું. ત્યાર પછી ઘેરને લગતાં સવારના કામકાજ ઉપરથી પરવારતાં સસરાની ખબર અંતર લઇ અમો છોકરી છોકરીઓ બપોર રાતની તરકારી સમારવા બેઠી હતી. દેરાંણી બપોરને સારૂં રાંધવાના ચાવલના ચોખા ચુંટતાં હતાં, જેઠાંણી ગોસ સમારવા બેઠાં અને ચુલીયા તથા ચાલતી છરી સાથ તેવણુના જે હાથ ચાલતા તેજ જાણે બે ઘડી હું તો જોયા કરતી હતી. દપોદપ એક તપીલીમાં બોટીને લાયકના નાના નાના કકડાઓ કરી નાંખતાં, બીજી તરફ કટલેસ લાયકના મોટા પતળા કકડાઓ સફાઇથી બનાવી મેળતાં, ત્રીજી તરફ નેસ છીછરાં ઇત્યાદી હર વેળાએ જે હાથમાં આવતું તેનો જુદો ઢગ કરવા ખાતર જોરમાં તેમને ઝપોઝપ ફેંકી દેતાં અને ચોથી તરફ હાડકાં સાથનાં બોટાં છુટાં પાડી જુદી તપીલીમાં નાખતાં તે સઘળું જોઇ હું તો તેમની ઝડપથીજ છક્ક થઇ ગઇ હતી. ઘરમાં તે દિવસે રાતની તરકારી માટે ગાજર તથા રતાલુ કંદ આવેલો હતો. મારાં બીજાં જેઠાંણી રતાલુ કંદ છોલવા અને તેની નાની નાની કાતરીઓ કરવા બેઠાં તથા મને ગાજર છોલવાની ફરમાશ કીધી. મેં હીંમતથી "હાજી" કરીને કહ્યું તો ખરૂં પણ પેહેલુંજ ગાજર હા-

થમાં પકડી જાણુ બાપ જન્મમાં પેહેલીજવાર ગાજર જોયું હોય તેમ એમથી તેમ ફેરવી ફેરવીને જોવા લાગી. વળી જક જક કરતી ચાલતી છરી પકડતાં મારા હાથ ધ્રુજવા લાગ્યા, કેમકે મારાં માત પિતાને ત્યાં તરકારી સમારતીતો હું ડોસી થઇ પણ પેર, લીંબુ ઈત્યાદી મનભાવતી ફ્રુટ પણ હાથે જાતે કાપીને ખાવાનો મારો ધારો નહિ હતો. સોના જેવી ફ્રુટોના ઢગ ટેબલ ઊપર પડી રેહે તોપણ જો મારી નાની યા મોટી બેહેનો કોઇબી કાપી યા સમારી સોલીને લાવી આપે તોજ હું તે ખાતી હતી. એક બોર વટીક મેં મારે હાથે કાપેલું નહિ હતું ત્યારે અરંગ ધરંગ જેવાં ગાજર તે કેમ છોલાય? છોલવા જાઊં જાઊં અને છરી કોઇવાર પાધરી ચાલે નહિ અને કોઇવાર ચાલે તો એમથી એમ ઉતરી પડે. ગાજરની છાલ પતળી છોલવી કે જાડી તે પણ હું જાણુતી ન હતી. જાડા છેડા આગળથી છોલવી કે પતળા છેડા આગળ થી તેપણ મને ખબર ન હતી. જેમ તેમ કરી આસરે પાંચેક મીનીટે પેહેલુ ગાજર છોલ્યું પણ તે બીહી બીહીને એવું તો પતળું છોલ્યું હતું કે તે ફરીથી પાછું છોલવાની ફરજ પડી. મારા હાથ ધીમે ચાલતા જોઇ મારા જેઠાંણી જેવણ કંદ સમારતાં હતાં તેવણે પોતાના હાથ મધેની છરી મને આપી અને કહ્યું કે, "લ્યો બેહેન, તમારી છરી બરોબર ઘસેલી નથી તે ચાલતી નહિ હોશે, આએ મારી છરી લેવો તે ઘણી ચાલે છે." એટલું બોલી તેવણે મારા હાથ મધેની છરી બદલી લીધી અને તે છરીએ કંદ કાપતાં તેવણ બોલ્યાં "નહિ રે, છરી તો તલવારની ધારના જેવી છે. મરે એવી મજાની ચાલેછ તો

ખરી.” મેં આ ટીકાનો જવાબ વાળવાની દરકાર કીધી નહિ અને બીજું ગાજર છોલતાં ગાજરનાં ગાપચાં સાથ ગમે એવી સંભાળ લેવા છતાં મારા ડાબા હાથનું પણ ગાપચું કાહાડયું. ડાબા હાથના અંગોઠા ઊપર જેવી છરી ફરી કે મારાથી બુમ મરાઈ ગઈ. મેં હાથ મધેથી છરી તથા લોહીથી ખરડાયલું ગાજર ભોંય ઊપર ફેંકી દીધું, અને “કાઇ પાણી લાવો રે પાણી લાવો રે” એ રીતે બુમ મારતી હું પાતલા ઉપરથી ઉઠી. મારો ગભરાટ જેતાંજ દેરાંણીએ ચોખાનો ખુંમચો પડતો નાખ્યો અને જેઠાંણી કંદને પડતો નાખી મારી આગળ દોડી આવ્યાં. પ્રથમ ઠંડાં પાણીનાં કાસિયામાં મારો હાથ બોલાવ્યો અને તોપણ લોહી બંધ ન થવાથી જેઠાંણી દોડતાં જઇને સાસુની તપકીરની દાબડી લઇ આવ્યાં અને તે મધેથી ચમતો ભરીને જખમ ઊપર દાબવામાં આવી, અને પછી જેરમાં તે ઉપર કટકાનો પાતો બાંધ્યો. તપકીર દાબયાથી મારા અંગોઠામાં તો એ રીતની અગણ બળવા લાગી કે જાંણે ઓએ જાંન નિકળી પડે, પણ શું કરૂં પારકે ઘેર કાંઇ ગોંધીયારૂં કરાય? જેમ તેમ હોઠ કરડીને ખમવા લાગી. મારો હાથ કપાયલો જાણી સાસુ બિચારાં મારી આગળ દોડી આવ્યાં અને પછી મારાં દેરાંણીની ઝાટકની કાહાડી નાખી. તેવણ બોલ્યાં “રાંડો, સેહેલું સેહેલું કામ પોતે લઈ બેઠી અને બિચારી છોકરીએ કોઈ દિવસે કીધેલું કારવેલું નહિ તેવું કામ તે બિચારીને માથે માર્યું, ડાહી ઘણી, કાંય નહિ શીલ્લામાયને ચોખા ચુંટવા આપ્યા અને તમે કાંય નહિ ગાજર કાપવા બેઠીઓ? શું ગાજર સમારતાં હાથ

ભાગી જાય છે કે ? આવતી ઉપરથી મરૂ પણ એ બિચારી નહિ હોતે તો કીયા બાપ બંધેવીઓ પાસે ગાજર છોલાવાની હતી ? એ બિચારી બે દહાડા અખાઇ રહી ઘેરમાં રહી તો એકદમ બસ એનીજ મદઈનો દમ લેવા બેઠી છેવોની. ચાલ માય, તું તારે સસરાના ઓરડામા આવ, એ રાંડો કરતી આવી છે તેમ કરશે. એ તો રેહેતાં રેહેતાં ધીમે ધીમે સૌ આવડશે. એકદમ તે કાંઇ બધું આવડવાનું અને થવાનું છે ? સૌ તેને વખ્તે થઇ રેહેશે." એટલું બોલી તેવણ મારૂં પાંખરૂ પકડીને પોતાની સાથે લઇ ગયાં, અને મારી પાછળ મારી દેરાંણી જેઠાંણીઓ હસવા અને મજાક મશ્કેરી કરવા લાગી.

હજતો અમો સસરાના ઓરડામાં જઈ લાગીએ તેટલાં એશ્કી પોશાકવાળો કસબી ફીટના ડગલા પાટલુન, હાથમાં મોજાં, પગમાં બુટ, કમરે પટો તથા નવી તોપી સાથનો એક ઘોડાવાળો હાથમાં એક કાર્ડ લઈને આવી લાગ્યો, અને પૂછવા લાગ્યો કે, "ગોદરેજજી શેઠ છે ?" સાસુએ તેના હાથ મધેથી પેલો કાર્ડ લીધો અને સસરાને આપ્યો. સસરાએ તે વાંચી જોતાં ગભરાટ સાથ પોતેજ પેલા ઘોડાવાળાને પૂછયું, "કેમ સાહેબ શું કહે છે ?" ઘોડાવાળાએ જવાબ દીધો કે, "સાહેબ નીચે ગાડીમાં આવેલા છે અને તેવણ તમને મળવા માંગે છે." પોતીકી આફીસના સીનોરને એ પ્રમાણે મળવા આવેલો જાંણી તેવણ બિચારા ઘણા ગભરાવા લાગ્યા. તેવણે પોતાના છોકરાઓ માટે પૂછયું કે, "તેઓ કયાં છે તેમને બોલાવો," પણ તે વેળાએ જીભરાયા છોકરાઓ બધા બાહાર સધાવેલા હતા. મારા દેર જેવણ ખાંનગી ધંધો કરતા હતા અને તેમને

જો કે ફુરસદ હોવાથી તેવણ પોતાના પિતાજીની આવજાત માટે આખો દિવસ ઘેરમાંજ રેહેતા હતા તેવણ ભોગ ચોઘડીએ "કેંપ"ને ત્યાં દવા લેવા ગયલા હતા. મારા જેઠ એક બેંકમાં નોકરી હતા અને તે બેંકનો એક કરડો સીનોર સેહેજ વાંક સારૂં ચતને પત મેહેતાઓને બરતરફ કરી તરાશ બેસાડતો હતો તેની બીહીકને ખાતર તેવણ પોણા દશ વાગતામાં પોતાની નોકરી સંભાળવા ખાતર વધેલા હતા. બીજા જેઠ પણ એજ પ્રમાણે કથે રોકાયલા હતા, અને ઘેરમાં અમો બૈરાંઓ સિવાય બીજું કોઈ ન હતું. આવો મામલો જોઇ સસરા બિચારા ગભરાવા લાગ્યા. પેલા ઘોડાવાળાને તેવણે ધચુપચુ જીવે કહ્યું તો ખરૂં કે, "જા સાહેબને મોકલ," પણ તેમના જીવને ચતપત થવા લાગી. મેં વગર કેહેવે તેવણની આગળ એક મજબુત હાથાની ખુરસી મૂકી અને મારી એ હીલચાલ જોતાંજ સાસુને કાંઇ યાદ આવ્યાથી તેવણ બોલ્યાં "ઓ વાય ગોદરેજજી, તમે એટલા ગભરાવોછો શાંના? ઘેરમાં જીભરાયા છોકરાઓ નથી તો શું થયું? આપણી શિખેલી ભણેલી નવી વહુ કેવી છે?" કેમ માય શીલ્લા, કાંઇ કામ પડે તો તમારેથી જવાબ સવાલ થઇ શકશે કે નહિ? હવે મેં જોયું કે બે દિવસો સુધીની મારી ભૂલચૂકો અને સંસારી કામકાજને લગતી બીનમાહીતગારીનો ખંગ વાલી આપવાની ખોદાએ મને તક આપી હતી અને તેથી મેં હીમતથી જવાબ દીધો "હાજી એમાં શું છે?" મારો આ જવાબ સાંભળતાંજ મારા અસલી વિચારના સસરાના પેટમાં જીવ આવ્યો અને તેવણે મને ફરમાવ્યું કે, "જા તો માય, ત્યારે તો દાદર આગળથી

સીનોરને લઇ આવ." તુર્ત મેં સારીની સોડ સરખી કીધી અને ધીમે કદમે જઈને દાદર આગળ ઊભી. સીનોર દમના મરજવાળા દરદીની મીસાલ ઘણો ધીમે ધીમે દાદર ઉપર ચહડતો હતો અને જેવો તે ઊપર વેર આવી લાગ્યો કે તેવણુ સાંમે હું હસીને નરમાસથી નમી પણુ મેં "શેકહેંડ" ને સારૂ મારો હાથ આપ્યો નહિ, કેમકે હું જાણુતી હતી કે અસલી વિચારનાં સાસરાંને એ છુટ વાંધા ભરેલી ગણાય અને સીનોરે પોતે પણ એક ખરા ઈંગ્રેજ ગ્રહસ્થ તરીકે કેટલાક અભણ પારસી ગ્રહસ્થોની મીસાલ "શેકહેંડ" કરવાની માગણી કીધી નહિ, કેમકે [illegible] "એટીકેટ" પ્રમાણે જયાં સુધી એક બાનુ પોતે હાથ આપે નહિ ત્યાં સુધી ગ્રહસ્થ ઈંગ્રેજો પોતે બાનુઓ સાથ શેકહેંડ કરવાની કોશેશ કરતા નથી. એટલું છતાં દાદર આગળથી સસરાના ઓરડા વેર જતાં સીનોરે સસરાની હકીકત વિષે મને ઘણાક સવાલો કીધા અને તે વિષે ઘણો ખરો તે મારાથી વાકેફ થઇ ચુકો હતો. દાદર આગળથીજ તેણે મને જોતાંજ પોતાની ટોપી ઉતારેલી હતી અને સસારાના ઓરડામાં દાખલ થતાં પ્રથમ સાસુ બોલ્યાં "આવો મરૂ" જેનો સીનોરે વગર સમજે માત્ર નમીનેજ ઉત્તર દીધો. સીનોરને સસરા આગળની ખુરસી ઊપર બેસાડયા પછી હું સાસુ પાસે જઇને બેઠી. કેટલોક વાર વેર સીનોરે સસરા સાથે ધીમે ધીમે વાતચીત કીધા પછી સસરાએ મને પોતાની પાસે બોલાવીને સીનોર સાથ મારી ઓળખાણુ કરાવી કે "એ મારી નવી વહુ થાય છે, હજી એનાં લગણુ થયલાં નથી, અને મારાં કુટુંબમાં ઇંગ્રેજી જાણુનારી સ્ત્રી માત્ર એજ છે."

સીનોરે હસીને મારી તારીફ કીધી અને મારા ઈંગ્રેજી ઉચ્ચાર તથા બોલવાની ઢપને એક ગ્રહસ્થ બાનુને છાજતી યાને "લેડીલાઈક" જણાવી. પણ એટલામાંજ કાંઈ વળ્યું નહિ. સીનોર એક અગતનાં કામસર આવેલો હતો અને તેમાં મેં કેવી મદદ કીધી તે હું હવે પછી જણાવીશ.

---

## પ્રકરણ—૨૧.

## સસરાના સીનોરનું "લેકચર."

સસરાના સીનોર સાથની આગળ જણાવેલી ઓળખાંણ થવા પછી હું મારે જહાને સાસુ આગળ બેઠી હતી અને સીનોર લાંબો વખ્તવેર સસરા સાથે કાંઇક ખાંનગી મસલતમાં રોકાયો હતો. એ દિવસે ખોદાની મેહેરથી સવારે ડાકટર આવી ગયા પછી મારા જીભરાયા સસરાને ઘણો ફેર હતો, તેવણની તાપ તદન ઉતરી ગઈ હતી, અને બેચેની પણ ઘણીક કમતી થઈ હતી. વળી પોતીકા મોટા સીનોરને એકાએક આવેલો જોઈ તેવણનાં દિલમાં વધુ હુશિયારી અને હીમત આવી હતી, જેથી તેવણ સુતા સુતા પણ સારી રીતે મસલત કરી શકતા હતા. મારા સસરાનો એ સીનોર મુંબઇની એક માતબર અને સારી રીતે ચાલતી પુરાણી પેહેડીનો વડો ભાગ્યો હતો અને તેવણની આપીસના વડા "સેલ્સમેન"

યાને વેચાંણુ સાટાન કરનાર તરીકે મારા સસરા લગભગ પચીસ વર્ષ થયાં નોકરી કરતા હતા. તેમનો પ્રથમ પગાર માત્ર પોણોસોનો હતો પણ પાછળથી વધી વધીને હાલમાં સાતસો સૂધીનો મળતો હતો. એટલા મોટા પગાર છતાં કાંઇ પણ ખોટી દોરાદોર અને ઠાલી વડાઇ ભરેલા ફીશીયારીઓ કશી પણ તેમનાંમાં જણાતી ન હતી. વાડી વંતર, દોસ્ત આશનાવો, ખાંનીપીની ઈત્યાદીનો મારા સસરાને બિલકુલ શોખ ન હતો. સઘળા તેહેવારો અને સપરમાં દહાડાઓની તેવણુની મોજ પોતીકા ઘેરમાંના બચ્ચાં છોકરાં સાથેજ હતી. નોકર નફરોની ફીશીયારી અને તેમને હાથનું ઉદાઉપણું તો તેવણુને ત્યાં મુદ્દલજ નહિ હતું. બજાર હાથ મારા સસરા હંમેશાં પોતીકે હાથેજ કરતા અને તેમની રોકાણ યા અડચણ વેળાએ ઘેરના છોકરાઓ લાવતા હતા અને તેથી પણ ખરચમાં કેટલો ઊગાળો થતો હતો. “ઓગ્રમચી” નોકારોની દયા ઊપર રેહેવાનું મારા સસરાને મુદ્દલબી પસંદ ન હતું. સવાર અને રાતની ખોદાની બંદગી, આખા દિવસની હલાલ મેહેનતની ઊદયોગી જીંદગી, અને પોતીકાં બચરવાલ કુટુંબ સાથની મોજ શોખ, એ મારા સસરાની આખી જીંદગીનો એકસરખો “પ્રોગ્રામ” હતો. તે ઊપરાંત તેમને દુનિયાદારીની બીજી ઝાઝી વડાઇ યા ફીશીયારીઓનો મુદ્દલબી શોખ નહિ હતો. તેમનો લોભ એકમારગી શાંત પણ સુખી સંસારી જીંદગી ગુજારવાનોજ હતો અને ખોદાની બક્ષેશથી તેમની નેક મનસની મુજબ તેવણુ બધી વાતે પોતાની ઊમેદમાં પાર પડેલા હતા.

સીનોર સાથ લાંબી મસલત ચલાવ્યા પછી સસરાએ મને પોતાની પાસે પાછી બોલાવી અને ધીમે સાદે ફરમાવ્યું કે, "જોવોની શીરીન માય, મારા સુવાના ઓરડામાં મારી આ-ફીસમાં લેઇ જવાનો પતરાંનો બાકસ છે તેની આએ કુંચી છે તે લેવો અને તે ત્યાંજ ઊઘાડી તે મધેથી મને ચોકસ દસ્તાવેજો જોઈયે છે તે જરા સંભાળથી જોઇ તપાસીને લાવી આપશો તો તમારી મેહેરબાની થશે. હું એ બાકસજ અત્રે મંગાવતે અને સીનોર પોતાને હાથે જે જોઇયે તે શોધી લેતે, પણ તેમાં મારાં થોડાંક ખાંનગી કાગજો છે અને મારી મરજી નથી કે તે સીનોરના જોવામાં આવે, માટે તમેજ એટલી મેહેરબાની કરોતો, જોવું તમારી હુશિયારી. જોવો એક લાલ ફીટમાં થોડાં કાગજો બાંધેલાં છે તે બરોબર સંભાળથી છોડી જોશો તો તેમાં એક વીમા કંપનીની "પોલીસી" તમારા જોવામાં આવશે. કોલાબામાં અમારી વખાર છે અને તેમાં લખો રૂપિયાનો માલ ભરેલો છે. તે વખાર ઊપર વીમો ઉતરાવ્યો હતો તેની મુદત આવતી કાલે ખલાસ થાય છે તેથી તે પાછો "રીનીયુ" કરવાનો છે માટે જાઓ માય, પેહેલાં એટલી "પોલીસીજ" લાવી આપો. પણ એટલી સંભાળ રાખજો કે કાંઈ કાગજ પતર પેટીની બાહાર રેહી નહિ જાય." આ હુકમ સાંભળી હું તેવણ પાસેથી કુંચી લઇને ગઇ અને આસરે ત્રણેક મીનીટમાં મેં તે "પોલીસી" લાવી આપી, જે જોતાંના વારમાં સસરા ઘણા ખુશી થયા અને "સીનોરે" પણ કહ્યું, "હા, એજ એજ, ઠેંક યું." ત્યાર પછી સસરાએ પાછું

મને ફરમાવ્યું કે, "જો માય, એજ પેટીમાં એક લાંબું બ્લુ "એનવલપ" છે તેમાં ક્રેગી, લીંચ અને ઓવન નામના વકીલોની એક નોટીસ મૂકેલી છે તે તથા તેની સાથેજ ટાંચ-ની પોઈને રાખેલી આપણા વકીલોના જવાબની નકલ છે તે જાવો લાવી આપો તો." પાછી હું ગઇ અને તેટલીજ ઝડ-પથી મેં તે દસ્તાવેજો લાવી આપ્યા. સીનોરે તે ધીરજથી વાંચ્યા અને પોતે જવાબની એક નકલ પોતા સાથ લઇ જ-વાની મરજી બતલાવી. હજી છોકરાઓ ઘેરમાં પાછા આવેલા નહિ હતા. સસરાએ જરાક વિચાર કીધા પછી મનેજ પૂછ્યું કે, "કેમ શીરીન, આટલી નાની ચિઠ્ઠીની નકલ કરી આપશો?" મેં નરમાસથી જવાબ આપ્યો "હાજી એમાં શું છે?" એટલું કહી હું તે ચિઠ્ઠી લઇને બીજા ઓરડામાં નકલ કરવા ગઇ. તેઓના દેખતાં બેસીને લખવાની મારી હીંમત ચાલી શકી નહિ. આસરે પાએક કલાકે "ફુલ્સકેપ"ના પા ટુકડા ઉપર હું તે નાની ચિઠ્ઠીની નકલ કરી લાવી જે જોતાંજ સીનોરે મારા અક્ષરોને "પરફેક્ટલી લેડી લાઇક" જણાવ્યા અને એ પ્રમાણે ધારેલું કામકાજ ખલાસ થતાં સીનોરે સાધારણ વાત-ચીત ચલાવતાં મારી હજુરમાંજ મારા સસરાને કહ્યું કે, "તમારી આ નવી વૈહુની બોલવા ચાલવાની તેમજ લખવા વાંચવાની ચાલાકી જોઇ હું ખુશી થયો છું અને તે માટે હું તમને મુબારકબાદી આપું છું, પણ જરા મને વધારે ખુશી કરવા ખાતર જણાવશો કે એ બાઇ ઘેરનાં સંસારી કામકા-જમાં પણ એટલીજ બાહોશ છે કે નહિ? મને ઊમેદ છે કે

એવણ સ્વાદિષ્ટ પકવાનો પણ પોતાને હાથે રાંધી જાણતા હશે. હું એ સવાલ કરૂછું તેનો મારી પાસે કાંઇક સબબ છે. અમારા લોકોમાં આગળ દરેક બાનુ સંધવા સીધવા અને સંસારી કામકાજમાં બાહોશ થતી હતી. ત્યાર પછી અમારી સ્ત્રીઓ માટે શીખવા ભણવાનો જમાનો શરૂ થયો અને તેથી તે બિચારીઓ પોતીકી જાતનો સ્ત્રી તરીકેનો ધર્મ તદન તજી બેઠી અને જે કામ તેમનું પોતીકું નહિ તેમાં હદથી જ્યાદા બાહોશી બતલાવા લાગી. મારાં મા જે હજી સ્કોટલંડ ખાતે જીવતાં છે અને તેઓની ઊમર હાલ ૯૫ સૂધીની થવા આવી છે, તે આગળા વખ્તનાં બાનુ તરીકે છેકજ લખી વાંચી નથી જાંણતા એમ નથી, કામકાજ જોગુ તેઓ લખી વાંચી જાણે છે પણ તે ઊપરાંત સ્ત્રી તરીકેની સઘળી ફરજોમાં તેવણ પુરતી રીતે બાહોશ થયલાં છે. સીવવા ભરવા, રાંધવા સીંધવા, ઘેરના છાલાપાલા, ઇત્યાદી દરેક વાતમાં તેવણ એટલાં બધાં તો બાહોશ છે કે આજે ઘણીક સુધરેલી અને શીખેલી જુવાંન બાનુઓ ઘેર સંસારી કામકાજ માટે તેવણની સલાહ લેવા આવેછે. એથી ઊલટી રીતે મારાં ધણીયાંણી હાલના જમાનાના શીખેલાં અને સુધરેલાં બાનુ છે. તેવણ "હેંડલ" અને "મેઝારટના" બીકતમાં બીકત ગાયનો અછી ચાલાકીથી "પીયાના" ઉપર વજાડી શકે છે, રાજદ્વારી અને વિદ્યા હુન્નરની બાબદો ઊપર એક વિદ્વાનના સરખી માહેતગારી ધરાવે છે, પણ એ સઘળી હુશિયારી છતાં ઘેર સંસારી કામકાજ વીશે તેવણ એટલાં તો બીનઅનુભવી છે કે બટલરો, હમાલો, મસાલો, ઘોડાવાળાઓ જેમ ગમે તેમ

અમને લૂટે છે પણ તેની મારાં ધણિયાણીને કશી પરવા નથી. બાવરચીખાણાંમાં ફેરો ખાતાં તેવણ સુગાય છે, તબેલાની ખબર રાખતાં નથી, અને ઘેરમાં કેમ ખરચ ચાલે છે, શું રંધાય છે, અને શું શું લૂટાય છે તેની તેવણને બિલકુલ માહેતગારી નથી. અમારા ઘેરનો ખજાંચી અને વડો કારભારી જે મારાં ધણિયાણીજ હોવાં જોઇયે તે તો માત્ર એક મુસલમાન બટલર છે. મારા જાણુવામાં આવ્યું છે કે તમો પારસીઓ પણ સ્ત્રી કેળવણીના બાબમાં અમારી નકલ કરતાં શીખ્યાછો, પણ યાદ રાખજો કે ઘટતી સંભાળ રાખશો નહિ તો અમારી માફકજ પસ્તાશો. અમે સુધારાની એ વલાંણથી ખરેખર પસ્તાઇયે છીયે, તોપણ અમારી મોટી મોટી કમાઈ આગળ તે પસાર થઈ જાય છે પણ માત્ર પચાસ પોણોસોની કમાઇવાળા તમારા પારસીઓમાંબી જો એજ વલાણ દાખલ થશે તો પછી હું કહી નહિ શકતો કે તમો લોકોમાં તે સંસાર કેટલો બધો મુસ્કેલ થઇ પડવો જોઇયે. એક ઇંગ્રેજ તરીકે હાલની સ્ત્રી કેળવણીના વધારાની સામે મારાથી થઈ શકાય નહિ, પણ મારે માત્ર એટલુંજ કહેવું છે કે હાલની કેળવણીને ખાતર અસલી વખ્તની ઘેર સંસારી કેળવણીને પડતી નાંખવી નહિ જોઇયે. એ બેમાં જો કોઇ પણ વધુ પસંદ કરવાજોગ, બલકે વધુ આગતની હોય તો તે ઘેર સંસારી કેળવણીજ છે, અને જો એ બેઊ સાથે હોય ત્યારે તો સર્વેથીજ સારૂં. અસલી વિચાર પ્રમાણેની ગમે એટલી ઘેર સંસાર ચલાવનારી પણ વગર ભણેલી વેહેમી સ્ત્રીઓને હું એકાએક પસંદ રાખતો નથી, તેમજ ઘેર

સંસારની માહેતગારી વગરનાં હાલનાં ભણેલાં પુતળાંઓ માત્ર બજારમાં વેચાતી "ડાલીઓ"ના સરખી છે કે જે "ડાલીઓ" ચાંપ દાબ્યાથી માત્ર બોલી શકે છે પણ કશા કામકાજમાં યા વપરાસમાં આવી શકતી નથી. મને ઉમેદ છે મી૦ ગોદરેજજી, કે અમો ઇંગ્રેજોનો વા તમારાં ઘેરને નહિ વાગો હશે."

મારા સસરાએ આ વાખ્યાન સાંભળી મારી તરફ જોયું અને તેવણ પેહેલાં તો કશો જવાબ દીધા વગર માત્ર હસ્યા અને ત્યાર પછી તેવણ બોલ્યા "મી૦ પેટરસન, તમે જે વિચારો જણાવ્યા તેજ વિચારો દગલેને પગલે હું મારાં બચ્ચાંઓને કહેતો આવ્યોછું. તમને કાંઇ પણ જવાબ આપવાને બદલે જો મારાંમાં ઊઠવાની તાકાત હતે તો હું ઊઠીને તમને તમારા સવાલનો જવાબ નજરે નજર બતલાવતે. હાલમાં મારી છોકરી યા વહુ અત્રે બીજી કોઇ નથી, કેમકે તેઓ બાવરચીખાંનામાં રાંધવાનાં કામમાંજ રોકાયલી હશે, અને હું તમને લઇ જઇને તેઓ શું કરે છે તે બતલાવતે. પણ આએ વહુ માટે હું કશું કહી શકતો નથી. તેવણ અમારાં ઘેરમાં તદન નવાંજ છે. પેહેલ વેહેલાં માત્ર આજેજ મારી માંદગીને લીધે અત્ર રહેલાં છે અને કદાચ મારી બીજી વહુ દિકરીઓની માફક તેવણ રાંધીસીધી નહિ જાણતાં હશે તોપણ પરણીને સાસરે આવ્યા પછી મને ઊમેદ છે કે એવણને પણ એવણનાં સાસુ બીજી વહુઓની માફક ઘેર સંસારી કામકાજમાં પ્રવીણ બનાવશે. કુલે માણસ જાતને માથે ખોદાએ ચોકસ ફરજો નાખેલી છે, પછી તે મરદ હોય

કે ઓરત, મરદની ફરજ જેમ મરદો બજાવે છે તેમજ ઓરતની ફરજ ઓરતો બજાવે તોજ તેમનું જીવેલું જીવતર પ્રમાણ ગણાઇ શકે, બાકી નહિ તો પેટ ભરતું ખાધું અને સુતાં એવી જીંદગી તો કુતરાં કોહોલાંબી ગુજારે છે અને અક્કલવાળું માણુસબી એવીજ જીંદગી ગુજારે ત્યારે માણુસ અને કુતરાં કોહોલાંમાં ફરકજ શું ?" "ઓલ રાઈટ, ઓલ રાઇટ મી૦ ગોદરજજી, તમે ઘણા સખ્ત બોલોમાં બોલોછો. એવી સખ્ત ભાષા અમો લોકોથી અમારી બાનુઓ માટે ખુલ્લી રીતે બોલી શકાતી નથી, તોપણ જો તમે મારૂં મત પુછો તો તમારા વિચારમાં કાંઇ પણ ગેરવાજબીપણું યા સહરાગાત નથી."

આટલી ગોફ્તેગો પછી સીનોર રૂખશદ લેવાને ઉઠયો, સસરા સાથે તેવણની તંદરોસતી ઇચ્છી શેકહેંડ કીધી અને મારી સાથે શેકહેંડ કરવા જતાં પોતાનો હાથ એકદમ ચોકીને પાછો ખેંચી લીધો. એ બનાવ જોઈ મેં મારા સસરાના ચેહેરા સામે જોયું અને અસલી વિચારના સસરાએ ઇસારત કીધી કે કાંઈ નહિં મારે પણ મારો હાથ આપવો. સસરાની મરજી મુજબ મેં શેકહેંડ માટે મારો હાથ આપ્યો અને સીનોરે નમીને મારો હાથ ઝાલતાં મને કહ્યું કે, "મીસ, તમારા સસરા પાકત વિચારવાળા અને ઘણા અનુભવી ગ્રહસ્થ છે અને તેવણનું આજનું "લેકચર" મને ઊમેદ છે કે તમે જન્મ સૂધી વિસરસો નહિ" મેં તુતે હાજર જવાબીથી જવાબ આપ્યો, "અને તમારૂં પણ સાથે લાગું ભૂલવું નહિ જોઇયે." આ જવાબથી તે વધારે ખુશ થયો અને જતાં

જતાં તેણે ઉમેદ બતલાવી કે, "મીસ, આજે હું માત્ર તમારા અક્ષરો લઈ જાવુંછું પણ મને ઉમેદ છે કે કોઇ દિવસે તમારે હાથનું 'ચીકીનપાઇ' ચાખવાને હું તથા મારી મડમ ભાયગશાળી થઈશું".

---

## પ્રકરણ—૨૨.

## સસરાની તબિયતમાં અચયુચો ફેરફાર—ડોસાભાઇ ડાકટરનું "લેકચર."

સસરાના સીનોરે અમારે ત્યાંથી રૂખસદ લીધા પછી મારા સસરા બિચારા ઘણા થાકી ગયા હતા. દવાનો એક વારનો વખ્ત પણ પસાર થઇ ગયો હતો અને કાંજી, રસ, ઇત્યાદી પણ જે દર કલાકે કલાક આપવાનું હતું તે પણ વચમાં રહી ગયું હતું. ખોરાક અને દવાની એ રીતની હાલ હવાલી, લાંબા વખ્ત સૂધીની વાતચીતની થાક, પોતાના મોટા સીનોર જેવાની પધરામણીથી મન ઊશકેરાયલી હાલત, અને છેલ્લે વળી કેહેવાતા સુધારા કુધારાની બુઝોર્ગ મરદોનું લોહી ઊકલાવનારી ગોફતેગોથી મારા અસીલ સસરા પૂષ્કળ સુસ્ત અને લોથપોથ થઇ ગયા હતા. તેવણે પોતાના ડોળા ફેરફાર કરી નાખ્યા, તેવણની છાતી બેસી ગઇ, તેવણે પોતે પોતાની ધડ નાંખી દીધી અને જાને મમઇ બપઇનો જાન ઓચ નિકળિ ગયો હોય એવી તેવણની હાલત એકાએક થઇ પડી. આ મામલાથી સાસુ બિચારાં ગભરાઇને પાણી પાણી થઈ ગયાં.

હું લાગલી રાંધણીમાં દોડીને મારી દેરાંણી જેઠાંણીઓને બો-લાવી લાવી. તુર્તજ સારા ભાયગે મારા દેર કેંપને ત્યાંથી દવા સાથ આવી લાગ્યા, એક તરફથી તેવણ ધસીયા ડાકટરને બોલાવા દોડયા, બીજી તરફથી અમો સેક કરી આંગમાં ગરમી લાવવાને બનતી તજવીજ કરવા લાગ્યાં. સાસુ બિચા-રાં સીનોરને ગાળ દેવા લાગ્યાં. તેવણ સેક કરતાં જતાં અને બોલતાં કે, "મરેરે મુવો આવતો, મુવા ઇંગ્રેજો તો સુધરેલા ગણાય અને આજારીના ઓરડામાં પગબી નહિ મેલે, ત્યારે મુવાની સુધ કેમ ફુટી ગઇ હશે કે કલાકોના કલાકવેર બેસીને મારા જીભરાયા ધણી સાથ તાહેલું કર્યા કીધું. મરે મુવાને મોઢે કાંઇ પતપતારો, ઓ ખોદાએ! લોકો બદનામ કરે છે કે રાંડીયાંઓનેજ મોઢે તાહેલું ઘણું, ત્યારે એ મુવો કોઈ માટીડો હતો કે મુઇ કોઈ ચુરેલ? ભુસુંરે એવા મુવા આવતા અને જતાને. કેવા મરૂં જરા હુશિયાર થવા લાગ્યા હતા અને એકાએક એ શું થઇ ગયું? મુઇરે હું મારીબી સુધ ફુટી ગઈ હતી કે મેંજ જરા તેમને તાહેલું કરતાં મના કીધા નહિ. હુંબી ભરોસેજ રહી કે હવે મદઇની ધાસતી પબોરઇ ગઇ છે અને હવે કશી ફીકર જેવું છેજ નહિ. ઓ કોઇ દોરોરે, કોઈ ડાકટરને બોલાવી લાવોરે, ઓ મારા ખો-દા, દાદાર હોરમજદ કરેને જીભરાયાને કાંઇ ફેર પડી જાય!" આ પ્રમાણે બોલી સાસુ આંખ પાંણી ભરવા લાગ્યાં. સારાં ભાયગે તુર્તજ ડોસાભાઈ ડાકટર મળી આવ્યાથી તેવણનેજ લાવવામાં આવ્યા. તેવણે નાડ તપાસી સેકપોટ ચાલુ રાખવા માટે અમને સાબાશી આપી, પોતાને હાથે જયાં મુકવા ધ-

ટતાં હતાં ત્યાં રાઈનાં પ્લાસ્ટરો મુકયાં, ઓચી ઉપર બે બીલીસ્ટરો મેળ્યાં અને ઘણે લાંબે વખ્તે તેવણને હાથે મારા સસરાને હુશિયાર કરવામાં આવ્યા.

સસરા હુશિયાર થયા અને સઘળું સમાધાન, થયા પછી ડાકટરે ખતીખતીને પૂછ્યું કે "બોલો, એકાએક એટલો બધો ફેરફાર એવણની તબિયતમાં કેમ થઈ ગયો ? જયાં છે ત્યાં એવણેને કાંઇ ગોસ્સે કરવામાં આવ્યા હશે, અને નહિ તો કોઈ પણ રીતે એવણ થાકી જાય એટલી બધી તસદી એવણે ખેંચેલી હોવી જોઈયે." પ્રથમ તો અમે સર્વેએ ઉડાવાની વેતરણ કીધી. સાસુ બિચારાં વધારે કગલાઈને કેહેવા લાગ્યાં, "નહિં રે ડાકટર, છભરાયાને ગુસ્સે કોણ કરે ? શું કરવા કરીયે ? અમને તે કાંઇ ઘેલું લાગું છે, એવણબી તે કાંઇ નાદાન બચ્ચાં બચ્ચાં છે કે ધમકાવી ગાંગરીને ગુસ્સે કરીયે, કાંઇ વાત કરવી ?"

**ડાકટર**—પણ ત્યારે એકાએક એમ કબી થાય નહિ. હું છેલ્લાં ત્રીશ વર્ષ થયાં ડાકટરનો ધંધો કરૂંછું અને એવા "કેસ" મેં આગળ ઘણા જોયા છે પણ તેમાં કોઇબી વાર એમ વગર કારણે એ રીતે તાવના દરદીના એરા ફેરફાર થતા જોયા નથી. બોલી દેવો, જે હોય તે સાચ્ચેસાચ્ચું બોલી દેવો, કે મને તેનો ઈલાજ કરવાને બરોબર સુઝ પડે. તમે જો ખરૂં કારણ છપાવશો અને જો ઇલાજ કરવામાં ફેર પડી જશે તો પછી તેનો જોખમ મારે માથે નહિ, એટલું તમે યાદ રાખજો. જે હોય તે ખરેખરૂં કહી દેવો.

ડાકટરની આ રીતની ધમકીથી અંતે ગભરાઇને ખરો ખુલાસો કરી દેવાની મારાં સાસુને ફરજ પડી. ડાકટર સાથની આ ગોફતેગો સસરાનાં બિછાંણાંથી ઘણે દૂર અને ધીમે સાદે ચાલતી હતી, સસરાને હુશિયાર કીધા પછી આંગમાં ગરમી આવવા સારૂં સારીકાંની ઓઘાડીને બે ઘડી પોહોરવા દીધા હતા. સાસુએ પેહેલેથી તે છેલ્લે વેર માંડી મેલીને ડાકટર આગળ સસરાના સીનોરની પધરામણીની સઘળી હકીકત કહી સંભળાવી. મેં તેમાં મારી તરફથી તાપશી પૂરી તે શું કામ સારૂં આવ્યો હતો તેટલુંજ કહ્યું, તોપણ ડોસાભાઇ ડાકટરની પૂરતી ખાતરી થઈ નહિ. તેવણ બોલ્યા, કે "કામકાજનાં કાગજયાં લેતાં કાંઇક ઝાઝો વિલંબ લાગે નહિ, જયાં છે ત્યાં કાંઇ પણ તેવણને લાંબી તકરારમાં ઉતરવું પડયું હશે, કાંઇ પણ માઠી ખબર સાંભળી હશે, કોઇબી કારણસર તેવણના આંગ મધેનાં લોહીને ઊશકેરવામાં આવેલું લાગેછે." આંગ મધેનાં લોહી વિષે સાંભળી સાસુએ તડાકો કીધો "એ વાય ડાકટર, તમેબી તે શું દોરા બાલોછો ? મદઈના દિલમાં લોહીનો એક છાંતો મળે નહિ તો પછી મુવું તે ઉશકેરાયજ કયાંથી ? " ડાકટરે મુછમાં હસીને જવાબ દીધો, " એ તો તમો બૈરાં લોકોનું બોલવાનું છે. એક છાંટા લોહી વગર માણસથી જીવીજ કેમ શકાય? આંગમાં જે લોહી છે તેજ જીવ છે, લોહી ગયું એટલે જાણવું કે સાથે લાગો જીવબી ગયો." સાસુએ પાછો તનકો કીધો, "જીવ જાય મુંવા કોઈ માઠાંના માંગતા હોય તેનો, કોઇ ઘરડુંખોખું હોય તેને કેહવો, ઓવારૂં મારા ઘેરમાં એવી એવી વાત ના કરો."

એ રીતની ડાકટરની ઓહોંસ આગળ અંતે મને વધુ ખુલાસો કરવો પડયો કે સીનોર સાથે મારા સસરાને હાલની સ્ત્રી કેળવણી અને સ્ત્રી સુધારા માટે કેટલીક તકરાર થઇ હતી અને તે વેળાએ સસરા એવીતો ઉસ્કેરાયલી રીતે બોલતા હતા કે તેવણનું મોહું તમામ લાલ થઈ આવ્યું અને સીનોર પોતે બોલ્યો હતો કે "ગોદરેજજી, તમે ઘણી સખ્ત ભાષા વાપડોછો."

ડોસાભાઇ ડાકટરે આ ખુલાસો સાંભળી પોતા તરફની એક વાયજી ચલાવી. તેવણ બોલ્યા "બરોબર છે શીરીન, હવે હું ખરૂં કારણ સમજયો. એ સીનોર કોઈ બરો બુબખ હોવો જોઇયે. તમે લોકો ડાકટરની આગળ કારણ છુપાવાનાં ગમે એટલાં ફાંફાં મારો તો તે ફોકત છે. સામું એમ કીધાથી તમો લોકો દરદીને નુકશાંન કરોછો, અને ડાકટરને બિચારાને ગુંચવાડામાં નાખી, જયારે તેને હાથે કેસ બિગડે ત્યારે તેને ગાળ દઇ બદનામ કરોછો. તમને હું તાકીદ કરી કરીને ગયો હતો કે એવણને ઝાઝી વાતચીત કરવા દેતાં ના, ગુસ્સે કરતાં ના, મોટેથી બોલવા દેતાં ના, કોઈબી રીતે ઊશકેરતાં ના, કેમકે એકતો તાપ ખરાબ છે, નબળાઇ પૂષ્કળ થઇછે, ઘરડું આંગ છે, અને એવણમાં થાક ખમવાની ઝાઝી તાકાત નથી, તે છતાં તમે દોઢ કલાકવેર સીનોર સાથે વાત કરવા દીધી એ ઘણુંજ ખોટું કીધું છે. એ તો તમારાં સારાં નસીબ સમજવાં જોઇયે કે તમને તુર્ત સેકપોત કરવાનું સુઝ પડયું અને તુર્ત હું મળી આવ્યાથી થોડા વારમાં એવણને હુશિયાર કરી

શકયાં, બાકી મારી આખી પ્રેકતીસમાં એ રીતની બેદરકારી-થી અરધો દજન "કેસીસ લાસ્ટ" થયા છે અને તે માત્ર ઘેરનાં બૈરાંઓની બેદરકારી અને પટપટારાથી. તમે ઓળખતાં તો હશો પેલી હમબાઇજીની ધનને, કેવી બિચારી ગોલાબ જેવી ઓગણીસ વર્ષની છોકરી હતી. તેનો કેસબી મારાજ હાથમાં હતો. એજ જાતની તે બિચારીનેબી તાવ આવતી હતી. જેમ તેમ કરી માહા મુશ્કેલીએ તે બિચારીની તાવ કાહાડી હતી. ધાસતી જેવું કશું ન હતું, પણ નબળાઈ તો એટલી બધી થઇ ગઇ હતી કે માત્ર સારા ખોરાક અને પૂરતી આસાયશનીજ તેણીને અગત હતી. આ અગત બરોબર સમજાવી મેં ખુબ ચેતવણી આપી હતી કે તેણીને કોઇબી રીતે ગડબડ કરવા દેવી નહિ, બને તેમ સુઇ રહેવા દેવી અને ઝાઝી છેડવી નહીં. પણ તેણીને એકાએક સારી થયલી જોઇને ઘેરનાં બૈરાંઓ પાર પડી ગયલાં સમજયાં, તે બિચારીની ઝાઝી દરકાર કીધી નહિ, અને જયારે વધુ સંભાળ રાખવી જોઇએ ત્યારેજ તેણીને પડતી નાખ્યાંથી એક દિવસ પોતાના સરખી છોકરી છોકરીઓ સાથે પાણા રમતાં કાંઇ એવી તકરારમાં ઉતરી કે તેણીનાં મગજનું ઠર ઠેકાણું રહ્યું નહિ, તુર્ત બિચારી બેભાંન થઇને પડી અને આગળ જે માત્ર હલકી જાતની તાવ હતી તેને બદલે ભેજાંની તાવ લાગુ પડયાથી એકવાર તદન સાજી થયલી છોકરી વગર મોહોતે ત્રણ ચાર દિવસમાં મરણ પામી. બોલો બેન, કે હવે એમાં ડાકટર તે બિચારા શું કરે? તમે તે લોકોના કહ્યા ઉપર ધ્યાન આપો નહિ, પોતાની મરજી મુજ-

બ ચાલો, અને પછી કાંઇ માઠું થાય ત્યારે ડાકટરને બદનામ કરો—એજ તમો બાઇ માણસોની રીત છે. તમે પેસી મામાનેબી પિછાણુતાં હશો. તે બિચારાનેબી શું હતું? એજ જાતની તાવ. એજ રીતે ફરક પડેલો, અને એજ રીતે કોઇ એવકુફે આવીને તેવણને કહયું કે ફલાંનીચીની ફીનાન્સ કંપની ભાગી. આ ખબર સાંભળતાં તેમની છાતીમાં એવો ધસ્કો પડયો કે તાબરતોબ પોતાનો જીવ મૂકી દીધો. પાછળથી માલમ પડયું કે તે બિચારાને "હાર્ટ ડીઝીસ" નીબી સેહેજ અસર લાગુ પડેલી હતી અને આ આફતની ખબરથી દિલને એવો આચકો લાગ્યો કે બસ તે કામ કરતું અટકીજ ગયું. એવા દાખલા મેં બીજા ઘણા જોયાછે, પણ તે બધા તમને કહેવાની કશી અગત નથી. હું ધારૂંછું કે બસ એ બેજ દાખલા તમારી ખાતરી માટે પૂરતા થશે. જાવો માય, તમારાં મોટાં ભાયગ સમજો કે તમારા ધણીને ખોદાએ એકવાર ફરીથી વાલી આપ્યા છે અને હવે એવણને ઓછામાં ઓછા બે મહિનાવેર એવા શાંત રહેવા દેજો કે ઝાઝી તકતક, ઝાઝો પટપટારો, ગુસ્સો, ચિરડાટ, કાંઈ પણ તેવણનાં બાબમાં થવું નહિ જોઈએ."



## પ્રકરણ—૨૩.

## ખાવિંદની પધરામણી—તેમની માતપિતા તરફની તાબેદારી.

તાપના દરદીને ગમે એટલી જતન, દવાદારૂ તથા કાબેલમાં કાબેલ વૈદોની સંભાળ તળે જેમ તેમ સાજા કીધા પછી માત્ર સેહેજ ગફલતીથી તેમને ડાકટરોની ગમે એટલી મનાઈ છતાં છૂટથી વાતચીત કરવા દીધાથી તેમની તબિયતમાં કેવો અચબુચો માઠો ફેરફાર થઇ જાયછે અને તેથી તેમની જીંદગી પાછી શી રીતે ધાસ્તીમાં આવી પડેછે તેને લગતો ખ્યાલજ નહિ પણ ખરો બનેલો બનાવ છેલ્લાં પ્રકરણમાં હું મારા સસરા ઉપર ખરેખર વીતેલી બીના ઊપરથીજ જણાવી ગઇછું. સીનોર સાથની લગભગ કલાકએક સૂધીની ગોફ્તેગોમાં જોકે ઝાઝો દમ નહિ હતો તે છતાં તેજ બનાવને લીધે તેમની પાછી બિગડેલી હાલતને લીધે તેમને પાછા ટટાર થતાં પંદર વીશ દિવસ વધુ લાગ્યા હતા અને તે માટે અમારા ડાકટરનો ચોકસ વિચાર એજ હતો કે તેમની સારવાર ખાતરની એટલી વધુ તસ્દી માટે અમોએ તેમના સીનોરનોજ આભાર માનવો.

સારાં ભાયગે એ અરસામાંજ મારા ખાવિંદ જેવણ બાહેરગામ પધારેલા હતા તેવણ આવી લાગ્યા અને તેવણ તરફની રાત દિવસની ખરે પગેની મેહેનતથીજ મારા સસરાને બીજીવારનો ઉતાવળે ફરક પડવામાં સારી મદદ મળી શકી હતી.

મારા ખાવિંદ તે વેળાએ લાંબા વખ્તના અનુભવી તબીબ નહિ હતા, તેવણ થોડાંજ વર્ષના પસાર થયલા હતા અને તેમની ધરાકી મુંબઇનાં કરતાં દેશી રજવાડાઓમાં વધારે હતી. તેવણ ધંધાનેસર મુંબઇને સબરદબર છોડી ગયા નહિ હતા, પણ વારંવાર તે તરફ જાવઆવ કરતા હતા અને એકવારના ફેરાથી તેવણ ત્રણ ચાર માસની રોજી કુતી કાહાડતા હતા. આ વેળાએ પણ એક લક્ષાપતી જાગીરદારને તેવણ મોહોતના પંજા મધેથી છોડવી આવ્યા હતા અને તેના અવેજમાં તેમને ઠીક તડાકો પડયો હતો. મારા વહાલા ખાવિંદના બીજા ભાઈબંધ તબીબોની અદેખાઇ ખાતર હું એ તડાકાની કશી પણ વિગત ખુલ્લે ખુલ્લી રીતે જણાવી શકતી નથી તે માટે હું ખરેખર દિલગીર છું. આવા અચબુચ તડાકામાં તેમની મેહેનતના દામ કરતાં ઇનામ વધારે હતું, અને તે સોદાગરી ઇનામને લીધે તેવણ જયારે પાછા ફર્યા ત્યારે પુષ્કળ ઉલટમાં હતા. આ તેમની ઉલટનો બીજો સબબ એ હતો કે તેવણને તે વેળાએ પોતીકા પિતાની ભયભરેલી માંદગીની બિલકુલ ખબર નહિ હતી. તેવણ જે ઠેકાણું જણાવી ગયા હતા ત્યાં જો કે તેવણ ઊપર એ માંદગી ખાતર તાર કરવામાં આવ્યો હતો તોપણ તેવણને તે મઠકથી ઘણે દૂરવેર નિકળી જવું પડયું હતું અને તે મઠક તરફ રેલવે યા ટેલીગ્રાફ જેવું કાંઇ પણ ન હોવાથી તે તાર ઘેરવેલે ગયો હતો. પોતીકા જશવંતા હાથની ફત્તેહ અને તેનાં મોટાં ઇનામથી હરખાતા તેવણ પોતાની સાધારણ હસમુખી ધમછેરીમાં આવી લાગ્યા હતા.

આવતાંના વારમાં તેવણને ભોંય તળીયેની ખડકીમાંજ તેમનાં બેન મળ્યાં અને આ ભાઇબેનને પોતપોતા વચ્ચે પુષ્કળ એખલાસ હોવાથી પોતીકા વહાલા ભાઇને બાહાર ગામથી હાથમાં "પોર્ટમેન્ટો" સાથ સહીસલાંમત આવેલા જોઇને બેને તેવણને માથાથી તે પગસુધીના ઓવરણા લીધાં અને ભાઇએ તેના બદલામાં આ હેતવંતાં બેનના હાથમાં હરૂસે કાંઇ કાગજનો કકરો સેરવી દીધો અને બીજી ઝાઝી વાતચીત વગર તેવણ પોતીકાં માતાજીનું નામ પોકારતા દાદર ઉપરથી બબે ત્રણ ત્રણ કાંદીએ ચહડી ગયા. દાદર ઊપર ચહડતાં ચહડતાંજ તેવણ બોલવા લાગ્યા, "માયજી, માયજી, સપર પેહેલાં આવતાંના વારમાં તમુને પગે લાગી તમારે હાથના ઓવરણાની મને ઉમેદ હતી. પણ પેલી લુચી છોક-રીએ મને ખડકીમાં ઘેરી લેઈ પેહેલાં ઓવરણા તેણે લેઇ લીધાં છે માટે હું નહિ જાણું એમાં કાંઇ મારી તકસીર નથી." એ પ્રમાણે બોલતા બોલતા તેવણ આવી લાગે છે તેટલાં સાંમેથી મારાં દેરાંણીએ તેવણની સાંમે ધસી જઇ ઓગતમાં ઇસારત કરીને તેવણને મુગા રાખ્યા અને દાદર આગળજ તેવણની આગળ તેમના પિતાની સઘળી હકીકત કહી સંભળાવી એટલું છતાં તેવણ પોતીકાં ઘરનો સાધારણ ધારો તોડી શકયા નહિ. એ ધારો હર કોઇ મુસાફરીએ જતી યા ત્યાંથી સહીસલામત પાછા ફરતી વેળાએ પોતીકાં નેક માતાજીને પગે પડવા વિષેનો હતો. આજના સુધારા-વાળાઓ એ રેવાજને મૂર્તિપૂજા ગણે તો ભલે, પણ બુઝોર્ગ ગોદરેજજીનાં સઘળાં ફરજંદોને એવીજ રીતની તરબિયત

મળેલી હતી. પોતીકી બાલ અવસ્થામાં માતપિતાને નમનારાં એ ફરજંદો મોટી ઉમરે પોંહોંચી, શીખી ભણીને વેપારી, કલાર્ક, યા વૈદ વતીક થઈ ચૂકા હતા, તોપણ તેમની આગળી તરબિયત પ્રમાણેની વર્તણુક હજી સુધી પણ ચાલુજ રહેલી હતી. જેવા તેવણ આવી પાઘડી ડગલી સુધાંજ પોતાના માતાજીને પગે પડયા કે તુર્ત તેવણે પોતીકા નિમકહલાલ બેટાને છૂપા આશીરવાદો સાથ એટલાંતો ઉલટમાં ઓવરણા લીધાં કે જો હું ભૂલતી ન હોઉ તો તેવણના બેઉ હાથના આડે આડ આંગળાંઓએ મોટે સાદે તે માતાના અંતઃકરણના આશીરવાદોની ગવાહી પૂરી હતી. એક ફતેહમંદ કારકીર્દી માટે માબાપના કરતાં વધારે દીલોજાની આશીરવાદો બીજા કયા હશે તે હું કહી શકતી નથી. "માબાપને નમે તેજ પેટ ભરીને જમે," એ ઉત્તમ કેહેવત હું બચપણથીજ જાણતી હતી, પણ તેની સચ્ચાઈ વિષે જયાંસુધી મેં આ બનાવ નજરે નજર જોયો નહિ ત્યાંસુધી મારી ખાતરી થયલી નહિ હતી. હું એ કેહેવત માટે માત્ર એટલુંજ ધારતી હતી કે ફરજંદોને માબાપનાં તાબામાં રાખવા ખાતરજ કોઇ માબાપોએ પોતાની મતલબને ખાતર એ કેહેવતને જન્મ આપ્યો હશે. પણ હવે હું આ બનાવ ઉપરથી શીખી કે મારા ખાવિંદને તેમના ધંધામાં જે હર વેળાએ જશ મળતો હતો, ટુંક વખ્તની "પ્રેકટીસ"માં તેવણનું થોડું ઘણુંબી જે ગાડું ગબડતું હતું, અને વળી નાની "પ્રેકટીસમાં" માતબર ઘરાકો હાથ લાગાથી ઇનામ અકરામનો જે તેમને તડાકો પડતો હતો તે સઘળું માતપિતાના ખાલેસ અંતઃકરણના છૂપા આશીરવાદોનીજ ખુબીથી હોતું જોઇએ.

પોતીકાં માતાજી તરફની એટલી ફરજ બજાવ્યા પછી તેવણે ડગલી પાઘડી ઉતાર્યા વગર પોતીકા પિતાજીની નાડ તપાસી, તેમની હકીકતની વિગતે વિગત જાણી લીધી, સઘળી દવાઓના "પ્રીસ્ક્રીપશન" તપાસ્યાં, અને લાગત બે ત્રણ દિવસની મુસાફરીની થાક છતાં એમના એમ મુસાફરીનાજ પોશાકમાં ડાક્ટર ડોસાભાઈને ત્યાં જવા સારૂ ઉઠયા. તેમનાં માતાજીએ બૈરાંઓના ધારા પ્રમાણે જમીને જવાની બોહોંસ કીધી અને જમવાનું નામ સાંભળી મારા ખાવિંદે તેવણ પાસેજ એક એલચી યા સોપારીનો કકડો માંગ્યો અને તે લઇને તેવણ ધસ્યા ડોસાભાઇ ડાક્ટરને ત્યાં જવાને નીકળી પડયા. આવા શીખેલા ભણેલા ભર્થારને જમવાનું નામ દીધા પછી કાંઇ પણ મોહોમાં નાખ્યા વગર ઘેરની બાહેર નહિ જવા ગમે અને બૈરાંના સરખા તેઓ પણ વેહેમ ધરાવે તે માટે મને બહુ અજાયબી લાગી, પણ પાછળથી એ વિષેનો ખુલાસો મેળવવાની તજવીજ કરતાં મને મારા ખાવિંદે ખુલાસો કીધો હતો કે, "શીલુસ, તારે ગમે તો તું મને વેહેમી વિચાર, પણ જે ચીજમાં કોઇને પણ કશું નુકશાંન થતું નહિ હોય તેવી ચીજમાંબી અગરજો માતપિતાના સખુનની ઉપરવારા થઇયે તો તેમાં હું કશું ડહાપણ જોતો નથી. માતપિતા થોડી કેળવણીને ખાતર વેહેમી તો હોવાંજ જોઇયે, પણ અગરજો તેમના વેહેમમાં આપણને કશું નુકશાંન જતું નહિ હોય તો પછી ફકત તેઓ તરફની તાબેદારીને ખાતર બે ઘડી વેહેમી થવામાંબી કશું ખોટું નથી. તુંજ વિચાર કર પ્યારી શીલુસ, કે હું વેહેમી નથી એવું બતલાવવા ખાતર માત્ર જો તેવણના

સખુનની ઉપરવારો થઇને જતે અને તેથી જેમ ધારવામાં આવે છે તેમ કદાચ જો હું કાંઇ પણ ખતા ખાતે તો એ વેહેમીઓનો વેહેમ વધુ મકમ થતે કે નહિ? અને કદાચ જો હું ખતા નહિબી ખાતે તોપણ માતાજીની આજ્ઞા તોડી હું તેમને થોડાં ઘણાબી દુઃખી તો કર્યા વગર રહેતેજ નહિ. ગમે એવાં વેહેમી માતાજીનો એટલો સખુન રાખ્યામાં મને નુકશાન શું ગયું? એક એલચી ચાવવી પડી તેટલુંજ કેની? નામ ત્યારે એક એલચી, ચાવી અને નહિ ચાવી, તોપણ એટલી નજીવી એલચીથીજ હું મારાં માતાજી તરફની ફરમાબરદારી બજાવી તેમને કેવી રીતે રાજી કરી શકયો તેનો જયારે તું ખ્યાલ કરશે ત્યારેજ તને કોઈ કોઈ વાર વેહેમી થવાનો ફાયદોબી સમજ પડી શકશે."

એ ઉપરાંત મારા વાહાલા ખાવિંદે એ વિષે ઘણી લંબાણથી મને સમજ પાડી, તોપણ મારે જણાવવું જોઇયે કે મને મળેલી કેળવણીની નજરે જોતાં મને એ ખુલાસો મનમાનતો લાગ્યો નહિ. મેં તેવણને ફરીથી પૂછયું કે, "પણ ત્યારે જમીને જતાં શું હતું? ખામખા એલચીજ માગીને ખાવી તેના કરતાં માતાજીનો સખુન રાખી જમીનેજ જતે." વાહાલા ખાવિંદે ખુલાસો કીધો કે, "હા એ વાત બરોબર છે, પણ સુંદર શીલ્લા, મને મારા પિતાજીની ખરેખરી હાલત વિષે ખાતરી કરવાની એટલી બધી ઇંતેજારી હતી કે જો હું માતાજીના સખુનને ખાતર જમવા બેઠો હતે તો મારે ગળે એક બુકબી ઉતરી શકતે નહિ. તેં જોયું હતું કે મેં પિતાજીને મારીથી બની શકે તેવી રીતે તપાસ્યા હતા, તોપણ તાપ

તાપમાં એટલો બધો ફરક હોય છે કે જે તાપ મને માલમ પડી તેજ તાપ તેવણને હતી કે બીજી કેઇ જાતની અને તેના ઈલાજો બરોબર માફકસરનાજ ચાલુ કીધા છે કે નહિ તે સઘળું જાણવાની બલકે ડોસાભાઇ જેવા લાંબા વખ્તના અનુભવી ડાકટરને હાથે જો બની શકે તો કાંઇ વધું શીખવાની મને એટલી બધી ઇંતેજારી હતી કે વધુ વાર થોભી શકવું મારે માટે તે વેળાએ મુસ્કેલ હતું. આ ખુલાસો પણ મને મનમાનતો ન લાગ્યો અને મેં પાછી અક્કલ દોડાવી કે, "પણ જયારે એટલી બધી ઉતાવળ અને ઇંતેજારી હતી ત્યારે વળી એલચી શાની માંગવા બેઠા? જાવો જાવો, ગુસ્તીદ, તમેબી એટલા વેહેમી છો એમ હું નહિ ધારતી હતી." આ જવાબ સાંભળી વાહાલા ગુસ્તાદે હસીને એટલોજ ઉત્તર દીધો કે, "શીલુસ, તારા જેવી શીખેલી અને સુધરેલી છોકરીને સમજાવી શકવાની મારામાં તાકાદ નથી. બાકી હું પોતે તો માત્ર એટલુંજ સમજુંછું કે એક એલચી ચાવવાના વેહેમ કરતાં માબાપ તરફની નાફરમાની વધારે નામોશી ભરેલી છે."

---

## પ્રકરણ—૨૪.

## ફુવનસાસુઓની "કાઉનસીલ"—દરદીનાં બિછાંના આગળનાં કારાંમાય તાહેલાં.

મુરબ્બીજી સસરાની તબિયત ખોદાની બક્ષેશથી પાછી ડાકટરના હાથમાં આવી શકી અને રફ્તે રફ્તે ફેર પડતાં પડતાં તેવણ તદન સાજા થયા ખરા, તોપણ તેવણુની માંદગીના સંબંધનો એક માઠો બનાવ વિસ્તાર્યા વગર મારાથી રેહેવાતું નથી. એ બનાવ તેવણને "જોવા આવનારીઓ"નાં કંટાલા ભરેલાં પીજનોને લગતો હતો. આ પીજનો એટલાં તો કંટાલા ભરેલાં અને દરદીના પોતાના બાબમાં એટલાં તો નુકશાનકારક હતાં કે જોવા આવનારીઓની એવી માઠી ટેવ મેં આગળ કદી પણ જોયલી ન હતી.

જોવા આવનારીઓમાં મારા સસરાનાં મોટાં અને તેટલાખાતર અસલી વિચારનાં બેહેનો દરરોજ બપોરથી આવતાં હતાં અને તેઓ રાતના નવ નવ વાગતા વેર પતતાં ન હતાં. આ સઘળા વખ્ત વેરનો તેમનો પતપતારો જો તમે સાંભળો તો કહી શકો કે આએ શું ? વળી આ બેહેનો અગરજો માત્ર એકલાંજ આવતાં હોય તો જાને સમજ્યાં, પણ નહિ, તેઓ ગાડી ઘોડાવાળાં ચીકાશદાર હોવાથી સાથે લાવ્યાં અરધો ડજન ડોસી ડગરીઓને પણ પોતીકી ગાડીમાં નાખીને ઘસડી લાવતાં હતાં. ચોથે મારના "પીલાઇ કાકી," "સામેનાં સુનાઇ ફુઇ," "પાછલેબારની પીરોજ," "ડાબા હાથની દીની" અને

"જમના હાથની જરી ફુઇ" એ સઘળી મારા સસરાનાં બેહે-નોની સહીમીતીઓ હતી, અને જયારે એ સહીમીતીઓ સાથની તેમની "કાઉનસીલ" ભરાતી તો પછી જોઇજ લેવો તેમની જીભલીની સરસ્તી જાણે રાજર્સની કાતર પણ તે આગળ હઠી ગઈ.

મારાં ફુવનસાસુઓ અને તેમની સહી મીતીઓની "કાઉન-સીલ"ની પેહેલે દિવસની વાદવિવાદ અત્રેના જાણીતા ડાકટરોની કુશળતા વિષે હતી. ફૂલાંનીબાઇ બોલતાં કે એવી જાતની તાપમાં એદલજીના સરખો હુશિયાર બીજો કોઇ નહિ, ચીની-બાઈ જેવણ ફૂલાંની બાઇને હર વેળાએ માખણ લગાડવામાં કુશળ હતાં તેવણ ઝડપમાં તેમને ટેકો આપતાં, પણ તે મત-લબીયાં બાઇથી સાંખી શકાતો નહિ. તેવણ "એમેન્ડમેન્ટ" મૂકતાં કે, "જાવોરે તમે, એદલજી શું બરીઓચ, ખોરીની જુતીનેબી કોઈ ડાકટર પોંહોંચી શકે નહિ." ખોરીનું નામ સાંભળતાં ધપકરાબાઇને તેમનો મરનાર બેટો યાદ આવ્યો અને તેવણ કકડા મોરીને બોલ્યાં કે, "મુવોરે ખોરી, કેહેતીના દીકરાનું દુઃખજ મુવો પારખી શકયો નહિ, નહિ તો તે બિચારો આજે માથાં ઉપર વારો થતે." અત્રે ખોરીને માત્ર ઇનસાફ આપવા ખાતર મારે જણાવવું જોઇયે કે કેહેતીના દિકરાને ખરાબમાં ખરાબ જાતનું દરદ લાગુ પડેલું હતું અને તે બિચારાનો જીવ ખોરીને હાથે નહિ પણ આસપીટલના મોટામાં મોટા તબીબને હાથે પણ બચી શકયો ન હતો. આ પ્રમાણેની વાદવિવાદમાં કોઇ કુહનાને તો કોઇ કોસીસાઉને સાતમે આસમાને ચહડાવતી, તો વ ાઇ ઇછાપોરીઆ અથવા

સુરતના વૈદની ભલામણ કરતી અને કોઇતો બધા શીખેલા ડાકટરોને પડતા નાખી જરીપુટ્ટીવાળા નારી વૈદો ઊપરજ મરી ફીટતી. જોકે તેઓ સર્વે જાણતી હતી કે મારા સસરાની સારવાર માટે આસપીટલના સરસમાં સરસ વૈદો હાજર થતા હતા, તે છતાં તેઓ સાફ બોલતાં કે, "મુવારે ઇંગ્રેજ ડાકટર, ઇસપીટાલના ડાકટરોનો તો કાંઇજ ભરોસો નહિ, મુવા ગજ-વામાં ફી મુકવાનું જાણે."

ડાકટરોની એ રીતની તપાસ પછી ફુવનસાસુની "કાઊન-સીલ"માં સાસુવહુ, દેરાંની જેઠાંણી, અને નણંદ ભોજાઇના રોદરા ઊપર નુકતેચીની ચાલતી. આ તકરારમાં ઘણું ખરૂં જે બોલાતું તે સાસુઓનીજ તરફેણનું હતું, કેમકે તે સઘળી ઘાખરીઓ સાસુ થઇ ચૂકેલી હતી. એક સાસુ પોતીકી વહુના રોડરા માંડતી તો તેની હીમત ઊપર બીજી સાસુઓ પોત પોતીકી જમાનાની વહુઓને તુપવા માંડતી. નણંદ ભોજાઇના રોડરાઓમાં ફુવનસાસુની "કાઊનસીલે" વધુ મતે કજીઆનો સઘળો તોપલો ભોજાઇઓને સર ખાલી કીધો હતો અને નણંદોને માન સાથ નિર્દોષ ઠરાવી હતી.

એ બાબદ પણ ખલાસ થતાં પરણવા અદરાવાની વાત ચાલતી, અને તેમાં મુખ્ય કરીને હું એં જોતી કે દરેક બોલ-નારી પોતાને ત્યાં દિકરી અથવા દિકરીની દિકરીઓ પરણવા અદરાવા લાયકની હોવા છતાં આસપાસની બીજી સહીમીતી-ઓને છોકરાં અદરાવાની ભલામણો કરતી. પારકાંનાં બચ્ચાં દહાડેનાં થતાં તે તેઓ સેહેલાઇથી જોઇ શકતી હતી, પણ પોતાને ઘેરની ઊખરા જેવી વધી ગયલી છોકરીઓ માટે તેમને

કશી વાતની ફિકર જણાતી નહિ. કોઇક બાઇ જ્યારે પોતીકે ઘેરની વાત આવતી ત્યારે જવાબ દેતી કે, "માએ શું કરીયે તેનો બાપ સમજતો નથી તે, બાકી અમારૂં જો ચાલતુ હોય તો આજે સઘળાં છોકરાંઓનાં માથાં ધોઇ નાખીયે."

છોકરાં અદરાવા પરણાવા ઉપરથી "કાઉનસીલ"નું ધ્યાન જાહેર યા ખાનગી નાલેશીઓ ઉપર ખેંચાતું અને તે વેળાએ છૂટા બોલોથી લોકોની આઇબાઇઓને વગોવવામાં આવતી. ઇતરાત, ફીશીયારીના પોશાક, જમાનાની દુકતીઓનું ઉડાઉપણું, લાજ શરમ વગર જાહેર જગાઓ ઉપર જેમ ગમે તેમ ભટકવાનું છુટાપણું એ સઘળી બાબદો ઉપર શુભાષીત ભાષાણો અપાતાં અને તે સઘળો વખતવેર ગરીબ બિચારા સસરા અકરવકર કરી પોતાની બેચેની બતલાવતા, પણ આ કારાંમાય તાહેલાંઓની બલાનેબી ખબર પડતી નહિ કે જેમને તેઓ ખરે ખર જોવા આવેલી હતી તેમનેજ તેઓ કંટાલા ભરેલી પીડા થઇ પડી હતી.

પણ આ સર્વે પતપતારામાં સર્વેથી નુકશાનકારક અને ધિક્કાર ભરેલો પતપતારો શેહેરમાં થતાં મરણોને લગતો હતો. સસરાની હાલત ધાસ્તી ભરેલી હોવાથી બારણાં આગળ પાયદસ્ત પોકારવા આવનારને પણ અટકાવામાં આવ્યો હતો, ગામમાં તે વેળાએ ખરાબ જાતની તાવ સાધારણ હતી, અને તેથી કેટલાંક મરણો પણ નિપજી ચૂક્યાં હતાં, પણ તે સઘળું સસરાના કાન ઉપર પડવા દેવામાં આવતું નહિ હતું. તેમનો એક જાની મિત્ર એવીજ તાવથી મરણ પામ્યો હતો પણ તે વિષેબી તેમને ખબર નહિ હતી. એટલી બધી ઘેરના

માણસોએ સંભાળ રાખી હતી તે છતાં ઉપલી બાનુઓ મધેથી કોઇ આવતાંના વારમાં સપર પેહેલી વાત શરૂ કરતાં અને બોલવા માંડતી કે, "આજે સવારે કરેલવાડી તરફની પાયદસ ફરી પણ હું પાછળી ગમ હતી માટે સંભળાઇ નહીં, મરે તે કોણ હશે ?" આ સવાલ સાંભળતાંને વાર મારૂં તો પાણી આવ્યું કે જાણે ઓય તાપશી પૂરીને કહું કે, "હાજી, તે તો તમારા દિકરાનીજ" પણ જેમ તેમ કરી લોહીનો ગોટ ગળીને હું તો એક ખુણામાંજ મૂગી મરી રહી. સારાં ભાગ્યે ઉપલો સવાલ સાંભળતાંજ મારાં સાસુએ પોતાનાં નાક આગળ આંગળીની અશારત કરી પેલી બેઅકલી બોલનારીને ચૂપ કરી નાખી, પણ તેટલામાં પીલાઈ કાકી આવી લાગ્યાં અને તેવણુની પેહેલી ખબર એ હતી કે, "મુઇરે તાવની થતી, એ મરી ગેઇ કયાંથી ફુટી નિકળી. બિચારો ફલાનો ચીનો ગેઇ રાતના એક વાગતેનો ગુજર્યો જો." ફલાના ચીનાનું નામ જાણતાંજ મારા સસરા ઝપકીને ઉઠયા અને છૂપી ધાસ્તીથી તેમનો ચેહેરો વધારે ફિક્કો પડવા લાગ્યો.

આ પ્રમાણેનાં તાહેલાંથી દરદીના ઊપર કેવી માઠી અસર થવી જોઇયે તે હું મારી વાંચનારી બેહેનીઓનીજ મુનસફી ઊપર મેળું છું. પણ કારાંમાય તાહેલાંઓના એ પતપતારાનો મુખ્ય ઠપકો મારાથી ઘેંરના માટીડાઓનેજ આપ્યા વગર રેહેવાતું નથી. વગર ભણેલી, અભણ, વેહેમી, અને બેઅકલી બાનુંઓતો ઊપર મુજબનીજ વાતો ચલાવી શકે, તેઓ તરફથી ડાહપણની સારી વાત વગતની આશાજ રાખવી ફોકટ છે. પણ ઘેરના માટીડાઓને લાજમ છે કે

એવાં કારાંમ્નાય તાહેલાંઓને બનતાં સૂધી દરદીના ઓરડામાં એક ઘડીવાર પણ બેસવા દેવાં નહિ જોઈયે. કેટલેક સુધરેલે ઠેકાંણે દરદીના ઓરડામાં એવી કાકાતઉવીઓને જવા દેવામાં આવતી નથી અને તેથી તેમને પૂષ્કળ ગોસ્સો લાગેલો પણ મેં જોયો છે, તોપણ દરેક દરદીના બેશકુટુંબીઓએ એટલું ધ્યાનમાં રાખવું જોઇયે કે કાકાતઉવીઓના ગુસ્સા કરતાં દરદીના જાનની સલામતી વધારે અગતની ગણાવી જોઇયે.

---

## પ્રકરણ—૨૫.

## મારી "મેટ્રિકયુલેશન."

પ્યારી વાંચનારી બેહેનો ઉપલું મથાળું વાંચી અજબ થયા વગર રહેશે નહિ, કેમકે અત્યાર સુધીમાં "મેટ્રિકયુલેશન" ની પરિક્ષામાં પસાર થયલી માત્ર ગણુતીની બે ત્રણ પારસણ બાનુઓનાં નામો તેઓ જાણેછે એટલુંજ નહિ પણ તેઓ માત્ર આજ કાલની એ પરિક્ષામાં પસાર થયલી છે. હું જે જાતની પરિક્ષા માટે લખુંછુ તે પરિક્ષા પસાર કીધાને મને ઘણાં વર્ષો થયાંછે. એ એવી જાતની "મેટ્રિકયુલેશન" છે કે જે પસાર કીધા વગર દરેક અબલાનું જીવતર અકારત ગણાયછે. એ "મેટ્રિકયુલેશન" પસાર કરવાની સઘળી બાનુંઓની સરજત છે. હાલની "યુનીવરસીટી" હસ્તકની "મેટ્રિકયુલેશન" ની પરિક્ષા બાનુઓના બાબમાં માત્ર એક શણગાર તરીકે, એક શોભા તરીકે અને

એક આભૂષણ તરીકેજ ચાલી શકે. તે ઉપરાંત બાનુંઓને એ પરિક્ષાની કાંઈ ખાસ જરૂરજ નથી. એ પરીક્ષા વગર બાનુઓને નહિ ચાલી શકે એવું કશું નથી. પણ હું જે જાતની "મેટ્રીકયુલેશન" વિષે બોલુંછું તે પરિક્ષા પસાર કરવી એ કુલે ઓરત જાતનો ધર્મ અને ફરજ છે. કેળવણી, દોલત, મોટાઇ, દરજ્જો, અને દુનિયાદારીને લગતાં અનેક સુખો તમો ભોગવતાં હોવો, પણ અગરજો વીશ પચીશ વર્ષની ઉમર સૂધીમાં તમો એ પરિક્ષા પસાર કરી ન શકયાં તો ખાતરીથી માનજો કે તમે તમારી ફરજ ભૂલ્યાંછો, તમે તમારી નીરમાન થયલી સરજતને અટકાવી છે, તમે ભાગ્યશાળી નહિ પણ ખરાંજ કમનસીબ છો. એ "મેટ્રીકયુલેશન"ની પરિક્ષા તે કાંઇજ નહી પણ લગનને લગતી છે. અજબ જેવું છે કે હાલના કહેવાતા સુધારાના જમાનામાં મારી બેહેનીઓ એ ફરજ બજાવવામાં નહિ ઘટતાં કારણોથી ધીલ કરે છે. "ઊતાવળથી પરણી જન્મ સૂધી પસ્તાવાની" હું મારી બેહેનીઓને ભલામણ કરવા માંગતી નથી, પણ તેમજ છેક ઘણા કાબેલ, ઘણા કમાઉ, ઘણા બાહોશ ભર્થારો મેળવવાની ઉમેદમાં મારી સેંકડો બેહેનીઓ તીશ પાત્રીશ વર્ષવેર વાર જોતી બેસી રહે એ કાંઇબી રીતે પસંદ કરવાજોગ નથી. બાનુઓના બાબમાં ઘણાક બાહોશ માણસોનો ચોકસ અનુભવ છે કે વીશ વર્ષની આગમજ જેટલાં તેમનાં માગાં થાય છે તેટલાં ત્યાર પછીની ઉમરમાં થઇ શકતાં નથી. એ અનુભવ ઘણી દેખાવલી બાનુઓને લગતો નથી. તેવી બાનુઓ થોડીજ હોય છે અને તેમનો ઉઠાવ ગમે એટલી મોટી

ઊમરે પણ થઈ શકતો હશે. પણ હું જે બાનુઓ વિષે બોલું છું તે સર્વે સાધારણ દેખાવની બાનુઓ માટે છે, એવી બાનુઓએ જેમ બને તેમ વીશ અને પચીશ વર્ષની ઉમરની હદમાં પોત પોતીકી મેટ્રિકયુલેશન પસાર કરવી જોઇયે. મરદોએ એટલી ઊમરમાં કોઇ પણ ધંધોધાપે લાગી જવું જોઇયે એ જેટલું તેમને માટે અગત્યનું છે તેટલુંજ બલકે તેથી વધુ જરૂરનું બાનુઓ માટે એટલી ઉમરમાં પરણી જવાનું છે. વીશ વર્ષ પુરાં કરવાની આગમજ હું એ પરિક્ષા પસાર કરી "મેટ્રીકયુલેટ" થઇ તે માટે મારાં ધન ભાગ્ય સમજું છું, અને મારે માટે મારાં માબાપોએ મોટી મોટી લોભી આશાઓ રાખી નહિ તે માટે હું તેમનો આભાર માનું છું.

ત્રણ બેહેનોમાં હું સર્વથી નાની પેહેલી પરણી. મારા સસરા સાજા થયા પછી થોડેક દિવસે એક સારો દિવસ ઠેડવીને મારાં લગન નકી કરવામાં આવ્યાં હતાં. મારા પિતાજી વાંચનારી બેહેનીઓ જાણે છે તે પ્રમાણે સુધારાવાળા હતા એટલે તેવણને કશી પણ જુઠ્ઠી ધાંમધુમ કરવી નહિ હતી. તેવણે લગન માટે પોતીકુજ મુકામ પસંદ રાખ્યું હતું. મારા સસરાની મરજી "આલબલેસ બાગ"માં મોટી ધાંમધુમ સાથ અમારાં લગન કરવાની હતી અને તેથી તેવણને "આલબલેસ બાગ"જ લેવો પડયો હતો. મારા સુધરેલા પિતાજીને મનસે "આલબલેસ બાગ" જેવાં જાહેર મુકામો ખસુસ કરીને ગરીબ ગુરબાઓ માટે છે અને જેઓ વાડી બંગલે રેહેતાં હોય તેઓએ બનતાં સૂધી એવી સાહજવારીની મુબારક ર-

ચણુા પોતીકાંજ મુકામો ઊપર કરવી જોઇએ. લગ્ન જેવે શુભ દિવસે આખાં કુટુંબ સાથ પારકે મુકામે ઉતરી પડી પોતીકા વાહાંલાં મુકામને હાથે કરીને ઊજડ અને સુમસાન બનાવવાં એ મારા સુધરેલા પીતાજીના વિચાર મુજબ અપશગન જેવું હતું. સારાં ભાયગે ગીરગામનું અમારૂં મુકામ "આલબલેસ બાગ"થી ઝાઝુ દૂર નહિ હોવાને લીધે અમે અમારા મુંકામ ઉપર રેહ્યાં તે છતાં મારા ખાવિંદને એક મોટાં સાહાજન સાથ પરણુવા આવતાં ઝાઝી મુશ્કેલી નડી નહિ હતી.

અલબતાં લગન જેવાં ટાંકણાં ઊપર આખો દિવસ હું કેવી ખુશખુશાલ રહી હોઇશ તેનો વિચાર જેઓ પરણી ચૂકી હશે તેમનેજ માત્ર આવી શકશે. એકજ ચીજનો માત્ર મને સેહેજ અંદેસો હતો, તોપણુ તેબી પોતીકાં લગનની ખુશાલી આગળ કુચબીશાદ વગરનો હતો. એ અંદેસો મારા પોશાકને લગતો હતો. મારા આગળા સુધરેલા પોશાકને હું છેલ્લી સલાંમ કરી ચૂકી હતી. માથુબાંનુ માત્ર અરધાં આંગળથી ઊંચે બાંધવાની આદત પણુ ખુશી સાથ છોડી દીધી હતી. આગળા સઘળા પોલકાઓ રદ કરી અરધા સુધરેલા, અરધા અસલી ઢપના મારે "સાસરેની ફાશીનનાં પોલકાઓ" નવા તૈયાર કીધા હતા અને તેમાંનોજ એક સરસમાં સરસ પોલકો લગનને માટે તૈયાર રાખ્યો હતો. રેશમી મોજા તથા બુટને બદલે મખમલની સપાટથીજ મારે સંતોષી રેહેવું હતું. જીંકની કોર સાથની "લવંડર" રંગની કકરી ગાજની એક સુંદર સારી મારાં મેહેરબાંન માતાજીએ મારે માટે તૈયાર

કીધી હતી. એ પોશાક છેકજ અસલી ઢપનો નહિ હતો અને મેં પોતેજ તૈયાર કરાવેલો હોવાથી હું તે માટે ઝાઝી દિલગીર પણ નહિ હતી. વળી મારા વાહાલા પિતાજીએ ઘરેણા દાખલ અપાવેલું નાનું "લેડીસ વોચ", સુનેરી છેડો, બીલીયાંનતું એક એરીંગ, માણેકની એક વીટી, ઇત્યાદી જણસોથી હું તે દિવસે અતિ મઘન હતી, પણ એ સઘળી ખુશાલી ઉપર પાણી ફરે એવો બનાવ છેક લગનને વખ્તે બન્યો હતો. એ બનાવ લગનને વખ્તે મને શેશ ભરતી વેળાએ મારાં અસલી વિચારનાં સાસુએ પોતાને ત્યાંનાં કપડાં બદલાવાને લગતો હતો. ઘણું કરીને સઘળે ઠેકાણે પરણતી વેળાએ બાનુઓએ મહીરેનાજ કપડાં પેહેરવાનો ચાલ છે, પણ મારા અસલી વિચારનાં સાસુ જો કે બધી વાતે અસલીજ ઢપનાં હતાં તોપણ તેવણનો એ નવો ચાલ તેવણના કહેવા પ્રમાણે "તેવણના કુટુંબમાં બાપેદાદેથી ચાલતો આવેલો હતો." તેવણે સોગંદ ઊપર સોગંદ ખાઈ મને પોતાને ત્યાંનું કશી તરાંનું લાંબી બોંય સાથનું રેસમી વાસકુટ અને બાવાઆદમના સાલની અસલી ઢપની પોહોળી પતાક જેવી કસબી કોર સાથની કુંકાના રંગની દુચા જેવી ગાજની સારી બદલાવી. આ પોશાકમાં બરોબર હું એક વાણીયણી જેવી લાગતી હતી. મારી બીજી બેહેનો કલેજાં પકડી પકડીને હસતી અને જેમ જેમ હું તેઓને હસતી જોતી તેમ તેમ મારૂં પાકી આવતું. આખો દિવસ લગનની ઊલટમાંને ઉલટમાં હું હસી બોલીને મારાં માતાજીને મારા લગનની મેનીજમાં મદદ કરતી તેજ હું છેક પરણતી વેળાએ મોઢાં ઊપર મોટો થોબરો ચઢાવી

મનમાં સાસુને શેશ ભરતી, વાહાલા ભર્થારની પાસે પરણુવા બેઠી. મારો ચેહેરો રડમેશ થઇ ગયો હતો, મારાં માતાજી મારી ખુરસીની બરોબર પછવાડે બેસી મારા કાન ઉપર પડી ફુક મારીને મને દીલાસો દેવા લાગાં. તેવણુ તુર્તે મારી ગમગીનીનું કારણુ સમજી ગયાં અને પછવાડે બેસી મને એક તરફથી પંખો નાખતાં અને બીજી તરફથી હરસે તરેહવાર દિલાસાના બોલો કહેતાં. મારા સુધરેલા પિતાજી પણ તેવણુની જોડમાંજ ઉભા હતા અને તેવણુથીબી મારા પોશાક ઊપર હસી પડાયા વગર રહેવાયું નહિ.

લગનની પેહરાંમણીમાં સાધારણુ ધારા પ્રમાણેનાં કપડાંરૂપિયા ઈત્યાદી પેહરાંમણીઓ વિષે હું કશું બોલાવા માગતી નથી, પણુ મારે સાસરે ઘેરની કેટલીક સુધરેલી ઢપની પેહરાંમણીઓથી મને પૂષ્કળ અજાયબી લાગી હતી. એવી સુધરેલી ઢપની પેહરામણીઓ મધેની એક તો ખુદ મારા અસલિ વિચારના સસરા તરફનીજ હતી. તેવણે ઊંચી જાતની મખમલ, કચકડ અને સુંનામાં બાંધેલી એક કદમી ખોરદેહ અવસ્તાની કેતાબ ભેટ આપી હતી. હું પોતે શેહેનસાહી હતી પણુ કદમી ભર્થાર મેળવ્યા પછી મારે પણુ કદમીજ થવુ હતું એટલે આ ભેટ બંધબેસતી હતી. મારા દેરે પોતા તરફની પેહેરામણી દાખલ મને "સીંગરનો" એક કિમતી સીવવાનો સાંચો આપ્યો હતો. બીજા દેરે એક સુંદર વરકીંધબોક્ષ અને મોહું જોવાની એક મોટી વેલાતી ખાનાં સાથની ગોળ આરસી આપી હતી. મારા જેઠે લખવાના સઘળા સરનજામ સાથનો કિમતી બાક્ષ, મખમલના અસતરવાળો સીવ-

વાના સઘળા સરનજામ સાથનો એક નેતરનો બાસકેટ, અને લેડીઓને લાયકનો એક નાનો ચાંમડાંનો " બેગ " આપ્યો હતો. મારાં એક નણંદ પોતાના ધણી સાથ " માઉન્ટ અ-બુ" ખાતે હતાં તેવણે પોતાને તેમજ પોતાના ધણીને નામે એક ડ્રેસીંગ કેસ મોકલ્યો હતો જેમાં બાનુઓના શીંગારને લગતી સઘળી જણસો અનીથી તે પની સુધીની ગોઠવેલી હતી. જે નણંદ મુંબઇમાંજ હતાં તેવણે પોતે એસંસ સાથની ત્રણ બાટલીનો એક સુંદર બાક્ષ, તથા બીલોરની નાની ચાર બરની સાથનું રૂપેરી ક્રુએટસ્ટેન્ડ આપ્યું હતું. મારાં જેઠાંણીએ સોનાની એક લોકેટ આપી હતી જે ઉપર ઝીણા ઝીણા હીરા જડેલા હતા. બેઉ દેરાંણીઓંએ સાથે મળી એક કિમતી "બ્રોચ" આપ્યો હતો, અને છેલ્લે નવાઇ સરખી ભેટોમાં વાહાલા ખાવિંદ તરફથી બાનુઓને લાયકનાં સરસમાં સરસ ઈંગ્રેજી પુસ્તકોનો એક નાનો જથ્થો મળ્યો હતો, જે પુસ્ત-કોની ખુબી તેમના બાહેરના ભપકામાં નહિ પણ અંદરનાં લખાંણમાંજ હતી.

આવી રીતે ધામધુમથી હું પરણી ખરી, તોપણ લગનના આખા દિવસવેર મને બિલકુલ ખ્યાલ નહિ આવ્યો હતો કે તેજ દિવસ મારાં માબાપને ઘેરનો મારો છેલ્લો હતો. વાહાલાં માબાપને તે દિવસે હું છોડી જનાર હતી, અને જે બેહેનો સાથ હું હસી બોલી, મરાઇ પીખાઇને સાથે ઉધરેલી, અને જેઓ વગર મને ઘડી ઘણુ નહિ ચાલે તેમને પણ હવે હું છોડી જનાર હતી. તે વિષેનું પણ લગનની ઉલટમાં મને બિલકુલ ભાંન રહ્યું હતું નહિ. પણ છેલ્લે જ્યારે એકજ

વખ્તના આશીર્વાદ પછી મારાં માતપિતા અને બેહેનો મને "આલબલેસ બાગ"માં વરાવા આવ્યાં અને છેલ્લી કોટી પછી તેઓ એક પાછળ એક જેમ જેમ મને પૂછવા લાગ્યાં કે, "બેહેન શીલાં, કયારે આવશે, શીલાં બેહેન, આવજે જે, દિકરી શીલાં, અમે જઇયે છીયે કાંઇ કહેછે" તેમ તેમ મારી આંખો મધેથી ટપોટપ આસું વરસ્વા લાગ્યાં. મારા સુધરેલા પીતાએ સર્વેની હજુરમાં મને પેટમાં ચાંપી અને તેજ વેળાએ મારો દીઓ પાછો ભરાઇ આવ્યો મારાં વાહાલાં માતાજીએ મારૂં પાંખરૂં મારાં સાસુના હાથમાં મેલી તેવણુને કહ્યું, "લેવો માય, હવે એ તમારૂંજ બચ્ચું છે, જીવાડો તેબી તમે અને મારો તેબી તમે, મારી દિકરી ઉપર માયા રાખજો. દિકરી શીલા, હવે એવણુજ તારાં માતાસમાન છે, સુજી સમજીને સાસુના કહ્યાસર ચાલશે તો સુખી થશે." આ સખુનો સાંભળી મારી છાતી ભરાઇ આવવા લાગી. છેલ્લે મારે મહીરેનાં સઘળાં છેલ્લી કોટી કરી, દીલાસો દઇ, તરેહવાર સધિયારો આપી, માંરી ગમગીની વચ્ચે મને છોડી ગયાં અને હું સેંકડો બૈરાંઓ વચ્ચે એકલી અતુલી હોવું એમ મને લાગવા માંડયું. મારી બેહેનો અને મારાં માતાજીને મોઢેના "શીલા આવજે, શીલા કયાંરે આવશે, શીલા અમે જઈયેછ, શીલાં કાંઇ કહેછ" એવા સખુનો જેમ જેમ મને યાદ આવતા તેમ તેમ મને હાંફરો થઇ આવતો અને મારી આંખોમાં પાણી ભરાઈ આવતાં. ખુશાલી અનેગમગીનીનાં આવી રીતના સમાગમ વચ્ચે અંતે મેં મારી મેટ્રિકયુલેશન પસાર કીધી ખરી.

## પ્રકરણ—૨૬.

## ખાવિંદનો પોશાક, લગનના વેહેમો, આતશબેહેરાંમની બંદગી.

હું વીશ વર્ષની ઉમર સુધીમાં પરણીને "મેટ્રિક્યુલેટ" થઇ ચુકી અને તે માટે મને પુષ્કળ સહીમીતીઓ તરફથી મુબારકબાદીઓ મળવા લાગી. લગનની વેળાના મારા પોશાકની કાહાંણી હું દર્શાવી ચુકીછું, પણ મારા સુધરેલા, શીખેલા, ડાકટર થયલા ભર્થારનો પોશાક જોઈ મને ઘણો બળાપો લાગ્યો હતો. વાંચનારી બેહેનીઓ જાણેછે તેમ હું સુધરેલા પિતાને હસ્તક ઉછરી હતી અને તેથી મારા ભર્થારની લાંબી બાંહેનો અસલી ઢપનો ઘાઘરા જેવો જામો, રેશમી ગોલાબી રંગની ઇજાર, બેહા ઘાટની બાંધેલી પાઘડી, કપાળ ઉપર લાંબો સરેતા જેવો ટીલો, હાથમાં શીયાલ, નાળીએર તુરો ઇત્યાદી ચીજોનો ઢગ, ગળાંમાં ફુલોનો મોટો હારડો, ઇત્યાદી સઘળું અસલી ઢપનું જોઈ હું મનમાં વિચારવા લાગી કે એટલી બધી કેળવણી છતાં એવો આસીફાતરો વર મને કયાંથી મળ્યો? લગન પછી ઘણે લાંબે વખ્તે જ્યારે હું તેમને લગનના પોશાકની યાદ આપી ચીરડવવાં લાગી ત્યારે મારા આ વાહાલા ભર્થારે ધીરજથી મને સમજ પાડી કે તેમનાં માતપિતા બેઉ અસલી વિચારનાં હતાં, અણીથી તે પણીવેર પોતાની જીંદગીની શરૂઆતથી તે ખુદ તેમને માટે મારા સરખી મોહોરદાર મેળવી આપી તે સંધાને માટે

તેવણ પોતીકાં એ અસલી વિચારનાં માતપિતાના ઓસિયાળા હતા, તેમને એ અસલી રાહા રસમ પસંદ હતી એટલુંજ નહિ પણ તે ઉપરજ સારા માઠા સગન અને અપસગનનો તેમને મનસે આધાર હતો, એ સઘળું ધ્યાનમાં લેતાં આવે સપરમેજ દિવસે માત્ર સુધરેલામાં ખપવા ખાતર આવાં મેહેરબાન માતપિતાનાં મન ખાટાં કરવાં, તેમનો જીવ કુરાવવો, તેમને રંજીદાં કરવાં અને વળી તેઓ તરફ નાફરમાન થવું, એ કોઇબી રીતે મારા ગુસ્તાદને મનસે ખરા સુધારા જેવું લાગ્યું નહિ. તેવણે કબૂલ કીધું કે પરણતી વેળાની તેમની એ હાલત ઉપર તેમના ઘણાક સુધરેલા મિત્રો હસ્યા હશે, પણ એક ખરાં કદરદાન માતપિતા તરફની ફરમાબરદારી કરતાં સુધરેલા દોસ્તોની હસી વિષે તેવણને થોડીજ દરકાર હતી. વળી તેવણે મને લંબાણથી સમજ પાડી કે કપાળ ઉપરના ટીલા અને હાથ મધેનાં નાળિએરની કશી ફીલસુફી તેવણ સમજતા નહિ હતા, તે છતાં તેવણની ખાતરી હતી કે કપાળ ઉપર ટીલો કરાવ્યાથી અને હાથમાં કલાક આધ કલાકવેર એકાદ નાળીએર ઝાલ્યાથી જો તેવણ પોતીકાં વાહલાં માતપિતાને રાજી રાખી શકયા હોય તો તેમાં તેવણને પોતાને બિલકુલ નુકશાન નહિ હતું. આ બાબદ લખી ખામખા હું એ અસલી રેવાજોની હિમાયત કરવા માગતી નથી, અને તેમ કરવાની મારા વહાલા ભર્થારની પણ મરજી નથી. વાત માત્ર એટલીજ છે કે કેટલીક વેહેમી ગણાતી રસમોમાં અગરજો કોઈને પણ કશું નુકશાન થતું નહિ હોય, અને તે પાલ્યાથી કુટુંબનાં વડીલો સાથની સુલેહ અને સમાધાની

સચવાતી હોય તો માત્ર નામના સુધારાને બાહાંને માત્ર ઉછાછલાપણુંથી તેમાં ખલલ નાખવી નહિ જોઇયે. વળી મારા ભર્થારે એજ બાબદ વિષે ખુલાસો કરતાં મારી આગળ પોતીકા એક સુધરેલા મિત્રનો દાખલો રજુ કીધો—જે ખરેજ અભણુ, વેહેમી માણુસોના વેહેમને મજબુતી આપે એવાં શોકાતુર સાંતક્ને લગતો હતો. તેવણુના એક સુધરેલા મિત્રે પરણુતી વેળાએ કપાળ ઉપર ટીલો નહિજ કરાવાની હઠ લીધી હતી. એક તીસમાલખાં જુવાન્યાની બોંહોસ આગળ અલબતાં કોઇનું ચાલી શક્યું નહિ. પણ આ બનાવથી તે જુવાન્યાની અસલી વિચારની ઘણીજ વેહેમી સાસુને દિલમાં એવો તો ડાઘ લાગ્યો કે તે બિચારી લોકો આગળ પોતીકા ભોળાપણાથી એટલુંજ બોલી કે, “ એ વાય જીભરાયો શું મારી દિકરી સાથે નાતરૂ બાતરૂ કરવા આયો તો કે તીલો નહિ કરાવ્યો ? ” માઠા ભાયગે લગન પછી ટુક મુદતમાં પેલી પરણુનાર છોકરી બિચારી મરણુ પામી અને પેલી વેહેમી સાસુને મનસે પેલા નજીવા તીલાનીજ ખંસ્યા આજની ઘડી સુધી રહી ગઇ છે. તેવણુના વિચાર પ્રમાણે તીલા વગરનો તેમનો જમાઇજ તેમની હોવાઇ નવાઇની દિકરીનો જમ થઇને આવ્યો હતો. આવી અભણુ અને વેહેમી બાનુઓની વેહેમોને ઊત્તેજન આપવાની અમો માતી બઇએરની બિલકુલ મકસદ નથી. જો એ સઘળા વેહેમોને દૂર કરવા હોય તો તેનો ખરો રસ્તો પેટના દિકરા દિકરીઓની નાફરમાનીમાં નહિ પણુ જુવાન બાનુઓને વખ્તસર ઘટતી કેળવણી આપવામાં છે. અસલી વિચારની બાનુઓના વિચાર સુધારવાનું

નહિ બને તેવું છે, પણ અગરજો હાલમાં કેળવણી લેનારી સેંહેંકડો કુમારીકાઓને ઘટતી તબિયત આપવામાં આવશે તો વખ્ત જતાં જયારે તેઓ માતા અને મમાઈ બપાઇ થશે ત્યારે પોતાની મેળે તેઓ મધેથી સઘળી નકામી અને વેંહેમી રસમો નાબુદ થઇ જશે.

મારા કેળવાયલા ભર્થાર માતાપિતા તરફની તાબેદારીમાં જેમ કુશલ હતા તેમજ નિર્દોષ રમુંજ અને ઢોંગસોંગના પણ સોખીના હોવાથી બાનુઓનાં એક મોટાં ગુચરા વચ્ચે બેસી અમો લગન ખલાસ થયા પછી એકીબેકી રમ્યાં અને દહિકુમરાંની પણ તેવણે આનાંકાની કીધી નહિ.

એટલી ગમત પછી મારાં સાસું જમવા બેઠેલાં બૈરાંઓની મેનીજ કરવા પધાર્યા અને અમો નવું પરણેલું માટી બઇયેરનું જોડું રાતો રાત ખાધાની પણ આગમજ પગે ચાલીને બનાજીનાં નજદીકનાંજ આતશબેહેરાંમમાં સેજદો કરવાને ગયાં. કદમીના આતશબેરાંમમાં તે વેળાએ વગર નાહાન નાહાવે છેક આતશના પાતરાં આગળ જવા દેવામાં આવતાં નહિ હતાં, અને તેથીજ અમને પગે ચાલીને જવું પડયું હતું. વાંચનાર બેહેનીઓ, ખરૂં પૂછો તો એજ વેલાની ખાશેસ દિલની મારી પેહેલ વેહેલી બંદગી હતી. તેની આગમજ આતશબેહેરાંમ જો કોઇબીવાર જોયલું હોય તો તે કદાચ મારી ઘણીજ બચગીમાં હશે. મારાં સુધરેલાં મહીરામાં બંદગી તરફ હું એટલી તો બેદરકાર રેહેતી હતી કે કુસતી કરવાની ટુક બંદગી પણ લગભગ હું ભૂલી ગયલી હતી.

આતશબેહેરાંમમાં પગ મેળતાં માત્ર "યથા અશેમ" ભણીનેજ મેં મારી કુસતી કીધી, કેમકે "હોરમજદખોદાય," મને બરોબર યાદ આવી શકી નહિ, અને ત્યાર પછી "નામે ઇઝદ" સાથ કામ હોવાથી મેં તેની ઝાઝી પરવાહ પણ કીધી નહિ. પણ કુસતી કીધા પછી મારા ભર્થાર તો રાત દિસના ભણનાર ગણનાર હોવાથી ચોપડી લેઈને પરપરાત ભણવા લાગ્યા ત્યારે એક બીજી ચોપડી લેઈને મને પણ ભણવાની ફરજ પડી. ચોપડી લીધી તો ખરી પણ રાતના શું ભણવું અને દિસના શું ભણવુ તેની પણ બિલકુલ સમજ નહિ હોવાથી હાવન ગેહ તથા ખોરશેદ મેહેરની નિયાસ તતપપ કરી પૂરી કરૂં તેટલાંતો વાહાલા ભર્થારનું ભણવાનું પૂરૂં થયું અને અમોએ ગુઠણ માંડીએ પડી અરસપરસનાં સુખ માટે આતશના કેબલા પાસ નેક દુઆ ચાહી ત્યાંથી રૂખશદ લીધી.

આસરે દશ વાગતામાંતો "આલબલેસ બાગ" મધેથી ખાઇ જમી પરવારીને હું મારાં સાસુ સસરા અને ભર્થાર સાથ સાસરે સધાવી. પછવાડેથી બીજી ગાડીમાં મારાં દેરાંણી જેઠાંણી તથા નણંદ હતાં તેઓ આખે રસ્તે મોટે સાધે "વહુ આવી રે, વહુ આવી" તથા "બાવારે બાવા હું તો પરણીને આયો" વાલું ગીત ગાવા લાગ્યાં અને ઘેર આગળ આવી પોંહોંચતાં સાસુ ગોધીયારૂં કરીને ગાડી મધેથી પેહેલાં ઉતર્યાં અને મને તથા મારા ભર્થારને હોકમ કીધો કે ખબરદાર ઘેરમાં દાખલ થતાં ના, બાહારજ ઊભાં રેહેજો. એટલું કહી બોલ બોલતામાં તેવણે અમને દરવાજાના ઉંબર આગળ સાથે ઊભાં રાખી આછુંમીછું કીધું અને મારો હાથ ઝાલી

મારી પાસે જમનો પગ પેહેલા ઘેરમા મૂકાવી અમને દાખલ કીધાં. હું ધારતી હતી કે હવે સઘળી ક્રિયા ખલાસ થઇ હશે પણ નહિ, હજી એક વેહેમ બાકી હતો. સાસુ અમો માતી બઇએર બેઉનું એક એક હાથનું પાંખરૂં ઝાલી એક મસ મોટાં માતલાં આગળ લેઇ ગયાં અને અમને બેઉને તેમાં હાથ બોરવાને ફરમાવ્યું જયારે અમોએ તેમાં હાથ બોર્યા ત્યારેજ તેવણુના જીવને ચેન પડેલું જણાયું.

---

## પ્રકરણ—૨૭.

## પિતાજીની છેલ્લી શીખાંમણો—નવી વહુઓને લાયકની ત્રણ અગતની બાબદો.

પ્યારી બેહેનો,

એક કુમારીકા તરીકેની મારી જીંદગીનો હેવાલ હું આપી ચૂકીછું. હવે હું "મેટ્રિક્યુલેટ" થઇ ચૂકી એટલે મારી પરણેલી જીંદગીનો એક નવોજ પણ વધારે અગતનો તબક્કો શરૂ થાય છે. આ અગતના તબક્કાને લગતી એટલી બધી તો બાબદો લખવાની છે કે તેમને હું ભાગો તુટોબી ઇનસાફ કેમ આપી શકીશ તે માટે મને પૂબ્જ ગુંચવાડો ઉપજે છે. "મીસ બ્રેડન" યા "મીસ ઓસ્ટીન"ના જેવી પ્રખ્યાત સંસારી વાર્તા લખનારીઓના સરખી અગરજો હું

પણ કલમ ધરાવતી હતે તો હું એ કામ સરસરાત બજાવી શક્તે, પણ પ્રથમ તો વાર્તા લખવાનો મને બિલકુલ શોખ નથી. મને તેની માહીતગારીબી નથી, અને હું તે માટેનો કશો લોભ પણ ધરાવતી નથી. મારી વાંચનારી બેહેનીઓ માટે સંસારી વારતાઓનો કશી ખૂટ નથી, અને મારે લગતો આ હેવાલ લખવામાં મારી તેમજ મારા વાહાલા ભર્થારની મુલ મતલબ માત્ર એટલીજ છે કે સાધારણ અબળા તરીકે આપણને નડતી દરરોજની મુશ્કેલીઓ ડાહપણ અને અનુભવથી કેમ દૂર કરી શકાય, અને સાધારણ સંસારનો રસ્તો સલાહસંપજ અને સેહેલાઈથી કેમ સફલ કરી શકાય તેનો મારી નાકેશ શકતી મુંજબ ભાગોતૂટો પણ ખયાલ આપવો.

હસતી રમતી પરણીને હું મારા ભર્થારને ત્યાં પધારી ખરી, પણ તેની આગમજ મારા સુધરેલા પિતાજીએ છેક લગનનેજ દિવસે પોતાની પાસે બેસાડી એક કલાકવેર જે કીમતી બોધ આપયો હતો તે એક પિતા તરીકેની ફરજ દાખલ મને ઘણો અસુરેથી મળ્યો હતો, તોપણ તે નવી સાસરે પધારનારી બાનુઓના બાબમાં ઘણો અગતનો હોવાથી ટુકમાં તે અત્રે રજુ કરવાની રજા લઊંછું.

લગનને દિવસે સવારે નાસતા ઉપરથી ઉઠયા પછી મારા પિતાજીએ મને પોતાના લખવા વાંચવાના ઓરડામાં બોલાવી હતી અને જયારે હું તેવણુ પાસે જઈ લાગી ત્યારે મને પોતાની પાસે એક કોચ ઉપર બેસાડી તેવણુ એક હાથે મારો બરડો પસવારવા અને બીજી તરફથી બોલવા લાગ્યા કે "દિ-

કરી શીક્ષા, આજના દિવસની તું અત્રે માત્ર એક પહરાણી છે. હવે તું કયાં અને અમો કયાં ? માટે જો સાંભળ, પિતા તરીકે આવે પ્રસંગે મારે બે બોલ કેહેવા જોઈયે. પરણેલી નવી જીંદગીમાં હવે પછી તને ઘણું ઘણું નવું જોવાનું તથા શીખવાનું મળી આવશે, પણ તે સઘળાં વિષે અગમચેતી કરવાની કોઇ પણ માણસ જાતમાં તાકાદ નથી. હું જે કેહેવા માંગુંછું તે સાસરામાં સુખી થવાના માત્ર ત્રણ સાધારણ રસ્તા માટે છે. પેહેલો રસ્તો એ કે માબાપને તોલનાં સાસુ સસરાની બનતાં સૂધી તાબેદારી કરવી. તું જાણે છે કે માણુસ માણુસના વિચારો અને શોખોવચ્ચે મોટા ફરક હોય છે, અને તે એટલેવેર કે એકસરખી રીતે ઊછરેલાં, ભાઇ બેહેનો પણ સઘળી બાબદમાં એકમળતાં થઇ શકતાં નથી, તો પછી આજ કાલની એક જુવાંન કુમારીકા અને મોટી વયનાં બુઝોર્ગ સાસુ સસરાના વિચારો વચ્ચે ખુદરતી રીતેજ મોટો ફરક હોવો જોઇયે. પણ એ રીતના મતફેરમાં બુઝોર્ગ વયનું ડા[illegible]પણ, અનુભવ, અને અજમાયશને લીધે ઘણી વાર બુઝોર્ગોના વિચારો વાજબી હોત્રા છતાં તે બીનઅનુભવી જુવાંન માણુસોના ધ્યાનમાં ઊતરી શકતા નથી અને તેથી વારંવાર સંસારમાં મીનાકેશાઓ જન્મ પામે છે, જેમાં ખરો વાંક જુવાન માણુસોનોજ હોય છે. પણ વળી ઘણી વાર એમબી બને છે કે ગમે એટલા અનુભવ છતાં બુઝોર્ગો લાંબા વખ્તના વેહેમોને વળગી રહેલા હોવાથી તેમને જુંવાન માણુસોની નવી રાહારસમ પસંદ પડતી નથી અને તેથી જે મીનાકેશો જન્મ પામેછે તેમાં ખરી તકસીર બુઝોર્ગોનીજ હોય તે છતાં દુનિ-

યાની બદનામીમાં તો માત્ર જુવાન્યાઓજ વગોવાય છે. આવી બારીક હાલતમાં દુરઅંદેશી અને ડાહપણથી ચાલવાની જુવાન્યાઓને માથે એ ઘડી ફરજ આવી પડેછે. સાસુ સસરા ડાહપણવાળાં હોય યા વેહેમી તોપણ જેમ લશ્કરી ધારાઓમાં સંપૂર્ણ તાબેદારી અવશ્યની ગણાયછે તેમજ જ્યાંસૂધી સાસુ સસરાને આસરે દેહેવું ત્યાં સૂધી તો તેમની લશ્કરી ધારા પ્રમાણેની સંપૂર્ણ તાબેદારીમાંજ દરેક અબળાનું ખરૂં સુખ, શોભા અને સલાંમતીછે. એવીજ તાબેદારી માબાપ તરફની અગતની છે ખરી, પણ માબાપ તરફની તાબેદારીમાં જેબી કાંઇ કસુર થતી હોય તો તે તેઓના પોતીકાં ફરજંદો તરફની મોહોબતને લીધે સેહેલથી માફ થઇ શકે છે. માબાપો પોતીકાં ફરજંદો તરફ જે લાડ અને પ્રીત ધરાવે છે તેની ખુબીજ એવી છે કે જેથી ફરજંદોની માબાપ તરફની નજીવી કસુર ઢંકાઈ જાય છે, પણ તેવાં લાડ પ્રિતની સાસુ સસરાથી આશા રખાતી નથી અને એવા લાડ પ્રિત વગર ગમે એવી નજીવી કસુરો ઘણા મોટા આકારમાં તુર્ત માલમ પડી આવે છે. એટલા ખાતર દિકરી શીક્ષા, તને આગમજથી ચેતાવાની મારી ફરજછે કે એક બેટી તરીકેની ફરજમાં જ્યારે તું પછાત પડી હશે ત્યારે મેં તે પિતા તરીકે સેહેલથી માફ કીધું હશે, પણ તેવી આશા કદી પણ તું પારકાંઓથા રાખતી ના. વળી રાજીખુશીની તાબેદારીમાં જે ખાલેસ સુખ સમાયલુંછે તેવું સુખ આનાકાની સાથની તાબેદારીમાં મળવાનું નથી. સાસુ સસરાને બરોબર માતપિતા તરીકેજ ગણી જો તું તેઓની તાબેદારી કરવા માગશે, તો તેમાં તુંને એક જાતની

મોજ મળશે, તેમાં તું મજાહ મેળવશે, તેમાં તારાં અંતઃકરણને સંતોષ મળશે અને તેઓ તરફનાં હેશાંનથી તેમનું તારા તરફનું પ્રિત પણ વધશે, અને અંતે તું સુખીજ થશે. પણ એથી ઉલટી રીતે સાસુ સસરા તરફની તાબેદારીમાં જો તે પેહેલેધરથીજ આનાકાની કીધી, પેહેલેધરથીજ જો તે માટે તું "ફફરવા ચતકવા" લાગી તો ખાતરીથી માનજે કે સાસરેની જીંદગીમાં ડગલે ને પગલે તુંને અપજસ, તાણા તપલા, અને મેહેણાઓ સાંભળવા પડશે, અને એવી હાલતમાં ખાવિંદ તરફની પ્રિત છતાં તું એક ખરૂં સંસાર સુખ ભોગવી શકશે નહિ.

બીજી બાબદ પરણેલી જીંદગીમાં જે સંભાળવાની છે તે નણંદ, તથા દેરાંણી જેઠાંણીઓ સાથ સુજી સમજીને ચાલવાની છે. સુજી સમજીને ચાલવા ખાતર પેહેલી સંભાળ એટલી લેવી જોઇયે કે જે બેહેનીઓ સાથ આપણને એકજ ઘેરમાં વસવું હોય તેમની ગમે એવી કસુરો આપણને જણાતી હોય, તેમની રીતભાત આપણને નાપસંદ હોય, તે છતાં તે વિષેનો આપણો અભિપ્રાય બનતાં સુધી આપણી પાસેજ રેહેવા દેવો જોઈયે. પોતીકી નજર અને કાનો બેલાશક ખુલ્લા રાખવા, પણ કુટુંબની સુલેહ ખાતર જરૂરનું છે કે એકજ ઘેરમાં વસનારાં અતલગનાં ખેશીઓની ખરેખરી એબો હોય તોપણ તે ઉપર બનતાં સુધી ઢાંકણુંજ વાળવું અને આપણે પરાયાની એબો ઉઘાડવાની બદનામી લેવી નહિ. દિકરી શીલા, કદાચ તું એમ પૂછશે કે શું ત્યારે દેરાંણી યા જેઠાંણીની જે એબ હોય તે વિષે

ખરેખરૂંખી નહિ બોલીયે કે? પણ તે સવાલના જવાબમાં હું તનેજ પાછું પુછુંછું કે કોઇની ખરી એબખી ઉઘાડી પાડવામાં તને લાભ શું થનાર છે? લાભમાં લાભ માત્ર એટલોજ થશે કે તને તેવણ સાથ મીનાકેશો થશે, તમો વચ્ચે એકજ ઘેરમાં ધુરકા ધુરકી ચાલશે, તુંએ જો ખરી એબ ઉઘાડી હશે તો તેવણ તારી ખોટી એબો કાહાડવા માંડશે અને તેથી તને તારા બંચાવમાં વધુ ખોટી એબો પણ કાહાડવાની ફરજ પડશે, અને છેલ્લે સરવાલે તમો બેઉ વચ્ચેના મીનાકેશાથી આખાં કુટુંબનું સુખ લુંટાઇ જશે. ત્યારે સર્વેથી સલાંમતી ભરેલો રસ્તો એજ કે સર્વે સાથ હળીમળીને ચાલવું, જેની એબ જણાય તેની એબ તેનેજ સ્વાધીન કરી આપણુને જો તે વાંધા ભરેલી લાગે તો આપણે એટલીજ સંભાળ લેવી કે આપણાથી તેવાં એબિયલ કાંમો થઇ શકે નહિ. પારકાંની કસુર પછી તે ખરી હોય યા ખોટી, પણ તે વિષે વાદવિવાદ કરવાનું અગરજો પારસણ બાનુઓ છોડી દીયે તો હું ધારૂંછું કે પારસી સંસાર મધેથી ઘણીક નાલેસીઓ નાબુદ થાય અને ઘણાંક ઘેરો મધેના સંસારી મીનાકેશા ટળી જાય. નબળાં મગજની બાનુઓમાં પારકાંની નાલેસી ચલાવવાની શરૂઆત કેમ થાય છે તે વિષે પણ મારે તને પ્રથમથીજ ચેતાવવી જોઇયે. સાંભળ, જો તું જાણે છે કે તારે સાસરે બે દેરાંણીઓ, એક જેઠાંણી, અને એક નણંદ સાથ તારે વસવું છે. કદાચ તારી દેરાંણી જેઠાંણીઓને તારી નણંદ સાથ બાજતું નહિ હોય અને તે વિષે તું તો પેહેલેધરથીજ અંજાણી હોવી જોઇયે. હવે આ બે બોરડુ તરફથી જે બોરડુવાળી વધારે પોંહોંચેલી

અને મીંધી મશકલી હશે તે પેહેલેથીજ તને પોતાની તરફ હાથ કરી લેવાની તજવીજ કરશે. બાહેરનાં ખોટાં ડોળથી તે તને પોતીકા વિશ્વાશમાં લેશે, તારી ઊપર વધુ પ્રિત બતલાવશે, તને ભેટ શોગાત કરશે, અને છેલ્લે સરવાળે તારાં ભોળાં મન ઉપર એટલી બધી ખેરખાહીનો છાપ મારશે કે જેથી તું તેમની ઉઠાડેલી ઉઠશે અને બેસાડેલી બેસશે. દોસ્તીના આવા મકમ ગાંઠ પછી સાંમી ઓરડુવાળીઓની દરેક હીલચાલ, અને વાતચીત ઉપર તુંને જાસુસપણું ચલાવતાં શીખવશે, અને જો સાંમી ઓરડુવાળીઓ પોતીકી નાદાનીમાં તારી આ માનીતી સહી માટે કાંઇ માઠું બોલશે તો લાગલી તું તે માનીતી સહીની વધુ માનીતી થવા સારૂં મરી મીઠું ભભરાવીને તે વિષેની ખબરથી તેમને વાકેફ કરશે. તારી ખબરને આધારે તેઓ વચ્ચે નવેસરથી કંકાસ જાગશે, અને ખરૂં બોલું તો તે કંકાસનું મુળ તો તુંજ ગણાશે, માટે દિકરી શીલા, બનતાં સૂધી કોઇનીબી સાથે ઘણું ઘરૂપરૂ રાખતી ના, સર્વે સાથ એકજ નજરથી જોઈ એકસ રખી સભ્યતાથી ચાલજે, કોઈની ગમે એવી કિમતી ભેટ સોગાદને ખાતર તારૂં ડાહપણ અને સ્વતંત્રપણું ગુમાવતી ના, અને તને ખતીખતીને પારકાંની એબ બીટે ગમે એટલુંબી પૂછવામાં આવે તો બનતાં સૂધી બેઊ કાનો ઊપર હાથ મૂકી સાફ જણાવજે કે, "હું કાંઇ જાણતી નથી." સંસારી કંકાસનું મોહડું કાળું કરવા ખાતર કદાચ તું કોઇની એબ જાણતી હશે અને તે છતાં જો તે વિષે "ના કેહેશે" તો તેમાં પણ હું કહુંછું કે કશું પાપ નથી. બનતાં સૂધી કોઇની

એબ જાણુવા તથા શોધવાની તજવીજ કરતી ના. તારી હ.જુરમાં કદાચ કોઈની નિંદા ચાલતી હોય તો બને તો ત્યાંથી ખસી જજે, અને નહિ તો તે ઊપર ધ્યાન આપતી ના, અને કદી પણ તેમાં તાપસી પૂરવાની ભુલડાઇ તો કરતીજ ના. પારકાંની નિંદા ખાતર એકની સાથ ઘરૂપરૂ રાખી બીજાંઓ સાથ મીનાકેશો જગાડવાને બદલે સઘળાં સાથની મધ્યમસરની દોસ્તીમાંજ સંતોષ પાંમજે.

ત્રીજી બીના ધણી સાથ કેમ વર્તવું તે વિષે છે. પણ આજની કુમારીકાઓ પોતીકા ખાવિંદોને હાથ કરવામાં એટલીબધી તો કુશલ અને બાહોશ હોય છે કે તે માટે હું તુંને કાંઇ પણ ખાસ કેહેવાની અગત જોતો નથી.”

---

## પ્રકરણ—૨૮.

## સાસરાનાં ઘરના કામકાજનો અનુભવ.

પ્યારી બેહેનો,

પરણીને હું પેહેલ વેહેલી સાસરે રેહેવા ગઇ તે વેળાએ બીજેજ દિવસથી ઘેરના ઘસડબોરામાં પડવાની મને ધાસ્તી હતી, પણ મારાં મેહેરબાન સાસુજીએ નવી વહુ તરીકે મને નવ દિવસની મેહેતલ આપી હતી અને તેટલા અરસામાં દર રોજનું સઘળું ઘેર સંસારી કામકાજ માત્ર જોઇ લેવાની તે-

વણે મને ફરમાસ કીધી અને પોતીકી બીજી વહુઓ અને દિકરીને તાકીદ કીધી કે તેઓએ આગળ રહીને મને સઘળાં કામકાજની સમજ પાડવી. વારેવાર વીતાં બીજે દિવસે બુધવાર અને એક નેક રોજ હોવાથી મારાં વેહેમી સાસુને તે દિવસ ઘણો ભાગ્યશાળી લાગ્યો અને તેથી તે દિવસથી સઘળાં કામકાજમાં મારો પણ વારો પાડવાને તેવણે ઠેરવ્યું હતું. આઠ દિવસની આ મેહેતલમાં પેહેલે ઘરથીજ હું ઘણી ઉમંગથી સઘળું કામકાજ ધ્યાનમાં લેવા લાગી એટલુંજ નહિ પણ હાથે જાતે કામ કર્યા વગર તે થશે કે નહિં તે માલમ પડે નહિ એમ વિચારી વારા ફરતી સર્વે બેહેનીઓને હું મદદ લાગતી. માતપિતાની શિખામણો મારાં ધ્યાન ઉપર તાજીજ હતી, વળી સાસુ, નણંદ અને દેરાંણી જેઠાંણીમાં સારો વિચાર બેસાડવા તથા તેમનું પ્રિત મેળવવાની ઊમેદમાં દર રોજ હું કેટલું બધું કામ કરી શકતી તેનો જયારે હું વિચાર કરતી ત્યારે મને પોતાને પણ અજાયબી લાગતી. હરેક નવાં કામની શરૂઆતની ઊલટ એવીજ હોય છે. નવી ઉલટમાં ને ઉલટમાં જયારે હું કાછરો વાલીને કુવા મધેથી પાણી ખેંચતી ત્યારે મારી બેહેનીઓ મારા દેખાવ માટે હસવાના ભાવ પાડતી હતી. કુવામાં તાંમરી નાખ્યા પછી વાકું વળીને તાંમરી ભરાઈ છે કે નહિ તે કુવાની અંદર જોતાં મને ધ્રુજરાં ચડતાં અને બે હાથે કાંઇ પણ પકડયા પછી બે કદમ પાછળ હઠી માત્ર ડોકુંજ નીચું કરીને જયારે હું કુવામાં જોતી ત્યારે મારી દેરાંણીઓ ખરખર હસી પડતી. પણ તેમનાં હસવાની જરા પણ દરકાર કર્યા વગર ધીમે ધીમે હું હીંમતથી કુવા

મધેનું પાણી કાહાડવા શીખી અને તેમનીજ મીસાલ સરસ-રાત તાંમરી ઉપર તાંમરીઓ કાહાડવા લાગી. પાણી કાહા-ડવાના બાબમાં મારે આટલું જણાંવવું જોઇયે કે પેહેલે દિવસે મારાથી મોટી તાંમરી ખેંચી શકાઇ નહિ અને શરમમાંને શરમમાં ખરાબ નહિ લાગે એમ વિચારી તે ખેંચવા જતાં મારા નાજુક હાથો ઉપર દોરડાંના એવા તો સખ્ત કાપ પડયા હતા કે તે મધેથી માત્ર લોહીજ નિકળવાનું બાકી હતું. આ વેળાએ પાણી કાહાડવાની વારણ મારાં જેઠાંણીની હતી અને તેવણે પાણી કાહાડવાની મારી ઊલટ તથા કમશકતી જોઈ મોટી તામરીને બદલે એક નાની તાંમરી બાંધી આપી અને તેની મારફતે ધીમે ધીમે કાહાડતાં પાછળથી મોટી તાંમરી પણ ખેંચી શકવા હું લાગી.

એજ પ્રમાણે મારે સાસરેનાં બચ્ચાંને નહવાડવા ધોવાડ-વાનો ધારો કાંઇ અજબ જેવો હતો. સૌ સૌ માતા તરીકે પોત પોતાનાં બચાંને નહવાડે ધોવાડે એવો ધારો ઘણાખરાં ઘેરોમાં સાધારણ હોય છે. પણ મારાં સાસુનાં ધારા પ્રમાણે સઘળાં બચ્ચાંઓની એ મેનીજ માટે પણ વારા પાડેલા હતા. એ ધારા વિષે એકવાર ખુલાસો પૂછતાં મારાં સાસુએ કહ્યું કે, "જોની માય, બોલતી ઓવરાંઊ મારી વહુ દિકરીઓ બચરવાલ થાય ત્યાર પછી બચ્ચાંની માવજત કરતાં શીખવા જાય તે તો મને મુદલબી પસંદ નથી. એવી માહીતગારીઓ બેરાં માણસને આગમચથીજ રાખવી જોઈયે. વલી બચ-રવાલ માયોને ઘેરનાં બીજાં વહીતરાં મધેથી છટકી જવાનું-બી એ એક મજબુત કારણ છે કે અમે અમારાં બચ્ચાંનું

કરીયે કે ઘેરનું કરવા આવીયે ? ત્યારે સર્વેથી સેહેલો રસ્તો-જ એ કે બચ્ચાંની માવજતનાબી વારા પાડયાથી જેઓ માતા થવાની હોય તેઓ પણ માતા તરીકેની ફરજ શીખતી આવે. માયોથી બચ્ચાંની જતનને બાહાને કામકાજ મધ્યેથી છટકી જવાય નહિ અને વળી લાડ લડાવનારી માયોને હાથે બચ્ચાં બેખત અને તોફાંની થવાથી બચે.” સાસુની આ ફિલસુફી મારાં ધ્યાનમાં બરોબર ઊતરી નહિ. હું મનમાં વમારવા લાગી કે પોતીકી માતાના સરખી જતન શું પારકી માતા-ઓથી લેવાતી હશે ? પણ મુરબ્બીને તોલનાં સાસુ સાથ તક-રાર કરવાને બદલે લશ્કરી કાયદા પ્રમાણે તેવણ તરફ સંપૂ-ર્ણ તાબેદારી બતલાવવાની મને આગમજથી શિખામણ મ-ળેલી હતી એટલે આપણે “હાજી બરોબર છે” એટલું બોલી ખાંમોશજ રહ્યાં. મારી જેઠાંણીને ત્યાં ચાર છોકરાં હતાં જે મધ્યે સર્વેથી મોટાંની ઊમર સાત વર્ષની હતી. એક દેરાંણી પાસે ત્રણ, અને બીજી પાસે માત્ર હાથમાં એક ચુચીજ હ-તી. ઘેરમાં આટલાં બચ્ચાં છતાં એક આયા કે તેમને માટે-ખાસ રાખેલાં એક માણસના પણ વાખા હતા. જે માતાઓ માત્ર હાથ મધ્યેનાં એકાદ બાળકની પણ સંભાળ લઇ શકતી નથી અને જેમને આયા વગર ચાલતું નથી તેમને અજબ લાગ્યા વગર રેહેશે નહિ કે એટલાં બધાં બાળકોની વારા ફરતી સઘળી બેહેનીઓથી કેમ સંભાળ લેવાતી હશે ? મે મારા જનમમાં પણ વર્ષ દહાડાની અંદરનાં બાળકને મારા હાથમાં લીધેલું ન હતું. નાનાં બાળકોની હું શોખીન હતી ખરી, પણ જો તેઓ ઘણાં ખુબસુરત અને ઘટમદાર ચેહે-

રાનાં તથા બે ત્રણ વર્ષની ઉમરનાં હોય તોજ હું તેમને હાથમાં લેતી, ખોલા ઊપર બેસાડતી, બોકીઓ લેતી અને રમાડતી, અને નાનાં બાળકોને જો રમાડવાં પડતાં તો મરતાં સૂધીબી હું તેમને મારાં હાથમાં લેતી નહિ હતી. નાનાં બાળ-કોને હાથમાં લેતાં તો મને મુદલ આવડતું નહિ હતું. આવી મારી હાલતમાં બાળકોને નહવાડવા ધોવાડવા વિષે મને પૂ-ષ્કળ ધસ્કો પડવા લાગ્યો. એક તો હાથમાં લેતાં સુગ લાગે તેવાં કાળાં બીલાડાં જેવાં બાળકો. બીજુ તો વળી એક ઘડી બરોબર થોભે નહિ એવાં અતકચાલાં અને રડી તવલીને ભેજું ખાઈ જાય એવાં દાધાંબરીયાં, ત્રીજું તો મને મુદલ લેતાં અને પકડતાં આવડે નહિ, ચોથું તો કોઇ મદદ કર-નાર નહિ, અને એવી મુસ્કેલીઓ વચ્ચે એ સઘળાં બાળકે મારે મનસે તો મોટી પીડા જેવાં લાગ્યાં. વળી માત્ર ધરઘર પાણી નામી તેમને ઓહોવાડવાનાં હોય તો ધુળ વાળી, પણ અસલની રીત પ્રમાણે છેક નાના બાળકોને બેઊ પગ ઊપર નાખી તેલ, ઘી, ઈત્યાદી ચીકાશો તેમના નાખ, કાન, માથ ઇત્યાદીમાં પચાવીને નહવાડવાનાં. બીજાં સઘળાં કામકાજ કરતાં એ કામ ઉપર હું સર્વેથી વધું ધ્યાન આપવા લાગી બે ત્રણ દીવસ તો માત્ર તેમને હાથમાં બરોબર પકડતાં શી-ખવામાંજ ગયા. આસ્તે આસ્તે પછી હું તેમને કપરાં બદ-લાવા લાગી. રફતે રફતે નહવાડવાનું પણ મેં શરૂ કીધું. ઘી, તેલ તથા એડયું પણ કાંન, માથાં તથા પેટ ઉપર ચોલી ચોલીને ફુલ જેવાં બાલકોને નહવાડતાં શીખી પણ તે સઘળુ

આજે જેટલું સેહેલ લાગે છે તેટલું કરી બતાવવામાં સેહેલ નહિ હતું. એ સઘળું બરાબર શીખતાં ત્રણ માસ લાગ્યા હતા.

મારે સાસરે રાંધવા સીધવાનું પણ હાથે જાતેજ કરવાનુ હતું. બબરચી કે ઊપરના માણસની પણ જાત ન હતી. એ કામ ઘણા શોખ અને ઊલટથી હું શીખી ખરી, પણ ચાલુ ધુમાડાથી પેહેલાં મારી નાજુક આંખ બિગડવા લાગી. રફ્તે રફ્તે ટેવ પડયા પછી આંખની અડચણ પણ દુર થઇ અને હું વિચારવા લાગી કે સારૂં થયું કે આંખની અડચણને બાહાને મેં રાંધવાં સીધવાનુ છોડી દીધું નહિ હતું.

સર્વેથી કંટાલા ભરેલું અને નજીસ કામ વાસણ ઊજારવાનું અને કચરો પુજો કાહાડવાનું હતું. કલાકના કલાકવેર મોરીની સરદીમાં ઊઘાડા પગે બેસીને વાસણ ઊજારતાં મને ટાઢનાં લખલખાં ભરાઇ આવવા લાગ્યાં અને વાંકુ વળીને ચાલ તથા ઓરડાઓનો કચરો કાહાડતાં કમરના બારેબાર વાગી જતા. અંતે આ બે મુસ્કેલીઓનો પણ રસ્તો કીધા વગર મારાથી રેહેવાયું નહિ. એક જુની પુરાંણી સપાટ સાથેજ પગ ભીનાય નહિ એવી રીતે બેસીને હું વાસણો ઊજારવા અને ધોવા ધાવા લાગી તથા મારા વાહાલા ખાવિંદને પતાવી સતાવી ઊભાં ઉભાં કચરો વારી શકાય એવી નવી જાતની લાંબી સાવરણી મારે સાસરે દાખલ કરાવી. સુધરેલી ઢપની આ નવી જાતની સાવરણીથી મારી દેરાંણી જેઠાંણીને પણ એટલું બધું સુખ થયું કે તેઓ સર્વે મારો આભાર

માનવા લાગી અને કચરો કાહાડવાનું જે એકવારનું કંટાલા ભરેલું કામ હતું તે સર્વેને માટે રમતના જેવું સેહેલ થઇ પડયું.

ઘેરને લગતું કામકાજ શીખવા ખાતર મને મારાં સાસુએ નવ દિવસની મેહેતલ આપી હતી, પણ ઉપર મુંજબનાં સઘળાં કામકાજ બરોબર હું બજાવી શકું એવી રીતે શીખતાં મને ઘણાક મહિનાઓ લાગ્યા હતા. નવ દિવસની મેહેતલમાં તો માત્ર ભાગું તૂંટુ શીખ્યા પછી વારોવારને દિવસે હું મારે મહીરે ગઈ અને ત્યાંજ સંસારી અડચણને લીધે રેહેવું પડ્યાથી આપણે મનસે તો જાને ખોદાયજીજ મળ્યા. વારા પ્રમાણે કામકાજમાં પડવાનો સાસુએ ઠેરવેલો દિવસ તો પાછો હવામાં ઉડી ગયો અને જે પાંચ સાત દિવસ મહીરેની મોજના નવા મળ્યા તે ઊપર સુગરાંના કરી આપણે ત્યાંજ થબી રહ્યાં.

---

## પ્રકરણ—૨૯.

## મારી બેરડાઇ તથા નાદાની—અને તેમનું વરસ દહાડાનું પરિણામ.

પ્યારી બેહેનો,

ઈંગ્રેજી ભાષામાં એક કેહેવત છે કે માણસની જે આદત હોય છે તેજ તેનો બીજો ખવાસ થઇ પડે છે. આ કિમતી કેહેવતનો ખરો ભેદ મારી ગુજરાતી વાંચનારી બેહેનીઓને સમજાવી શકવો મુશ્કેલ છે. જ્યારે પેહેલવેહેલી હું ઈંગ્રેજી

ભાષા શીખી હતી ત્યારે એ કેહેવત ઘણી વાર મેં સાંભળી હતી પણ હું પોતેબી તેનો ખરો અર્થ બરાબર સમજી શકી ન હતી. રફતે રફતે જયારે ઘણીક નાપસંદ અને કંટા લ ભરેલી ચીજોની માત્ર ફરજને સર મને આદત પડવા લાગી ત્યારેજ માત્ર ચાલુ આદતને લીધે તેજ નાપસંદ અને કંટાલ ભરેલી ચીજો મનપસંદ અને શોખના જેવી સેહેલ થઇ પડ ત્યારેજ હું ઉપલી કિમતી કેહેવતનો અર્થ સમજવા લાગી. વાંચનારી બેહેનીઓ જાણે છે કે ઘેરબારને લગતાં કામકાજ અને ઘસડઓરાનો મને પેહેલવેહેલાં કેટલો બધો કંટાળો હતો. મારે મનસે તે એક નાપસંદ વહીતરૂંજ હતું. મહીએરની જીંદગીમાં હું તદન તે વિષે બેખબરી અને બીનવાકેફ હતી. પણ સાસરે પધાર્યા પછી મારાં માનવંત સાસુજીની તાબેદારી ખાતર મારી બેહેનીઓને તેજ વહીતરાંમાં જીવ પટકીને રગડાતી જોઇ, ગમે એવાં કંટાલા ભરેલાં અને નાપસંદ વહીતરાંમાં પુષ્કળ આનાકાણી અને અનમન્યા જીવ સાથ મને માથું મારવાની ફરજ પડી. શરૂઆતમાં એ વહીતરૂં મારે મનસે પાહાડ જેવું ભારી હતું જીવ ઉપર છરી ફરે એવું તે અકારૂં હતું. એ રીતના ઘસડઓરામાં રગડાઇ રગડાઇને હું મરી જઈશ એવી મને પેહેલેથીજ ધાસ્તી હતી. પણ નહિ, લાંબા વખતના પાકત અનુભવ પછી દાનાવોએ જે કેહેવતોને દુનિયામાં ચાલુ કીધેલી તે કાંઇ તદનજ તકલીદી અને ખોટી હોય નહિ ગમે એટલી આનાકાંણી અને કંટાલા છતાં જેમ જેમ હું એ સંસારી વહીતરાંમાં રગાડવા લાગી તેમ તેમ પેહેલો ફાયદો તો મને એ થયો કે જયાં રગડાઇ

રગડાઈને મરી જવાની મને ધાસ્તી હતી ત્યાં સામી હું વધારે મજબુત, અને તંદરોસ્ત થવા લાગી. વળી જે કામો પ્રથમ પાહાડ જેવાં મુશ્કેલ લાગતાં હતાં તે રફ્તે રફ્તે એટલાં તો સેહલ થઇ પડયાં કે જાણે રમતી રમતી તે સઘળું કામકાજ બજાવી શકું. કામકાજને લગતી એટલી સેહેલાઇ મેળવ્યા પછી તે માટેના ધિક્કાર અને કંટાલાએ શોખ અને મોજની જગો લીધી અને છેલ્લે ઘેર સંસારી કામકાજની ચાલુ આદત મને એટલી તો પ્યારી, મન પસંદ, અને મોજના સરખી થઇ પડી કે કોઇવાર માંદગીને લીધે યા મહીરે પધાર્યાથી એવાં કામકાજની અગત પડતી નહિ ત્યારે મારે મનસે લાંબો દિવંસ પસાર કરવો ઘણો બીકટ અને કંટાળા ભરેલો લાગતો. સંસારી કામકાજ વગર જીવને બેચેની થઇ આવતી, તે વગર જીવ તલપાપડ થતો, હાથ પગ ભારી ભારી અને જડ થઇ જતા, અને આખું દિલ ભારી તથા ઉદાસ રહેતું. આટલાં ઉપરથી પ્યારી બેહેનો જોશે કે, માણસ જાતની આદતને બીજા ખવાસનું નામ આપેલું ખોટું નથી.

આદત માણસનો બીજો ખવાસ છે ખરો, અને તે વિષે આજે લખવું બહુ સેહેલ લાગે છે પણ તે આદત પાડતકેવું પાકીને પલેથર થયું હતું, અને મારી નાદાનીને લીધે ઘેર સંસારી કામકાજને સેહેલ બનાવાને બદલે હાથે કરીને મેં શી રીતે મુશ્કેલ બનાવ્યું હતું તેનો વાંચનારી બેહેનીઓને ખ્યાલ આપ્યા વગર હું મારો હેવાલ સંપૂર્ણ ગણી શકતી નથી. ગઇ વેળાએ જણાવ્યા મુજબ મારાં સાસુએ આપેલી આઠ દિવસની મેહેતલ સુધીમાં જ્યારે થોડું ઘણું કામકાજ

માત્ર હું ધ્યાનમાં લઇ શકી તેટલાં સંસારી અડચણને લીધે પાછી મહીરે રોકાઇ પડી અને આઠ સાત દિવસના ગાળા પછી પાછી જ્યારે સાસરે પધારી ત્યારે પાછું મને તે સઘળું કામકાજ નવેસરથી શીખવું પડ્યું. એજ પ્રમાણે માત્ર ઘર સંસારી કામકાજની આનાકાનીને લીધે વારંવાર નજીવે બાહાંને મહિનાના પંદર દિવસ પાછી મહીરેજ ઉતરી પડતી. મારાં અસલી ઢપનાં સાસરાંમાં સર્વે રીતની ચોખ્ખા પાખ્ખાઇ ચાલતી હતી. પણ મારા તો મહીનાના પંદર સત્તર દીવસ મારે મહીરેજ બોલ બોલતાંમાં નિકળી જતી. વળી બાવાની સ્યાલગીરી, બેહેનોનું વરસ, માતાજીને ગમે એવી નજીવી માંદગી ઇત્યાદી ઇત્યાદી કાંઇ પણ બાહાનું મળતાં શીરીન-બંદીને સાસરેના ઘસડબોરા મધેથી નીકળી જતાં વિલંબ લાગતો નહિ. આવાં આવાં બાહાનાઓ કાહાડી જ્યારે હું મહીરેની મહીરે પડી રેહેતી ત્યારે મને તે વેળાએ તો બહુ મજાનું લાગતું પણ તેથી ઘર સંસારી કામકાજ જેવુંને તેવું મુશ્કેલનું મુશ્કેલજ થઇ પડતું અને તે માટેની કશી સેહેલાઇ જણાતી નહિ. છાતી ઉપર જાણે કેવો એક પથ્થર હોય તેમ હરવેળાએ સાસરે પધારતી વેળાએ ભારે ફિકર અને ચિંતા લાગતી અને વળી વાહાલા ભર્થાર સાથ પરણેલી જીંદગીનો એખલાસ વધવાને બદલે વારંવારના એવા જુદાપાથી અમો બેઉ એકબીજાં તરફ જેવી જોઇયે તેવી દીલસોજી ધરાવી શકયાં નહિ. વાહાલા ભર્થાર કોઇકોઇવાર મને એ રીતના જુદાપા માટે શિખામણો આપતા, કોઇવાર મારા ચેષ્ટા કરતા, કોઇવાર કામકાજની આળસાઇનું ખરૂં કારણ સમજી જઇ

મીના વતીક મારતા પણ તે ઉપ્રાંત તેઓ મારા વિષે ઝાઝી દરકાર કરતા નહિ. તેઓ પોતીકા ધંધા અને તેને લગતા અભ્યાસ ઊપર એટલા બધા તો રોકાતા કે તેમને મનસે બાયડી સાસરે રેહે કે મહીરે તે બેઉ એકસરખું હોય એમ મને તે વેળાએ લાગતું. આવા ઢંગધડા વગરની હાલતમાં એક વર્ષ નિકળી ગયું અને તોપણ જે સંસારી કામકાજમાં માત્ર ત્રણ માસની મુદતમાં કુશળ થવાય તે જેવુંને તેવું એક વર્ષ પછી પણ શીરીન મડમની બેરડાઇ તથા નાદાનીને લીધે મુશ્કેલનું મુશ્કેલજ રહ્યું.



## પ્રકરણ—૩૦.

## મારી વર્ષગાંઠની વાહાલા ભર્થાર તરફની કિમતી ભેટ.

પ્યારી બેહેનો,

સાસરેથી મહીરે અને મહીરેથી સાસરે દર માસ ધકેલા ખાતાંખાતાં છ માસ વહી ગયા અને તેટલા અરસામાં મારા વાહાલા ખાવિંદના બોલોમાં જો હું બોલું તો પરણવાને લગતી તેમની સઘળી ઊમેદો ધુળ મળી હતી. તેઓ એક મચી ગયલી ઘરાકીવાળા વૈદ હતા અને તે ઉપ્રાંત જેઓ કાંઈ ફુરસદનો સેહેજસાજ વખત મળતો તે તેવણ ખાંનગી

અભ્યાસ ઊપર ગુજારતા. આખા દિવસમાં તો એવી ફુર-સદની આશાજ રાખેલી ફોકટ, પણ રાત રાતના મોડે સૂધી અને નહિ તો બામદાદમાં ત્રણ યા ચાર વાગતામાં ઊઠી તેઓ પોતીકા ખાંનગી અભ્યાસ ઊપર લાગી જતા. આ અભ્યાસ એકજ જાતનો ન હતો. એક તરફથી વૈદાંને લગતા યુરોપના ચાલુ સુધારા અને વધારા ઉપર તેઓ બારીક દેખરેખ રાખ-તા અને "લેનસેટ" તથા "મેડીકલ જરનલ" જેવાં પત્રો તેવણ ચિપીચિપીને વાંચતા. બીજી તરફથી પોતીકી ઘરા-કીમાં અનુભવેલા અશાધારણ "કેસો" ઉપર નિબંધો લખી વૈદાંને લગતાં મંડળમાં વાંચી સંભળાવતા અથવા વૈદાંને લ-ગતાં પત્રોમાં પોતાંને ખરે નામે છપાવતા હતા. એ સઘળામાં તેમણે મારી મદદ ઘણી જોઇતી હતી. તેમના ઈંગ્રેજી અને ગુજરાતી અક્ષરો તદન મેહેરજીભાઇ હતા, જે પારકાને તો બીલકુલ ઊકલી શકતા નહી પણ પોતાને પણ ઊકલાવા ભારી પડતા હતા. તેઓ પેહેલેથીજ જાણતા હતા કે હું ઇંગ્રેજી સારૂં જાણુતી હતી અને તે ઉપરથી તેમને પૂરેપૂરી ઊમેદ હતી કે કાંઇ નહિ તો હું તેમનાં લખાણો અને નિબંધોની સારા અક્ષરે નકલ કરી આપીશ અને તે ઊપરાંત તેમને બીજી ઘણીક રીતે મદદ લાગી શકીશ. વળી મોટી ઘરાકી સાચવતાં અને આટલો સખ્ત અભ્યાસ ચાલુ રાખતાં ઘેર સંસારી ફરજો ઊપર પણ તેઓથી બિલકુલ ધ્યાન આપી શકાતું ન હતું. બજાર હાથ બીજા ભાઇઓ અથવા સસરા પોતે જાતે કરતા. લાકડાં, ઘી, અનાજ ઈત્યાદી વસતુઓ પણ બીજા ભાઇઓજ લાવી આપતા, અને મારા વાહાલા "ગુ-

સ્તાદ" બાપ માને મદદ થતા તો ડોસા થયા પણ તેઓથી પોતાનાં કપરાંચપરાં ઊપર પણ જોઈતું ધ્યાન આપી શકાતું નહિ હતું. જયારે નામની ઘરાકીવાળાં બીજા ડાકટરો ત્રીમ ત્રાક પોશાક સાથે ફરતા ત્યારે મારા વાહાલા ખાવિંદના ડગલા પાટલુનનું પણ ઠેકાણું ન હતું. જુનાં પૂરાંનાં અને ફાટાં તુટાં કપડાંની તેઓને કશી મોટાઇ ન હતી. એકનોએક ડગલો તેવણ વરસોનાંવરસો સુધી ચલાવતા અને તેમનાં કેટલાંક મશ્કેરાં ઘરાકો તેઓ સાથ મજાક પણ કરતાં કે "ડાકટર આએ ડગલાની કેટરમી દીવાલી થઇ." મારા વાહાલા ખાવિંદની પોશાક સંબંધી આ બેદરકારી માટે અગરજો વાંચનાર એમ વિચારશે કે તેઓ કન્જુસ હશે તો હું કહુંછું કે એમ ધારવામાં મારી બેહેનીઓ ભૂલ કરશે. પોતીકા પોશાક માટે ઇંગ્રેજી દુકાનોપર જઇ એકના પાંચ ખરચવાનું ઉદાઊપણું તેમને પસંદ નહિ હતું અને ગામઠી કાપડયાઓની ખોટી તીકતીક અને માથાઝીક સાથ કલાકો ગુમાવાની તેઓ પાસ જોગવાઈ ન હતી. મારાં લગનની આગમજ તેમના પોશાકનો સઘળો આધાર તેમનાં માતાજી અને બેહેનો ઊપર હતો. તેઓ આડું અતારૂં અસલી ઘપનું જેબી કપડું ચપડું પેહેરાવતાં તે મારા ભણેલા ભર્થાર મુગે મોંઢે પેહેરતા હતા. લગન પછી એ ફરજ મારે માથે આવેલી વિચારી સાસુ તથા નણંદ એ બાબદમાં અતરંગ થઇ ગયાં અને તેથી મારા વાહાલા ભર્થારની પોશાક સંબંધી હાલહવાલી સામી વધી ગઇ, કેમકે મરદોને લાયકના પોશાક માટેની મને બિલકુલ સમજ નહિ હતી અને બીજું તો એ કે દર માસમાં દશથી પંદર દિવસ પણ પગ ઠેરવીને હું સાસરે રેહેતી

ન હતી. એક શીખેલી અને સુધરેલી બાનું તરીકે મારા વાહાલા ખાવિંદનો ગામડયા સહી પોશાક જોઈને મને પુશકલ બલાપો થતો, એજ કારણુસર તો હું તેઓ સાથ ફરવાહરવા જવાને પણ લજવાતી, પણ તેનો ઊપાય કરવાનું જે મારાજ હાથમાં હતું તે હું કરી શકી નહિ.

પરણેલી જીંદગીના એ પ્રમાણેના છ માસના અનુભવ પછી મારા વાહાલા ખાવિંદે જોયું કે પરણેલી જીંદગીનું જે ખ્યાલી બેહેસ્ત તેઓએ મનમાં વિચારી રાખ્યું હતું તે તો માત્ર હવા ઊપરના કિલ્લા સરખુંજ હતું. તેઓએ મોંઢે ચહડીને ઘણીવાર ઉપલાં કામો માટે મારી મદદ માગી હતી. તેમના અભ્યાસમાં જયારે તેઓ મારી પાસે નકલો કરાવાની મદદ માગતા ત્યારે હું કોઇ પણ વાર ના પાડતી ન હતી, પણ એકાદ નિબંધની નકલ કરવા સારૂ શરૂ કીધા પછી દસવાર તે અધુરી રાખી મહીરે પધારતી અને એટલી ધીલમધાલાથી વાહાલા ખાવિંદને નહિ પરવરીયાથી તેઓએ કહ્યું કે, "નહિ શીલા તારી એવી મદદ વગર ચાલશે" અને આખરે તેઓને એક હિંદુ મિત્રને દર માસે પાંચ રૂપિયા આપી સાંજ સવાર એ કામ માટે રાખવો પડયો. આ હિંદુ મિત્ર એક વેપારીને ત્યાં નોકરી હતો અને સાંજ સવાર પોતીકે ઘેરથી વાહાલા ખાવિંદના લખાંણોની નકલ કરી લાવી આપતો હતો. પોશાકના સંબંધમાં કાંઇ પણ મદદ કરવાને બદલે સાંમી હુંજ મારા ખાવિંદ સાથ ચિથરાં ફાડતી હતી. તેમના જીઠરાપીઠરા પોશાક માટે જયારે હું તેઓ સાથ ચિથરાં ફાડતી ત્યારે તેઓ મને માત્ર એટલુંજ કહેતા કે "વાહાલી શીલા એ કામ તમો

બઇરાંઓનું છે. લગન આગમજ માતાજી જેબી તયાર પોશાક પેહેરાવતાં તે હું પેહેરતો અને લગન પછી અગરજો માતાજીની એ ફરજ ખલાસ થઈ હોય તો હવે એ ફરજ તમારે માથે આવેલી સમજવી જોઈએ. આજની છોકરીઓ પોતીકા ખાવિંદોને એસ્કી અને ફાંકરા બનાવે છે, હું કાંઇ તેઓના જેઓ ઇત્તર અને તચાક બનવા માગતો નથી પણ તું તો મારા ઉપર કામચલાઉ સાદા પોશાકના પણ વાખા પાડે છે." વાહાલા ખાવિંદ જયારે એ રીતે મને ઠપકો આપતા ત્યારે મારી કસુરોનો બંચાવ માત્ર એ રીતેજ કરી શકતી કે, "જાઓ જાઓ એ તો તમને પૈસાજ ખરચવાની હાએવાય છે. પૈસા ખરચો અને જરા હાડકાં ચલાવીને દુકાનો ઉપર જાઓ તો હજારો પોશાકો બોલબોલતાંમાં આયતા મળે. દુકાંને દુકાંન કાંપડ લેવા શું અમે જઇએ કે, એ કામ મરદોનું છે." મારી તરફનો એ રીતનો બંચાવ સાંભળી તેઓ તુર્ત જવાબ દેતા કે, "તારાં સાસુએ આખી જીંદગીમાં એક પણ કાપડયાની ઓસરી ઉપર પગ મેલ્યો નથી અને તે છતાં આટલાં બધાં છોકરાંઓને આટલાં વર્ષોવેર શું પોશાક વગર નાગાંજ ફેરવ્યાં હતાં? જા જા એવાં ઘેલાં કાહાડવાનાં છોડી દે અને આવડ નહિ હોય તો કોઇને પૂછીપરછીને તે માટે વાકેફ થા."

આવી રીતે ધણી ધણિયાણીનું અમારૂં નવું જોડું લગન પછી ૭ માસ વેર જયારેબી અરસપરસ વાતચીત કરવા સારૂં હસીને બેસતું તો દર વેળાએ મરાઇનેજ ઉઠતું. જરા પણ ચિરડાયા વગર ઠંડે કલેજે વાહાલા ખાવિંદ એવાતો તાઉકાઓ મૂકતા કે તેની ઝાંઝ છેક માથાંના તાલકથી તે

પગનાં તળીયાં વેર મને લાગતી. પણ શું કરૂં, હું માત્ર તેટલોજવાર બલી જલીને રેહેતી અને વળી બેચાર દિવસમાં મહીરે જતાં નફ્ટની કાંણી તે સઘળું વીસરી જતી.

અંતે જયારે વાહાલા ખાવિંદે છ છ માસનો એવોજ મામલો જોયો ત્યારે તેઓએ મારા સંબંધી એક ખાસ નોંધ મારી હરૂસે રાખવાનો ઠેરાવ કીધો. તેઓ પોતીકા અભ્યાસ, ધરાકી, અને બીજાં અગતનાં કામકાજની દર રોજની "ડાયરી" તો રાખતાજ હતા પણ તેની સાથ કાગજના એક જુદા તાવ ઉપર તેવણે મારા સંબંધમાં પણ એક "ડાયરી" રાખવા માંડી, જેમાં થોડે થોડે દિવસે માત્ર એકાદ લીટીજ લખવાની હતી. જયારે હું સાસરેથી મહીરે અને મહીરેથી સાસરે પધારતી ત્યારે તેઓ તે દિવસની તારીખ તથા તેમ કરવાનું મારૂં કારણ ટુંકમાંજ તપકાવી લેતા. એ પ્રમાણેની મારે લગતી નોંધ તેઓએ મારી હરૂસે બરાબર આઠ માસવેર રાખી હતી, અને આઠ માસની આખેરીએ મારી સ્યાલગરીના એક શુભ દિવસે ભર્થાર તરફની ભેટ દાખલ એક સુશીઆનાં એનવેલપમાં બિડીને તેવણે મને તે આપી હતી. લગન પછીની મારી તે પેહેલી વર્ષગાંઠ હોવાથી વાહાલા ખાવિંદ તરફથી તે માટેની કિમતી ભેટની મને પૂરેપૂરી ઊમેદ હતી અને તેથી ઉલટમાંને ઊલટમાં ઊખેડવા જતાં શું મારી નાશીપાશીનો સૂમાર! જેમ જેમ હું તે વાંચતી તેમ તેમ મારી આંખોમાં પાણી ભરાઇ આવતાં. ભર્થાર તરફના હરવેળાની ખાંનગી તાના તપલા કરતાં આ ખાંનગી "ડાયરીનો" ચટકો મારે મનસે સર્વેથી કારી હતો. સ્યાલગરીને ટાંકણેની ભર્થાર

તરફની કિમતી ભેટ મેળવવાની ઉમેદમાં હું નિષ્ફળ થઇ તે માટે મને જેટલુ' દુઃખ લાગ્યું નહી તેટલું દુઃખ ભર્થાર અને સાસિરાં તરફની મારી બેદરકારીની આ મુસતકીમ નોંધથી લાગ્યું.

---

## પ્રકરણ—૩૧.

### વાહાલા ખાવિંદની આંઠ માસની "ડાયરી."

પ્યારી બેહેનો,

ગઇ વેળાએ મારી સ્યાલગરીના શુભ દિવસે મને મલેલી વાહાલા ખાવિંદ તરફની કિમતી ભેટ માટે હું માત્ર સેહેજ ઇસારોજ કરી ગઇછું પણ હાલ તે ભેટ એમની એમ વાંચનારી બેહેનીઓ હજુર રજુ કરી એ ભેટમાં તેમને પણ મારો ભાગ આપવાની રજા લઉંછું. વાંચનારી બેહેનીઓને કદાચ એ ભેટ વાંચ્યાથી હસવું આવશે પણ તે લીધાથી મને કેવું દુઃખ લાગ્યું હતું તેનો ખરો ખ્યાલ તો થોડીજ બેહેનીઓને આવી શકશે. વાહાલા ભર્થારની નિચલી "ડાયરી" અલબતાં ઇંગ્રેજી ભાશામાં લખેલી હતી અને તેનો ગુજરાતી તરજુમો આપવાની આગમજ મારે અગતનો ખુલાસો કરવો જોઇયે કે મારે સાસરેથી બાનુઓનો નાટક, જલસા, અને જાહેર તમાશાઓમાં જવાનો ધારો નહિ હતો, અને મારા આગળા શોખ પ્રમાણે જ્યારે મને એ જાતની મોજ મેળવ-

વાનો શોખ થતો ત્યારે હું મારા સુધરેલા પિતાજીને ત્યાંથીજ જતી હતી, અને તેથી વાહાલા ભર્થારની નોંધમાં વારંવાર જ્યારે એ કારણ જોવામાં આવે ત્યારે વાંચનારી બેહેનીઓએ એટલું જાણવું કે એ રીતનું ખરૂં કારણ હું માત્ર મારા વાહાલા ખાવિંદનેજ કહીને જતી હતી અને ઘેરમાં સાસુ સસરા આગળ તો બીજાં ભલતાંજ કારણો જણાવવાં પડતાં. વળી બાનુઓને લગતી માસીક અડચણ માટે હું મહીઅરે પધારતી તેને વાહાલા ભર્થાર પોતીકી નોંધમાં "સીકનેસ" જણાવેછે તે પણ વાંચનારી બેહેનીઓએ ધ્યાનમાં રાખવું. આટલા ખુલાસા પછી વધુ લખવાની કશી અગત નથી.

નવેમબર.

તા૦ ૧ પાંચ દિવસ આગમજના ઘેરમાં આવેલાંછે.

તા૦ ૭ દીવાલીની લાઈટ દરરોજે જોવા જવા સારૂં પધાર્યા.

તા૦ ૨૧ "સીકનેસ" ને લીધે રોકાઈ પડયાથી ચૌદ દિવસે પાછાં આવ્યાં.

તા૦ ૨૫ આવતી કાલના ટાઉનહાલના જલસા સારૂં એક દિવસ આગમજથી પધાર્યાં.

તા૦ ૨૭ જલસામાં જઇ બીજે દિવસે આવ્યાં.

ડિસેમ્બર.

તા૦ ૫ પિતાજી તથા બેહેનો સાથ નવસારી જવા સારૂં ત્રણ દિવસ આગમજથી પધાર્યાં.

જાનેવારી.

તા૦ ૨૫ નવસારીથી મુંબઈ આવ્યા પછી ચાર દિવસે ઘેર આવ્યાં.

ફેબ્રુઆરી.

તા૦ ૪ પિતાજીની સ્યાલગરી સારૂં એક દિવસ આગમજથી પધાર્યાં.

તા૦ ૬ સ્યાલગરીને બીજે દિવસે આવ્યાં.

તા૦ ૧૨ "સીકનેસ" સારૂં પધાર્યાં.

તા૦ ૨૬ "સીકનેસ" પછી ૭ દિવસે આવ્યાં કેમકે બીજે દિવસે મંગળવાર હતો, ત્રીજે દિવસે આસતાદ રોજ હતો, ચોથે દિવસે અમાસ હતી, અને પાંચમે દિવસે શુક્રવાર નડયો.

માર્ચ.

તા૦ ૫ બેહેનની સ્યાલગરી સારૂ એક દિવસ આગમજથી પધાર્યા.

તા૦ ૭ સ્યાલગરીને બીજે દિવસે આવ્યાં.

તા૦ ૧૬ "સીકનેસ" સારૂં પધાર્યાં.

તા૦ ૨૬ "સીકનેસ" પછી બીજેજ દિવસે આવ્યાં.

તા૦ ૨૯ માતાજીના માથાંમાં ધોંકો મારી આવેલો તેથા તેમની સારવાર સારૂ પધાર્યાં.

એપ્રિલ.

તા૦ ૩ માતાજીને ફેર પડયા પછી આવ્યાં.

તા૦ ૧૦ "ગુડફ્રાઇડેના ઇસ્ટર હોલીડેસ" ઉપર માતપિતા સાથ ખંડાલે ઉતરી પડવા સારૂ ત્રણ દિવસ આગમજથી પધાર્યાં.

તા૦ ૨૫ ગુડફ્રાઇડેની મોજથી પરવારી પાછાં ફર્યાં.

તા૦ ૨૮ એક નવો સરકસ જોવા જવા સારૂ પધાર્યાં.

તા૦ ૩૦ સરકસ જોયા પછી બીજે દિવસે આવ્યાં.

મે.

તા૦ ૪ બીજી બેનની વર્ષગાંઠ સારૂં પધાર્યાં.

તા૦ ૧૦ પોતીકો જીવ બેચેન હોવાથી થોડા દિવસ વધુ રહીને પાછાં ફર્યાં.

તા૦ ૧૫ પિતાજી સાથે માથેરાંન હવા ફેરબદલ કરવા સારૂ પધાર્યાં.

જુન.

તા૦ ૧૦ માથેરાંનથી પાછાં ફર્યાં.

તા૦ ૧૩ અપાઈની બાજ હોવાને લીધે એક દિવસ આગમજથી પધાર્યાં.

તા૦ ૧૫ બપાઇની બાજ પછી બીજે દિવસે આવ્યાં.

તા૦ ૧૭ આદર મહિનાનું શેહેનશાહીઓનું પરભ કરવા સારૂ એક દિવસ આગમજથી પધાર્યાં.

તા૦ ૧૯ પરભ પછી બીજે દિવસે આવ્યાં.

તા૦ ૨૧ કાકાની દિકરીનાં લગનમાં જવા સારૂં એક દિવસ આગમજથી પધાર્યાં.

તા૦ ૨૫ લગન ખાધા પછી બે દિવસનો વિસામો લઈને આવ્યા.

તા૦ ૨૯ પોતીકી સ્યાલગરી સારૂં એક દિવસ આગમજથી પધાર્યાં.

તા૦ ૩૦ પોતીકી સ્યાલગરીને દિને ઘેરથી થસ્સો કરીને પાછાં આવ્યાં.

આઠ માસની ઉપલી "નોંધ" મધેથી કેટલા દિવસ હું મહીરે રહી અને કેટલા દિવસ સાસરે ઘોબી હતી તેનો હિ-સાબ કાહાડવાનું હું વાંચનારી બેહેનીઓનેજ સોંપુછું. મેં એ "નોંધ" ચિપી ચિપીને વાંચી અને તે મધેથી કાંઇ પણ ભૂલ કાહાડવાની ઘણીબી કોશેશ કીધી પણ તેને તેજ દિવસે નોંધેલી નોંધમાં ભૂલ હોયજ કેમ? જ્યારે ઘડીએ ઘડીએ મહીરે જવા સારૂં વાહાલા ભર્થાર માત્ર પોતીકી યાદદાસ્તને આધારે ઠપકો આપતા ત્યારે હું તેવણને તરેહવાર રીતે ઉડા-વતી અને સાફ કેહેતી કે "જાઓ જાઓ તમને યાદ કયાંછે, તમે મારી ઉપર ખોટાં ઓહોતાંન જોડી કાહાડો છો," પણ હવે આ "નોંધ" આગળ મારૂં કાંઇ પણ નહિ ચાલ્યાથી હું એકદમ ચૂપજ થઇ ગઇ હતી. આ નોંધથી મને ઘણું ખસિયાંણું લાગ્યું અને ત્યાર પછી મેં વાહાલા ખાવિંદને કબૂલાત આપી કે હવે ખાસ અગતનાં કારણ વગર મારે બનતાં સૂધી મહીરે જવુંજ નહીં.

મહીરે જવા વિષેની વાહાલા ખાવિંદ સાથની એ ભાંજગડ અમને ગુપચુપ પોતપોતા વચ્ચેજ થની હતી. કોઇબીવાર પારકા ના દેખતાં તે વિષે યા બીજાં કોઇ પણ કારણ માટે મને મારા વાહાલા ખાવિંદ ઠપકો આપતા નહિં. પારકાંના દેખ-તાં તો તેઓ સદા મને માન આપીનેજ ચાલતા. ખાનગી રીતે પણ ઠાલી ઠપકાને બદલે શિખામણ અને સમજાવત તેવણ વધુ વાપરતા. વળી કેટલાક એકલપેટા ઘાતકી ભર્થા-રોની મીસાલ મહીરે નહિજ મોકલવાનું તેમને પસંદન હિ હતું. તેવણ ખુશી હતા કે હું અવારનવાર મારાં માતપિતાને

મનુંભેદું પણ તે માટેનું મારી તરફથી થતું અતેરૂજ તેમને નાપસંદ હતું અને તેથી તેમને ઉપલી નોંધ રાખવાની દુઃખ ભરેલી ફરજ પડી હતી. મારી જાણવગર રાખેલી એ નોંધે જેટલો મને ફાયદો કીધો છે તેટલો વાહાલા ભર્થારની દરરોજની સમજાવત અને શિખામણોથી પણ થયો નહિ હતો, કેમકે મારા મહીરે રેહેવા વિષેની તેમની મોંઢેની ગણતરીઓમાં હું ખોટી સહરાઘાત થતી વિચારતી હતી પણ ખરી સચાઇની ઉપલી મુસ્તકીમ નોંધથીજ તે માટે મારી ખાતરી થઈ હતી. સ્યાલગરી જેવે શુભ દિવસે મેં રડીને વાહાલા ખાવિંદ પાસ માગી લીધું કે, "વરસ દાહાડાની એ ભૂલ મને માફ કરો અને ફરીથી હું એ પ્રમાણે નહિ કરીશ." વાહાલા ખાવિંદ એટલા તો ઉદાર દિલના, ભોલા અને દયાલુ હતા કે તુર્તજ તેઓએ મારી આંસુથી ભીગાંયલી આંખો ઉપર ભોકી લીધી અને મને એટલુંજ કહ્યું કે, "શીલા માફ માગવાની શું અગત છે, જો મેં તને માફ કીધું નહિજ હતે તો અત્યાર આગમજનો હું તુંને સજા કરી ચૂકતે— સજા કરવાના કશા પણ વિચાર વગર જ્યારે તું મને હરવેળાએ જુઠઠો પાડતી હતી ત્યારે એકવાર તારી ખાતરી કરવા ખાતરજ મને ઉપલી નોંધ રાખવી પડી છે અને જો એ નોંધથી તુંને કાંઇ પણ દુઃખ લાગ્યું હોય તો હું સામો તારી પાસ માંફ માગુંછું." એટલું કહી તેઓએ સ્યાલગરીની ખરી ભેટ દાખલ મને એક બિડેલું બીજું "એનવેલપ" આપ્યું અને જણાવ્યું કે પેહેલી ભેટ તો માત્ર રમુજ દાખલજ હતી. હું ઇચ્છું છું કે મારી સઘળી બેહેનીઓના

ભર્થારો પોતીકી પરણેતર સાથ હરેક નજીવે બાહાંને કંકાસ વધારવાને બદલે એવી રીતની ઠંડે કલેજેની ચાનક પમાડનારી રમુજજ ચલાવે તો તેથી ધારેલો ફાયદો થયા વગર રેહે નહિ.

---

## પ્રકરણ—૩૨.

## અસલી ઢપનાં સાસરાંની દરરોજની બંદગી.

સાસરેના કામકાજનાં ઘસડબોરાને લીધે કંટાલીને વારંવાર હું મહીરે જઇને રહેતી પણ તેને લગતી મારી ખંધાઈ વિષે માત્ર વરસ દહાડામાંજ પામી જઇ મારા વાહાલા ભર્થારે કેવી હીકમતથી એ વિષેની મારી ભૂલ સુધારી હતી તેને લગતો વીગતવાર હેવાલ હું આગળ આપી ગઇછું. હાકેમો અને સુબાઓની હીલચાલો માટે જે રીતે નોંધ લેવામાં આવે છે તે રીતે મારી જાવઆવ માટે મારી જાણ વગર વાહાલા ભર્થારે જે "ડાયરી" રાખી હતી તે "ડાયરી" એમની એમ સદાબરી વાંચનારી બેહેનીઓ સામે રજુ કીધાથી તેમને પુષ્કળ રમુજ મળેલી જાણી હું ખુશી છું, જોકે તે રજુ કરવામાં મારી નેમ માત્ર રમુજ આપવા કરતાં કાંઈક વધારે હતી. પ્રથમ તો એ "દાયરી" ને લગતી પોતીકી એબ પ્યારી બેહેનીઓ સામે રજુ કરતાં મને પુષ્કળ આંનાકાણી અને શરમ લાગી હતી, પણ પાછળથી વિચાર કરતાં મને જણાયું કે હંમેશાં મુરખોની ભૂલ મધેથીજ ડા-

નાવો માટે શીખવાનું મળી આવે છે. જે ભૂલ મેં મારી નાહાનીમાં કીધી હતી તેવીજ ભૂલ હું વારંવાર મારી બીજી બેહેનીઓથી પણ થતી જોવું છું. મને સાસરેનું વહીતરૂં કરવાનું હતું, અને તેથીજ હું મહિનાના પંદર દિવસ મહીરે ગુજારતી હતી, પણ મારી બીજી વધુ ભાગ્યશાળી બેહેનીઓ જેમને માથે એવાં વહીતરાંની કશી પણ ફરજ લટકતી નથી તે છતાં તેઓ ફકત મોજ, માબાપ તરફના લાડ, ઇત્યાદી નજીવાં કારણોસર મહિનાના મહિનાઓ સુધી મહીરે પડી રહીને ખીચડો ખાય છે, તેવી બેહેનીઓને આ "ડાયરી"માં હું માત્ર એટલુંજ બતલાવવા માગું છું કે તેમની જુદાઇથી છતી બાયડીએ તેમના ભર્થારોને કેટલી બધી અગવડ અને બેચેની ઉપજતી હશે. આ "ડાયરી"ના પ્રતાપથી મેં મારી ભૂલ જોઈ, અને ઘેરનાં ગમે એવાં મન ગમતાં કામકાજ ખાતર વાહાલા ભર્થાર સાથની ચાલુ જુદાઇથી તેમની મેહેરબાંની, પ્યાર, અને દિલસોજીનો ભોગ આપવાનું મને દરૂસ્ત લાગ્યું નહિ. વાહાલા ભર્થાર તરફની મોહોબતે ઘેરનાં કામકાજમાં બેવડી ઉલટથી રગડાવાનું મને કૌવત આપ્યું, અને લગન પછી વરસ દહાડે મારૂં સાસરૂં મારે મનસે મહીરાંનાજ સરખું વાહાલું, માનીતું અને મનપસંદ થઇ પડયું.

મારાં અસલી ઢપનાં સાસરાંમાં દરરોજના એક બનાવે મારાં મન ઉપર પુષ્કળ અસર કીધી હતી. તે વિષે બે બોલ બોલેલાં નકામા જશે નહિ એમ હું ખાતરીથી માનું છું. એ બનાવ આખાં કુટુંબની દરરોજની જીંદગીને લગતો હતો. સવારનો વખત ઘેરની બાનુઓ માટે કામકાજનો હોવાને

લીધે સૌ સૌ જેમ પોતાથી બને તેમ પોત પોતીકા ખાંનગી ઓરડામાં બંદગી કરતાં હતાં. આખા ઘેરમાં શું નાનું કે મોટું કોઇ પણ એવું ન હતું કે જે દરરોજ સવાર સાંજની બે વેળાની બંદગી વગર રહેતું હોય. નાનાં બાલકો પાંચ વરસનાં થયાં કે તેમને કકા ખખાની આગમજ યથા અશેમ શીખાડવાની મારા સસરાની સર્વેને તાકીદ હતી. મારા સસરાની મારા સરખી બીજી વહુઓ પ્રથમ મારી મીસાલ એવી હતી કે જેઓએ જનમમાં પણ "ખોરદેહ અવસ્તાની" કેતાબ હાથમાં ધરેલી ન હતી. પણ પોતીકા વડીલોને ચોકસ વખતે નિયમીતસર બંદગી કરતાં જોઇ તથા સાસુ સસરાના જેમ બીજા હોકમો માથે ચહડાવાની વહુઓની ફરજ હતી તેમજ બંદગીને લગતો પણ તેમનો હોકમ માથે ચહડાવી સર્વે વહુ દિકરીઓ ભણનાર ગણનાર થઈ હતી. સવારના સૌ કોઇ કામકાજથી પરવારતાં સીવવા ભરવા બેસવાની અગાઉ કાંઈબી કરીને ભણી લેતાં. ગમે એવી અડચણ યા રોકાંણને લીધે એકાદ વખત ભણ્યા વગર રેહેવાયું તો મારાં સાસુ કેહેતાં તેમ આખો દિવસ ભારી અને બેચેનીમાં પસાર થતો, અને અગરજો સવારના ઉઠતાના વારમાં પેહેલું કાંમ બંદગીનુંજ કરી લીધું તો પછી આખો દિવસ એવો તો હસી ખુશીનો અને મનપસંદ રીતે સરસરાત વહી જતો કે જાણે માલમબી પડે નહિ.

પણ આખાં કુટુંબની ખરી અગતની બંદગી તો દરરોજ રાતનાજ થતી હતી. રાતની બંદગીને માટે એક નાનો ખાસ ઓરડો હલાયેદો રાખેલો હતો. એ ઓરડામાં "ફર ફર-

નીચર" ઝાઝું ન હતું. એ ઓરડો મુક્તાદના ઓરડાને નામે ઓળખાતો હતો, અને મુક્તાદ પછી આખું વરસ તે માત્ર બંદગીનાંજ કામમાં આવતો હતો. દર સાલ એ ઓરડાની દેવાલોને ચુનો ધોરવામાં આવતો. ઓરડાની અંદર ઇંડાંરોકા આકારની વચોવચ એક મોટી ટેબલ હતી અને તેની આસપાસ વગર હાથાની એકસરખા સટની હલકી પણ શોભાયમાન ડજન ઊપર ખુરસીઓ ગોઠવેલી હતી. દરેક ખુરસી આગળ સૌ સૌનાં નામ સાથની એકજ જાતની ખોરદે અવસ્તાની કેતાબો રાત અને દિસ પડી રેહેતી હતી. ટેબલની વચ્ચેવચ એક ખાલી અફ્ગાન્યું એક મોટા ખુમચામાં મૂકેલું હતું જેમાં બંદગી વેલાએ દર રોજ અરદીબેસ્ત લાવવામાં આવતા હતા. અફ્ગાંન્યાંની આસપાસ બે સુંદર "ફ્લાવર પાટો" ગોઠવેલા હતા જેમાં દરરોજ જાત જાતનાં સુગંધી ફુલો ગોઠવવામાં આવતાં. આ ઓરડામાં માત્ર બેજ આરસીઓ ટાંગેલી હતી, એક સપીતમાન જરથોસ્ત સાહેબનાં મોટાં કદની અને બીજી તેવાંજ મોટાં કદની આરસીમાં ગુસતાસ્પ પાહાદશાહા જરથોસ્તી દિન કબૂલ કીધા પછી આતશના કેબલા આગળ ઉભા રહી બંદગીમાં રોકાયલા હતા તેનો આબેહુબ ચિતાર હતો. એ ઉપ્રાંત દુનિયાઇ લોભ લાલચ તરફ નજર ખેંચાય એવો કશો પણ અસબાબ એ ઓરડામાં રાખવામાં આવ્યો નહી હતો.

બરોબર રાતનાં આઠમાં પાંચ ઓછીએ એ ઓરડામાં રાખેલી એક નાની ઘાંટરડી વજાડવામાં આવતી હતી. ઘણું કરીને એ ઘાંટરડી વજાડવાનું કામ સાસુજીનું પોતાનું અથવા

સસરાજીને હાથેજ થતું હતું. છેક આઠ વાગે અસુરેથી બંદગી કરવાનો સબબ એટલોજ હતો કે, ઘેરના માટીડાઓ ફરી હરીને એ વખતે આવી લાગતા હતા, અને અસલ જયારે સાત વાગતામાં બંદગી થતી હતી ત્યારે હાલના સુધરેલા અને શીખેલા એ માટીડાઓને મોડું થવાને બાહાંને બંદગી મધેથી છટકી જવાનું બાહાનું મલતું હતું. છેક ફરીહરીને તેઓ મોડા આવતા તેટલાં અરધી બંદગી થઇ ચુકતી અને પછી તેઓ દુરવંદની કાની પૂરીપાધરી કસ્તી પણ કર્યા વગર લાગલા જમવાનીજ ટેબલ ઊપર બેસી જતા. બંદગી માટેની તેમની એ રીતની આનાકાની મુરબ્બીજી સસરાને દરૂસ્ત લાગી નહિ. તેઓ પોતીકી જીંદગીની સઘળી ફતેહનો મૂળ આધાર પોતીકાં ખાલેસ દિલની બંદગીનેજ ગણતા હતા, અને પોતીકાં ફરજંદોની ચહડતી તથા આબાદી ખાતર તેઓ ઈચ્છતા હતા કે તેઓ પણ તેમનાંજ સરખાં પાકીજે એકીન સાથ ભણનાર ગણનાર થાય. પોતીકી આ ભલી નેમ પાર ઊતારવા ખાતર તેઓએ દહાડેના બચાંઓ સાથ નકામાં ચિથડાં ફાડવાનું વાજબી વિચાર્યું નહિ. તેઓએ નરમાસ અને મીઠાશ સાથ સર્વે બચાંઓ સાથ મસલત કરી એવું ઠેરવ્યું કે દર રોજ રાતનાં સાતને બદલે આઠ વાગે બંદગી ઉપર બેસવું અને બનતાં સૂધી સર્વે બેટાઓએ પેટ ભરીને ફરીહરીને એ વખતે ઘેરમાં હાજર થવું. આ ગોઠવણ સર્વેને એટલી બધી તો માફક આવી કે કોઈબી દિવસે એકબી જણની ગેરહાજરી વગર સર્વે કોઇ વખતસર પોતપોતીકી જગો ઉપર આવીને બીરાજતું. ટેબલના એક નાકા ઊપર

મુરબ્બીજી સસરા બીરાજતા અને તેમની સામે મેહેરબાન સાસુજીની જગો હતી. સસરાના જમના હાથથી તેમના બેટાઓ ઉમરનાં પ્રમાણ પ્રમાણે એકબીજા પાસે બેસતા અને તેજ પ્રમાણે સાસુના જમણા હાથથી પ્રથમ તેઓ-નાં દિકરી અને ત્યાર પછી તેમનાં વહુઓ વરસનાં પ્રમાણ પ્રમાણે ગોઠવાતાં હતાં. ત્યાર પછી નાનાં બાલકો તેમને લાયકની ઊંચી ખુરશીઓ ઉપર બીરાજતાં અને એજ પ્રમાણે મારે સાસરે આખાં કુટુંબનો જમવા બેસવાનો પણ ધારો હતો.

સર્વે કુસતીપાદયાબ કીધા પછી પોતપોતીકી જગો ઉપર બેસતાં અને સસરા મોટે સાદે પણ કશી ઊતાવળ વગર "એવેસરૂઞેમ ધેહ" શરૂ કરતા. તેમનાં મુખ મધેથી નિકળ-તા હર્ફે હર્ફ જેઓથી મોટે સાદે બંદગી થઇ શકતી તેઓ મોટે સાદેજ તેમની સરોબર બંદગી કરતાં અને બાકીનાઓ તેમની સાથે સાથે ખોરદે અવસ્તાની કેતાબ ઊપર નજર દોડાવી મનમાંજ ભણતાં. એ પ્રમાણેની બંદગીથી સર્વે દરેક યસત સાથે શરૂ કરતાં અને સાથેજ પુરી પણ કરી શકતાં. બંદગીની આખેરીએ દરેક જણ, માટીડાઓ, બાનુ-ઓ અને બાલકો વટીક અફ્રરગાંનિયાંમાં સુખડ લોબાન મૂકતાં, અને સાથે ઊભાં રહી ટેબલ ઊપર પોતીકાં સર નમાવી, નાગસની કરી, નિચે મૂજબની એક પુરાતમ જમા-નાના દસ્તુર તરફથી લખાયલી દુવા ગુજારતાં. કહેછે કે આ દુવા માંરા સસરાના બપાવાને તેમના વખતનાં એક અસો અને પાકીજેહ મનસનીના દસ્તુર તરફથી લખી આપવામાં

આવી હતી, અને બપાવાની દોલત સાથ એ દુવા પણ તેમનાં ફરજંદોને વંશપરંપરા વારસા દાખલ ઉતરતી આવી છે:—

"અય હોરમજદ, બેઊ જહાંનને પેદા કરનાર અને તેમને સદા નીભાવનાર ગેબી ખાવિંદ, તુંએ અમને જન્મ આપી આટલું સૂધી સુખ, તંદરોસ્તી, આબાદી અને હજારો નીયાંમતો સાથ નિભાવ્યાં છે તે માટે અમો ખાકસારો તું તરફની તાબેદારી અને હેશાંનમંદી સાથ અમારાં સર નમાવી, હજારો હજાર તું હકતાલાને નામનાં શુકરાના કરીયે છીયે. અમારા જન્મની ઘડીથી તે હાલની આ છેલ્લી પલ સૂધીમાં એકબી ઘડી એવી ગઇ નથી કે જે વેળાએ તું બક્ષેશના ખાવિંદની કાંઈ પણ નવાજેશથી અમો બકાત રહ્યાં હોઇયે. એવી રીતે તું અમને, અમારાં માતપિતાને, અમારાં ફરજંદોને, અમારાં ભાઇ બેહેનોને, અને તેઓ સાથે તારી સરજેલી કુલે ખલકતને ચાહાતો આવ્યો છે, તેમને એક બીજા તરફ સુલેહ સંપજ ભરેલાં રાખ્યાંછે, તેમનાં તન મનને આસુદગી બક્ષી છે, અને તેમને ઊદયોગ, બાહોશી, અને પ્રમાણીક પણાથી આબાદ થવાની જેવી નેક તોફીયત તું અશો હોરમજદે બક્ષી છે. તેવી તું તરફની સર્વે નેક મેહેરબાની અમો, અમારાં કુટુંબ, અને અમારાં સર્વે ભાઇબંધો ઉપર સદા ચાલુ રહે એવી અમારી નેક દુવા છે. બક્ષ અમને ઓ ગેબી ખાવિંદ નેક મનસની કે જેની મારફતે તારી સરજેલી કુલ સૃષ્ટિનાં ભલાંનોજ અમો વિચાર કરી શકીયે. બક્ષ અમને ઓ કરીમે કારસાજ, નેક ગવસની, કે જેની

રૂહે અમો સચાઇ, ઇનસાફ અને વાજબીજ બોલનાર **થઇએ.** બલ્કે અમને ઓ પરોપકારી પિતા, નેક કુદરતની કે **જેની રૂહે** અમો જેબી કામકાજ કરીએ તે અમારાં મુરબ્બીઓ, **કુટુંબી** ઓ, ખેસીઓ, દોસ્તઆસનાવો, અને કુલે ભાઇબંધો તરફની ખેરખાહી અને ભલાઇનાજ થઇ શકે. નેક વિચારો, નેક સખુનો, અને નેક કરણીથી આ જહાંનમાં સુખી થઇ પારકાંનાં સુખમાં વધારો કરવાની અમારી નેક ઉમેદોને બર લાવનાર તુંજ ખાવિંદ છે. એ ઉમેદમાં અમને પાર ઉતાર કે જેથી તારી તરફનાં અજલનાં તેડાં વેળાએ અમો બેદેહેસ્તપણાથી તારી સનમુખ સુરખરૂઇ ભરેલા ચેહેરા સાથ હાજર થઇ શકીયે. આમીન."

---

## પ્રકરણ—૩૩.

## સસરાને માટે "મસાલાનો પોરો."

પ્યારી બેહેનો,

મારાં અસલી દપના અને તેને ખાતર જંગલી ગણાતા સાસરાંની દરરોજની બંદગીના હેવાલ પછી હવે હું મારા સંબંધમાં બનેલા એક અકરાત ગભરાટના બનાવ ઉપર આવું છું. પરણીને સાસરે રેહેવા આવ્યા પછી ભાયગે બે ચાર માસ વીતા હશે, અને જે અરસામાં ઘેર સંસારી અનેક તરબિ-યતો ઉપર આનાકાણી સાથ ધ્યાન આપવા છતાં બબરચા-

ખાનાને લગતાં રાંધવા સીંધવાનાં કામકાજ માટે હું તદનજ બેખબરી હતી, તેવા પ્રસંગે એક દિવસે મારાં સાસુ મારાં નણુંદની સાથે સવારના આઠ વાગતેથી પોતીકાં એક સગાંને ત્યાં બેસવા ગયલાં હતાં. બેસીને બપોરે એક કલાકે ઉઠયા પછી તેઓ પાધરાં ઘેર આવવાને બદલે તે તરફનાં બીજાં સગાંને ત્યાં પધારી, બપોરનું ત્યાંજ જમી, બે ચાર ઘેરો પુંછીને છેક સાંજેજ આવનાર હતાં. મારાં જેઠાંણીની પારી હોવાને લીધે મહીરે પધારેલાં હતાં. મારાં એક દેરાંણી સુવાવડાં હતાં અને બીજાં દેરાંણીની તબિયત નાદરૂસ્ત હોવાથી તેઓબી પોતીકે ઘેરના ડાકટરની દવા કરવા સારૂં તેજ દિવસે ઘેર પધાર્યાં હતાં અને સાંજે દવા લઇને પાછાં આવનાર હતાં. એ પ્રમાણે આખાં ઘેરમાં બાઇ માણસ તરીકે હું એકલીજ હતી અને આખું ઘેર મારી સંભાળ તળે હતું.

જે દેરાંણી આજારી હતાં તેવણે પોતીકે મહીરે જવાની આગમજ રાત બપોરનું રાંધવાનું સઘળું સમારી સોહી, તથા બપોરને માટે ખીચડી પાટીયો રાંધી, સસરા તથા દેર જેઠનાં બપોરનાં ભોણાંની સઘળી હાથે જાતે તૈયારી કીધી હતી, અને પછી છેક અગયાર સાડા અગયાર એકને સુમારે તેઓ બલદનો રેંકલો મંગાવીને પોતીકે મહીરે પધાર્યાં હતાં. રાતને માટે તેઓ કહી ગયાં હતાં કે સાંજે પાંચ છ વાગતામાં બનતાં સૂધી સકારે આવી તેઓ પોતીકે હાથે તર તરકારી ચુલા ઉપર મૂકી તૈયાર કરશે.

આ મુજબની સઘળી તૈયારી પછી તેઓ પધાર્યાં. આસરે બાર એકને સુમારે સૌ કોની આરીસ મધેથી હમાલો ભોણું

લેવા આવ્યાં તે મેં મારે હાથે કાહાડી આપ્યાં, ખીચડી પાતીયાના બે બાચકા જલદીથી પરવારી જવા ખાતર મેં પોતેબી ખાઇ લીધા અને મોરી ઉપર બેસીને હાલ્લાં કાહાડી નાખવા સારૂં હું તે ઊંજારવા લાગી. સઘળાં વાસણકુસણને માલ હું સારીકાંની રાખ ચોલી રહી હતી અને હજીતો તે ધોવાનાં હતાં તેટલાં એકાએક દાદર ઉપર જીભરાયા સસરાનાં પગલાં સંભળાયાં. હું વિચારમાં પડી કે કોઇ દહાડે નહિ અને એકાએક બપોરી વખત તેઓ કેમ ઘેરમાં આવ્યા હશે. તેઓ પોતીકા ધારા પ્રમાણે દાદર ઉપરથીજ ડગલીના કસ છોડતા છોડતા અને ગડબડસડબડનું કાંઇક ઘોઘયારૂં કરતા આવી લાગ્યા. " પુતલી, જાઇ, મેહેરી, શીરીન, કયાં ગયાં બધાં, કેમ કોઈ જવાબ આપતું નથી." એ પ્રમાણે બોલતા બોલતા તેઓ પોતીકા ઓરડામાં કપડાં ઊતારવાને ગયા અને તુર્ત "જી જી આવી જી" એ પ્રમાણે જવાબ આપી, વાસણો પડતાં નાખી, ઉતાવળેથી હાથ ધોઇ, સારીની સોર સરખી કરી હું સસરા પાસે ગઈ અને તેઓ તરફના સવાલોના જવાબમાં ઘેરની બાનુઓ કેમ રોકાયલી હતી તેથી ઉપર મુજબ તેમને વાકેફ કીધા. આટલી વાતચીત પછી તેવણે ઊતાવળેથી પોતાનું ભોણું માગ્યું અને મને કહ્યું કે તેઓ "માંદવી બંદર" ઉપરથી બાહારોબાહાર ઘેરમાં આવ્યા હતા અને અરધા કલાકમાં આરીસના સીનોર સાથ તેઓને એક અગતનાં કામસર કુરલે જવું છે માટે તેવણ કસતી કરે તેટલાં મારે જલદીથી તેમનું ભોણું હાજર કરવું. ભોણાંનું નામ સાંભળી હું તો ગભરાઇ ગઇ કેમકે મેં તો વાસણકુસણ

કાહાડી નાખ્યાં હતાં અને તેમનું ભાણું તો આપીસમાં મોક-લેલું હતું. ધીરજથી એ બાબેનો ખુલાસો કરતાં તેવણે જણાવ્યું કે, "કાંઇ ફિકર નહિ દિકરી, જોઊંચતો તમારે હા-થનાં ઇંડાંનો પોરો ખાવાનો મને ઘણો શોખ છે. ઘરમાં મસાલો તો છુંડેલો તૈયાર હશે, જરા સારીકાણી ઘી નાખીને મઝાનો જેવો મસાલાનો પોરો તતરાવી લાવો અને કબટ મધેથી કેરીના મુરબ્બાની એક ચીર કાહાડજો, રોટલી નહિ હોય તો સામેની ઇરાંનીની દુકાન ઉપરથી બે દોહેડયાંનું પાંઉ મંગાવો, પણ, જરા તાકીદ કરજો, નરતકો સીનોર આવી લાગશે." "વારૂ જી" એ પ્રમાણે જવાબ દઇ હું દોડતી કે રાંધણીમાં ગઇ ખરી પણ ટોપલીમાંથી ઈંડાં હાથમાં ધરતાંજ મારા હાથ ઠરઠર ધ્રુજવા લાગ્યાં, વાંચનારી બેહેનો મેં મારા જનમમાંબી કોઇ વાર ઇંડું કીધેલું નહિ હતું. ચારવેલાં ઈં-ડાંનો પણ મને અનુભવ નહિ હતો, તો પછી મસાલાનાં ઈંડાં કેમ કરવાં તેના અંદેસામાં હું પડી. એક તરફથી દિલમાં ઠરઠર ધ્રુજરાં છુટે, બીજી તરફથી સસરા એમથી તેમ દોડતા ફરી ઘોઘયારાં ઉપર ઘોઘયારાં કરે, અને મને કશું સુઝ પડે નહિ. ઈંડાંની ટોપલીમાંથી ઇડાં લેવા જતાં હાથ મધેથી ટો-પલીજ છટકી ગઇ; પણ ખોદાએ જોયું કે બધાં ઇડાં વધેરાયાં નહિ. માત્ર એકજ ઈંડું વરૂં થયું હતું. એક કાદવના વાસ-ણમાં મસાલો તો છુંડેલો તૈયાર હતો પણ તેને હાથમાં લઇ હું માત્ર તે તરફ ડોળા ધુરકવા લાગી. ઘીની તપીલી પણ લાવીને ચુલા આગળ મૂકી પણ એ સઘળાંનું કરૂં શું તેની મને બિલકુલ સમજ પડી નહિ. બેસીને વિચાર કરવાનો તો

બિલકુલ વખતજ હતો નહિ. અંતે મને એક વિચાર સુઝ પડયો. ચોથે મારની બાઇયાઇ સાથે મને ઘણું સારૂં હતું અને તે રાંધવે સીંધવે એકકો હતી. પાછળેજ દાદરે ગૂપચુપ, બે ઇંડાં ઘીની તપીલી તથા પેલો છુંડેલો મસાલો લઇને હું ઉપર દોડી ગઈ, અને કાલાવાલા કરીને બાઇયાઇ પાસે ઊપરને ઊપરજ પોરો તૈયાર કરાવ્યો. હવે પેટમાં જરા ધીરજ આવી. પણ તેટલાં વખત થઇ જવાને લીધે સસરા તૈયાર થઇને પોતીકી રાંધણીમાં ગયા, અને "શીરીન, શીરીન, ચાલોની કેટલો વાર" એ પ્રમાણે કલ્લા પાડવા લાગ્યા. ઉપરથીજ મેં જવાબ આપ્યો "આવી જી, આવી જી, તૈયાર છેજી." તેવણે પાછો ઘસોરો મૂકયો, "પણ કેટલો વાર? લાવી જી, લાવી જી, અને ત્યાંની ત્યાંજ કે, તમારા લોકોનું કાંઇ સમજ પડે?" આ ઘસોરો સાંભળી હું તુર્ત બાઈઆઇએ કરી આપેલો મસાલાનો પોરો લઈને ઉતરી પડી અને સસરા આગળ લઇ જઇને મૂકયો. કેરીના મુરબ્બાની ચીર પણ કાહાડી આપી, અને પછી ખાતાંખાતાં સસરાએ પૂછયું, "કેમ ઉપર કેમ ગયાં હતાં, શું તમને હજી એક પોરોબી બનાવતાં આવડતું નથી. ઊનકેનવાસના તાંકા માર્યા અને આખો દિવસ ઠીઠી ઠાઠા કીધું તેમાં તમારા લોકોનું શું વલ્યું. રાંધવાનો હુનર તો બાહાદશાહી છે, ભલા ભલા ધનેતરોની વહુ દિકરીઓ એવું મજાનું સુફયાંનું રાંધે છે સીંધેછે કે બે ઘડી જો તે ખાધું હોય તો તેનો સવાદબી દાંતમાં રહી જાય. કોણ જાણે શું તમુ લોકોને દલદર લાગુંછે કે જે રાત દિવસ કામ લાગે એવું અગતનું છે તે તરફજ તમો બેદરકાર રહો

છો અને તમને ધુરધમાસાંના વેહેજાં લાગાંછે કે તમો સુનાં જેવી આંખ બગાડોછો. જેમ તમારી મરજી. જેબી કાંઇ ખરી અગતનું શીખશો તે તમનેજ કામ લાગવાનું છે અમારે સારૂં થોડુંજછે." સસરાનું આ ભાષણ સાંભળી. ગૂપચૂપ બેસી રેહેવાને બદલે મેં મારી નાદાનીમાં જુઠો બચાવ કીધો કે, "નહિરે જી એ તો ઉપર હું મસાલો લેવા ગઇ હતી, ઘેરમાં મસાલો છુંડેલો તૈયાર નહિ હતો તેથી હું ઊપર "બાઈઆઇ" પાસે લેવા ગઇ અને તેઓને ફુરસદ હતી તેથી તેઓએ પોતેજ કહ્યું કે, "ઉભાં રેહેવો હું તમુને પોરો બનાવી આપું, હમણાજ મેં લોહોડી ઊપર ઈંડાં કીધાંછે અને ઘીની ખરડાયલી લોહોડી તૈયારજ છે માટે તેમાં બનાવતાં વાર લાગશે નહિ." "સારૂ સારૂ શીલા માય તમે મને ઘરડાનેબી બનાવતાં શીખ્યાં, કોણ કહેછે કે ઘેરમાં મસાલો નહિ હતો, આજે સવારે હું રાંધણીમાં સુખડ મૂકવા ગયો ત્યારે તમારાં સાસુ બેસીને છુડતાં હતાં તે મેં નજરોનજર જોયું હતું. ખાંડીમુદીની કાથમરી મરચાં છુડતાંતાં તે શું બધો મસાલો બપોરના ખાનાંમાં ખપી ગયો? અને વળી લોહોડી ઊપર ઈંડાં કોણ કરતું હશે, હજી તો લોહોડી અને કહરઈ વચ્ચેનો ફરક તમે સમજતાં નથી તો પછી ઈંડાં કરતાં તમને કયાથી આવડે?" એક જુઠું સાત જુઠાંને જનમ આપે છે અને તે પ્રમાણે પેહેલાં જુઠાંને ટેકાવા ખાતર મને મારો વધુ બંચાવ એમ કરવો પડયો કે, "હાજી મસાલો તો સવારેજ છુંડાયો હતો પણ પેહેલે મારેથી ઉછીનો મંગાવ્યો તે મેં મોકલી આપ્યો હતો." "એમછે, ત્યારે તો મેં તમને

નકામો ઠપકો આપ્યો, જો એમજ હોય તો મને માફ કરજો," એટલું કહી તેઓ જમીને ઉઠયા અને હજી તો હાથ ધોયછે તેટલાં ચોથે મારની બાઇઆઈ એક રકાબીમાં ત્રણ હાફુસની કેરી લઇને આવી અને મારા હાથમાં રકાબી આપીને કહ્યું કે, "સાસુએ આએ કેરી તમારાં સાસુને સારૂં મોકલીછે." એક તરફથી હું તે રકાબી મધેની કેરી ખાલી કરીને ટેબલ ઉપર મેલુંછું તેટલાં બીજી તરફથી મારા સસરા બોલ્યા, "કેમ બાઇઆઇ તમારે ત્યાં કોઈ જરા મસાલો લેવા આવે તો તમે તો કેઠાં એટલાં બધાં મેહેરબાન છો કે મસાલા સાથ લાગલાં ઇડાંબી તૈયાર કરી આપો છો. તમારે હાથનો પોરો તો ઘણો સ્વાદદાર છે પણ તમને તેના બદલામાં ઘી તથા ઇંડાં પાછાં લેવાં પડશે." "એ શું બોલો છો જી," બાઇ-આઇએ તનકામાંજ જવાબ દીધો, "મસાલો શું, ને ઘી કોણનું ને ઇંડાં કોણનાં, બધું જીભરાયું તમારૂંજ વપરાયલું છેજી. શીરીન બંદીને અમારે ત્યાંની નિમકની એક ચમતી નહિ ખપે તે શું આખો ઇંડાંનો પોરોને પોરોજ લેવાની હતી કે નહિરેજી એ બિચારી તમારાંજ ઈંડાં, ઘીની તપીલી, મસાલો સો લઇને મારી પાસે પોરો કરાવા આવી, અને મેં તે બનાવી આપ્યો તેમાં એક બેહેન તરીકેની ફરજ કરતાં મેં કશું વધારે કીધું નથીજી." આ જવાબ સાંભળી સસરા-એ મારૂં મોઢું જોયું, મેં મારી નજરો ભોંય તરફ ફેંકી નિચું જોવા માડયું અને ભાંગરો વાતનારી બાઇઆઈ અમા-રા ગભરાટનું કશું પણ કારણ જાણ્યા વગર કેરીની ખાલી રકાબી લઇને પોતીકા માળ ઉપર ગઇ. એટલામાં સીનોર આવી

લાગ્યાથી સસરા દોડદોડ કરતા ઊતરી પડયા અને હું મારાં મન સાથ એક પોરો બનાવાનાં મારાં અજ્ઞાનપણાં માટે જેટલી પસ્તાઇ નહિ તેટલી મારાં પકડાઇ આવેલાં જુઠા માટે પસ્તાવા લાગી.

---

## પ્રકરણ—૩૪.

### "જુઠાંની ઝાંઝ"—ઠપકાનો વરસાદ.

પ્યારી બેહેનો,

ચોથે મારની બાઈઆઇએ "ભાંગરો વાટ્યા" થી ઇંડાંના પોરાને લગતું મારૂં જુઠું પકડાઈ આવ્યું પણ તેટલાં "સીનોર" આવી લાગવાથી સસરા ઊતાવળે ઉતરી પડયા અને તે ઊપરથી હું મનમાં મલકાવા લાગી કે એબી ઠીકજ થયું અને મારે માથેનું વાદળ એટલામાંજ વહી ગયું હતું. પણ એ વિચારમાં હું જબરી ઠગાઇ હતી. બીજેજ દિવસે મારા સસરાએ મારી એ ચાલ માટે ગરીબ બિચારાં સાસુ આગળ ઝાડનાં ઝાડ તોડી પાડયાં હતાં. મારા સસરા પોતીકા દિકરા દિકરી યા વહુઓની કાંઇ પણ કસુર જોતા તો કોઈજ વાર તેમને મોડે મોડું ઠપકો આપતા હતા, અને એવી રીતે જો તેમને મોડે મોડું ઠપકો આપવો પડતો તો તે તેઓ ઘણી ધીરજ, નરમાશ, પતાવત સમજાવતથી આપતા હતા.

પણ ઘણું કરીને તો તેઓ નાંદાનોની કસુરોનો ટોપલો ગરીબ બિચારાં સાસુને માથે ખાલી કરતા હતા. "અરો ઘરો ને નાની વહુ ઊપર આવીને પડો" એ કેહેવત મુજબ મારે સાસરે નાની વહુની જગો રાખનાર મારાં ગરીબ બિચારાં સાસુજ હતાં. તેઓ જેટલાં અસરાફ તેટલાં ભોળાં, ગાફેલ અને ધુજરાં હતાં. સસરાજીની ધાકથી જેમ તેવણ વધુ બીહી ધુજીને ચાલતાં તેમ તેઓનેજ વધુ ધુજાવવામાં આવતાં હતાં. દિકરા ઘરમાં ફરી હરીને મોડા આવે તો તેનો ઠપકોબી ગરીબ બિચારાં સાસુનેજ ખમવો પડતો. કોઇ સવારનાં મોડું ઊઠે, અથવા બંદગીને વખ્તે બરોબર હાજર થઇ શકે નહિ તો તેનો જવાબ પણ મારાં ગાય જેવાં સાસુનેજ આપવો પડતો હતો. ઘેરના મુનીમ અને વડા પ્રધાન તરીકે સસરાજી તેઓનેજ બધી વાતે જવાબદાર ગણતા અને એ જવાબદારીમાં કેટલુંક માન સમાયલું હોવા છતાં મારાં ભોળાં સાસુ સઘળાંની કસુર માટેનો ઠપકો અને તાનાજનની સમજતાં સમજતાં બળીને ચૂનો થઇ જતાં હતાં.

મુરબ્બીજી સસરાજીની એ સાધારણ ટેવ પ્રમાણે તેઓએ મ્હોડે મ્હોડું મને મારી કસુર વિષે કાંઇ પણ કહ્યું નહિ અને મારી સાથે હમેશના ધારા પ્રમાણે મીઠાસ અને પ્રિતમાં વર્તવા લાગ્યા જેથી હું વધારે મુસ્તાકી સાથ માનવા લાગી કે તેઓ સઘળી "ગઇ ગુજરી" વિસરી ગયા હશે, પણ બીજે દિવસે બપોરનાં ખાનું ખાધા પછી હું મારાં સાસુ, નણંદ, તથા દેરાંની સાથ બેઠેલી હતી અને પોત પોતીકી વારી પ્રમાણે મારાં દેરાંણી સાસુ આગળ તે દિવસનુ જામે જમશેદ

વાંચી સંભળાવવાની તૈયારી કરતાં હતાં તેટલાં સાસુએ તેઓ ને અટકાવી જેમ જેમ તેમને યાદ આવતું ગયું તેમ તેમ સસરા તરફના ઠપકાના વરસાદનો હેવાલ મને સઘળાનાં દેખતાંજ કહી સંભળાવ્યો. હું આ ભાષાણ બનતાં સૂધી મારાં નેક સાસુજીનાજ બોલોમાં પ્યારી બેહેનીઓ હજુર રજુ કરવાની રજા લઊંછું. તેઓ બોલ્યાં, "હોરી આવ શીરીન, કદીમદી એક દિવસ તુંને ઘેર સોંપીને ગયાં તો વરી તેં એ શું રમખાન ઊભું કીધું? તારા સસરાએ ગઇ રાતના મોડી રાતવેર મારી ઊપર વાદલનાં વાદલ તોડી પાડયાં અને જીભરાયા કેટલો બલાપો કરીને પોહોરીયા. ઈડાંનો પોરો બનાવતાં નહિ આવડયું તો તેમાં શરમાવાનું શું હતું? શું બધાંજ કાંઈ માયના પેટ મધેથી શિખીને આવે છે કે? એ તો વરી જોતાં જોતાં અને શિખતાં શિખતાં આવડે, પણ તેટલા ખાતર તારે મોઢે એટલું બધું જૂઠું બોલેલું સાંભળી તેવણ કેહેવા લાગા કે આટલી દુકતીમાં એટલાં બધા પરાક્રમ છે, અસતો ભોંયમાંથી ફુટે છે તેટલાં તે મારાં વરસથી વેચવા લાગી. એક જૂઠું નહિ પણ ત્રણ ત્રણ જૂઠાં અને તેબી વળી જીવ વગરની મામલત વગરની બાબદ વિષે, તો પછી રૂપિયા પૈસાની બાબદ હોય તો એ દુકતી શું નહિ કરી શકે? પેહેલું જૂઠું તો તેણીએ મને એ કહ્યું કે ચોથે મારે મસાલો લેવા ગઇ હતી, તેમાં જયારે પકડાઇ આવી ત્યારે બીજું જૂઠું વળી એ કહયું કે પેહેલે મારે ઊછીસો મોકલ્યો હતો, ત્રીજું જૂઠું એ કહ્યું કે બાઇઆઇએ પોતેજ પોરો બનાવી, આપવા માગ્યો. આટલું જૂઠું આએ પ્રમાણેનું જૂઠું, તોબા,

તેપર તો વળી દિવસમાં બે વારની બંદગી કરોછો, જે મ્હોડે અવસ્તા ભણો તેજ મ્હોડે એવું જૂઠું બોલતાં લજવાતાંબી નથી. શું ધૂળ મૂકવા ત્યારે ભણો છો ગણો છો, સદરો કુસતીબી શું કામ દિલમાં રાખો છો? ત્યારે તો દુરવંદાનીજ મીસાલ રેહેતાં કેમ નથી? જરતોસ્તીનાં નામને તમે એબ લગાડો છો. માણુસથી બિહીને ખોદાને ઠગવાની કાંઇ ગરજ? સાચ્ચેસાચ્ચું જો મને કહી દીધું હતે તો શું હું એક બઇરી જેવી બઇરીને મારવાનો હતો? શું હું તેણીને કરડી ખાવાનો હતો? કદાચ બે બોલ શિખામણના કેહેતે એટલુંજ કેની? હું મારા ઘેરમાં એ પ્રમાણેનું જૂઠું સાંખી શકવાનો નથી, જૂઠું બોલવાની એવી આદત જો પડી હોય તો તે તમારો મહીરેજ મૂકી આવજો. એકને જોઇને બીજાં છોકરાંઓ બિગડશે. મને જૂઠાંની ઘણી ઝાંઝ છે. હોય ઇનશાન છે ભૂલ થાય, નહિ આવડે, નહિ સમજ હોય તો તે સઘળું સાંખી શકાશે, પણ તે ભૂલ અને ખાંમી છૂપાવા ખાતર જૂઠું બોલો અને એક જૂઠાંને ટેકાવા ખાતર બીજાં દસ જૂઠાં ઉભાં કરો એ સેતાંનિયત ભરેલું કામ છે, એ હેરેમંદી છે, નેક ખસલતની બાનુઓના તરીકાથીજ તે ઉલટું છે. એક તરફથી એવી હેરેમંદી ચલાવો અને બીજી તરફથી સુખડ લોબાંન મૂકીને પવિત્ર અવસ્તાવાંણી ભણો—પણ એવી ઠગાઇ જયારે માણુસની આગળબી ઊઘાડી પડી ગઇ છે તો પછી તે પવિત્ર કિર્તારની નજરથી કેમ છૂપી રહી શકતી હશે? તેનો તો તમારે કાંઇ દર કરવો જોઇએ. જયારે વખ્ત આવશે ત્યારે તેને તો તમારે મ્હોડું બતલાવાનું છે કે નહિ? તો પછી તે વેળાએ

કેમ મ્હોડું બતલાવી શકશો ?" એટલું બોલી સાસુએ કહ્યું કે, "અલા જાણે મારી બીજું તો તેવણ એટલું બખારીયા કે મને તો મુદલબી યાદ રહ્યું નથી. કાંઇ નહિ ત્યારે વળી એ રમખાંન નિકળી આવ્યું." નણંદ તથા દેરાંણીને કાને એ વાત આવેલી જાણી મને ઘણું લાગ્યું અને સાસુના બોલેબોલ તીરની મીસાલ મારી નાજુક છાતીને વીંધી નાખવા લાગ્યા. અગરજો સાસુએ કોઇ કળાંટ સાસુની મીસાલ મીઠું મરચું ભભરાવીને પોતા તરફના ઠપકા અને કરડા બોલોથી કહી સંભળાવ્યું હતે તો મને એટલું બધું લાગતે નહિ પણ તેઓએ ફકફીને, મારી દયા ખાઇને, નરમાશ અને મીઠાસથી મારી તરફની દિલસોજી સાથ મને માત્ર સસરા તરફનો સંધેસો કહી સમજાવ્યો અને તેઓ તરફની એટલી બધી લાયકીથી મારી આંખોમાં પાણી આવી ગયાં. જ્યારે તેઓએ મને એ પ્રમાણે રડતી જોઇ ત્યારે આગળ બોલવાનું માડી વાળ્યું અને મને પોતાની પાસે બેસાડી ઘણોક દિલાસો આપી ઠંડી પાડી. આ દીલાસાનો મૂળ ભાવાર્થ એટલોજ હતો કે, હોય નાહાંનો અને દહાડેના બેઉ કાંઇ એકસરખાં હોય? એવણ તો ડાહ્યાજ છે, વળી નાહાનોઓ જો એવણનાંજ જેવાં ડાહાપણવાળાં હોય તો પછી નાહાંન કેહેવાયજ કોણ? ચાલ દિકરી, બપોરી વખ્ત આંખ પાણી ભરવાનું છોડી દે અને ફરીથી એમ ના કરતી. તારા સસરાને જનૂફાંની ઘણી ઝાંઝ છે અને ઠપકાના એ વરસાદથી જો તું ખરેખરી ડાહીજ હશે તો તુને હવે પછી ઘણો ફાયદો થશે."

## પ્રકરણ—૩૫.

## મારા નમુનાદાર દેરજી—તેમની અજબ જેવી ખુબીએ.

"મસાલાના પોરા"ની મોહોકાણમાં મેં મારા મુરબ્બીને તોલના સસરાજીને ગુસ્સે કીધા અને તે ઉપરથી તેઓએ મારાં જુઠ્ઠાંની જે ઝાંઝ ચહડી હતી તેને લગતો હેવાલ વાંચ્યા પછી અગરજો તમો એમ વિચારતાં હશો કે એટલાજ ઠપકામાં "શીરીન મડમ"ને માથેનો ઘડો વહી ગયો હશે તો તેમાં તમે ભૂલ કરશો. "સબ સોયા જબ અલ્લા જાગા"એ કેહેવત પ્રમાણે "મસાલાની પોરા" વાળા બનાવને જયારે પાંચ સાત દિવસ વહી ગયા, અને લગભગ તે બીના ભૂલાવા આવી, ત્યારે અસાધારણ ડાહપણ, પ્રમાણીકપણું અને બાહોશીનું ખોટું ગુમાન ધરાવનારા મારા એક દેર જાગી નિકળ્યા. તેઓને એ બનાવ વિષેની પાંચએક દિવસ પછી ખબર પડી અને તે ખબર આપવા માટે હું પ્રથમ તેમની ધણિયાણીને ખોટી રીતે બદનામ કરતી હતી, પણ પાછળથી મને ખબર મળી કે તે કારસ્તાન તો મારી નણંદનુંજ હતું. પોતીકા ભાઇ આગળ ડાહી થવા અને એ રીતે તેમને અવારનવાર ખોટા પ્યારથી નિચવવા ખાતર મારાં નણંદ ઘેરની અણીથી તે પણી સૂધીની સઘળી ખબરો તેમને પહોંચાડતાં હતાં. એક ધણિયાંણી તરીકે મારાં દેરાંણી પોતે પણ જો પોતીકા ભર્તા–

રને મારી ફજેતીથી વાકેફ કરવા માંગતે તો કરી શકતે, પણ તેઓ ખરેખરાં દુરઅંદેશ અને શ્યાણાં હેવાથી તેમજ તેમને પોતીકા ધણીના દાધાબલીયા સ્વભાવની પૂરતી માહેતગારી હોવાને લીધે તેઓ મારા તરફની દયાનેજ ખાતર તે માટે "સસેકા તીન પાંછ" કરી ગયાં હતાં. પણ જયારે પોતીકી બેહેનને મ્હોડે મારા દેરને એ માટે ખબર પડી ત્યારે સપર પેહેલાં તો તેઓએ પોતીકી ધણિયાંણી ઊપર રણ પાડયાં કે, 'બસ મને એ માટે તેજ દિવસે કહયું કેમ નહિ ?" એ પ્રમાણે પોતીકાં મોહોરદાર ઉપર રન પાડયા પછી તેઓએ મારા સંબંધમાં "સુતેલો સાંપ પાછો કેમ જગાડયો" અને "ડુંગર ખોદીને કેવો માહાભારત ઊંદર" બાહાર કાહાડયો તે વિષેનો હેવાલ આપવાની પ્રથમ, મારી પ્યારી વાંચનારી બેહેનીઓ સાથ મારા આ નમુનાદાર દેરનીજ પૂરતી પિછાણ કરાવાની હું અગત વિચારૂંછું.

મારા આ દેરનું નામ ચાનજીભાઇ હતું અને તેમને હરેક નજીવી બાબદ ઊપર "ચુંકીને ચાંદુ" પાડવાની ટેવ હતી. તેઓ ઉમરમાં મારા બાવિંદ કરતાં બે ચાર વરસ વડા હતા, પણ તેમની કેળવણી ઘણું કરીને ચોથા અથવા પાંચમાં ધોરણવેર આવી રહેલી હતી. શિખવા ઊપર કાંઇ પણ ધક ન લગાડયાથી મારા સસરાએ પોતીકા આ બેટાને પોતીકી આફીસમાં લઇ જઇને વગર પગારે બેસાડયો હતો, અને પાછળથી વરસ દહાડાના મુફતના ધસડબોરા પછી તેમને ધમ દઇને વીસનો પગાર મળ્યો હતો, જેમાં સસરાજીના લાગવગથી બે વારનો વધારો થયાથી તેઓ ત્રીસના પગાર સૂધી આવી

પુગ્યા હતા. "ઓફીસમાં" તેમનું કામ "કસટમ" ને લગતુ હતું, જેથી ઓફીસની બાહાર "કસટમ"ને બાહાંને રખડી રઝડીને તેઓ પોતીકા દહાડા પસાર કરતા હતા. લખવા વાંચવાની તેમનામાં બિલકુલ હુશિયારી અથવા માહેતગારી ન હતી. એક પત્રની માત્ર નકલ કરતાં તેમને એક કલાક થતો અને તે પણ અરધો ડજન છેકા અને છરીએ ઘસી કાહાડેલી "સ્ક્રેચ" વગર થઇ શકતી નહિ હતી. ઈંગ્રેજી ભાષાનાં જ્ઞાનમાં તો તેઓ ધોબીના ભાઇજ હતા, અને તેટલા ખાતર તેમનો વાંચણનો શોખ તેમનાં માતાજી તથા અભણ બેહેનોનાં કરતાં જરા પણ ચઢતો ન હતો. હલકા કાહાંણી કિસ્સા અને ગુજરાતી રોજીંદાં પત્રો પણ તેઓ વાંચતા તો વાંચતા અને નહિ તો નહિજ. તેમની બેહેન તથા માતાજીને તેઓ કરતાં રોજીંદો છાપો વાંચવાનો વધારે શોખ હતો. મારા પ્રવીણ દેરજીનો શોખમાં શોખ ઘેરમાં રહે તેટલો વખ્ત આંગમાં બંદિયાંન વગર, સેરડાનાં પેહેરીયાં જેવા બાંગા હાથો સાથ કોચો અને ધોલકીઓ ભાંજવાનો હતો. તેઓ પોતીકી સઘળી હુશિયારી અને બાહોશી ઘેરનાં બઇરાંઓ આગળજ ખાલી કરતા હતા. દુનિયાદારીની પણ તેમને ઝાઝી સમજ નહિ હતી, તે છતાં તેમનાં મનનો ફાંકો, એટલો બધો હતો કે જાણે ભલાભલા પંડિતો તેઓ આગળ પાણી ભરવા લાયકનાજ હોય. મા બેહેન તથા ભોજાઈઓ સાથની વાતચીતમાં તેમની ખરેખરી નિશાળ હતી, અને મા બેહેન તથા ભોજાઇઓના સાંકડા અનુભવની વાતચીતથી તેઓ પૂરેપૂરા બાયલા થઇ ગયા હતા. તેઓ ઉનકેનવાસના ભાવતાલ જાણતા,

કોરોની તરાંહાં છાપી આપતા, ફાંટો ફરતો તો ભરવા માંડેલી કોરનાં એકાદ બે ફુલ પણ ભરી આપતા, સાડી તથા ઇજાર કયારે ખરીદી, કેમ ખરીદી, તથા કયાંથી ખરીદી તેની સઘળી ખબર તેઓ રાખતા. બાજ રોજગારની સાથે બાનુઓની "માંદગી"ના દિવસો પણ તેઓને અજબ જેવી રીતે યાદ રહી શકતા, અને એ પ્રમાણે પોતે એક માટીડા ગણાવા છતાં બધી રીતે માયની દિકરીની જગો રાખે એવા મારા મર્દાને મર્દ દેરજી હતા.

પણ તેમની ઉપલી ખાસિયતો ઉપરાંત એક અગતની ખાસિયત મારે ભુલી જવી નહિ જોઈયે. એ ખાસિયત હરએક બાબદ ઊપર ચુંઠીને ચાંદું પાડવાની હતી. તેઓ "રોમના પોપ"ની મીસાલ કાંઇ પણ તકસીર અથવા ભૂલ કરવાને નાલાયક હોય એમ પોતાને માનતા અને તેટલાં ખાતર ઘેર મધે કોઇથીબી જરાબી તકસીર થતી તો તે આ "દેરજી મહારાજ"થી સાંખી શકાતી નહિ. આ તકસીર કરનાર ઘેરના વડા મુરબ્બી હોય, પોતીકાં માનવંત માતાજી હોય અથવા પાંચ છ વરસનું નિર્દોષ બાળક હોય તોપણ તે સઘળાંની આ દેરજી એકસરખી રીતે ખબર લેતા. કોઇને હાથે એક રકાબી ભાગી, એક ચમચો ખોવાયો, મૂકેલું મેલેલુ કાંઇ પણ બરોબર હાથ નહિ લાગ્યું, જરા ખોટું બોલાયું, જરા સેહેજ બોલાચાલી થઇ, તો તુર્ત આ ધોતાલ દેરજી, જજ અને જુરીનો અખત્યાર પોતાનાજ હાથમાં રાખી તે માટે તપાસ કરવા નિકળી પડવાના. એ કેમ થયું, એ શાથી થયું, એ કોણને હાથે થયું, એ શા માટે થયું, એ સઘળાં માટે આ પરવારતા માટીડાજી જોસતેજો ચલાવતા, સાક્ષી ઉ-

પર સાક્ષીઓ તપાસતા, અને ધૂળ જેવી બાબદને એવું તો ગભીર રૂપ આપી દેતા કે કેટલીક વાર તેઓની એ ચાલ માટે ચીડ ચઢતી તો ઘણીવાર સર્વેને હસવું પણ આવતું. મારાં નેક સાસુજીનું એવી તલાસ વેળાએ સર્વે કરતાં વધુ ગરી જતું, કેમકે તેઓ ઘણાંજ દયાલુ અને ગઇગુજરી ભૂલી જનારાં હતાં. સેહેજ બોલાચાલીના મીનાકેસાને દાબી દેવાની જયારે મારાં સાસુજી તજવીજ કરતાં ત્યારે આ પરવારતા દેરજી "ખરૂં નરૂં" કરવાની ચાલુ કોશેશથી તેને વધારી મૂકતા —જે મુદલબી પસંદ કરવા જોગ નહિ હતું. કુલે માણુસ જાત ભૂલને પાત્ર છે—અને તેમાં બાનુઓ કે જેમની મુલ કેળવણીનું પણ કશું ઠેકાણું નહિ તેઓ જયારે પોતીકી હાલતને છાજતી ભૂલ વટિક કરે તો તેમાં દાઢી મુછવાળા એક મર્દ જેવા મર્દને નાહેકનું માથું મારી જરા જરામાં કાગનો વાઘ કરતો જોઇ હું અજબ અજબ થતી હતી. ઘણીવાર તેમની એ કઢંગી ટેવ માટે તેમને મુરબ્બીજી સસરાએ વાર્યા હતા. કેટલીક વારતો સઘળી બાનુઓ દેખતાં તેમને "પાણી ઊતાર" કરી નાખ્યા હતા, પણ "ટાઢ જાય રૂવે અને આદત જાય મુવે" એ જાણીતી કેહેવત મુજબ દેરજીના આંગ ઉપરનાં ખરવસતર ચાંમડાં ઊપર તેની બિલકુલ અસર થઇ નહિ હતી. "પરવારતો સુથાર પાતલા ઘડે" તો તે પાતલા જરારતીબી કામમાં આવતા હશે, પણ અભણુ બાનુઓના માહોમાહેના કજીયા કંકાસમાં નાહેકનું માથું મારી અસલ આગમાં તેલ પૂરનારા પરવારતા માટીડાઓ તો માટીડાના નામને પણ લાયકના નથી. મારા દેરજી એવાજ "કામનાં કાઢનયા" હતા, અને તેઓએ મારા સંબંધમાં જે કામ કાહાડયું હતું તે હું હવે પછી જણાવીશ.

## પ્રકરણ—૩૬.

## "ચુંથીને ચાંદુ પાડનાર ચાનજીભાઇ"નો ચાર ઠેકાણેનો રકાસ.

મારા દેરજીએ જયારે "ઇડાંના પોરા"ને લગતી હકીકત જાણી ત્યારે તેઓએ પ્રથમ તો પોતાનાં ધણિયાણી ઉપર તે વાત નહિ જણાવવા વિષે રન પાડયાં ત્યાર પછી તેઓ "મક્કારે ઓરત"ની કાણી જાણે તે વિષે કશું જાણતા ન હોય તે પ્રમાણે "કાંગલાકુંગલા" થઇ પોતીકાં માતાજીના પાસામાં બેસી તે વિષે નવેસરથી પૂછપરછ કરવા લાગ્યા. મારાં સાસુએ પોતીકી ભોલાઇમાં પેહેલેથરથી માંડી મૂકીને તેઓ આગળ સસરાજીનાં ભાષાણ સુધાંની સઘળી હકીકત કહી. પણ આ પરવારતા માટીડાજીને એટલી હકીકત શું કાંઇ બસ થાય? તેઓએ પોતીકા પિતાજી આગળ એ વાત છેડી, પણ પિતાજી કાંઇ સાસુના જેવા ભોળા ન હતા. તેઓએ પ્રથમ મોગમમાંને મોગમમાં તે વિષે અખાડા કરવાની ઘણી તજવીજ કીધી, પણ ચુંથીને ચાંદુ પાડનાર ચાંનજીભાઈની ચાવાચીવી જ્યારે નહિજ અટકી ત્યારે અંતે સસરાજીને ધસોરો મૂકવાની ફરજ પડી, "બસ છેક હવે ડાહ્યો ના થા, રાંડયાના કુથલામાં માંથું મારવાની તુને શું ગરજ હોય? નાદાંન છે, એકવાર એવી ભૂલ થઇ તો શું તેને ચાવીચાવીને કુંચોજ કરવો જોઇયે? "ફસટમને" બાંહાંણે લીલાંઊએ લીલાંઉ અને દુકાંને દુકાંન ભટકતા ફરી આરીસમાં છાંતોછો કે હમણાજ ફસટ-

મમાંથી આવ્યો, ત્યારે એવું હરઘડીયે જૂઠું બોલતાં તુંને શરમ લાગતી નથી અને એક બાઈ માણસે પોતીકી શરમ અને ધાસ્તીને ખાતર પેહેલવેહેલી તકસીર કીધી તો તે વિષે એટલીબધી ચાવાચીવી કરવાની તુંને શું ગરજ? કામકાજ નહિ હોય તો કાંઈ દાનાઈની ચોપડીઓ વાંચો, લખો, ભણો, અને બાયલાઓની મીસાલ એવા ભુંડા કુથલા કરવાનું છોડી દેવો."

દેરજી આ પ્રમાણે પેહેલી કોશેશમાં ફ્તેહ થઇ આવ્યા પણ તેથી તેઓ કાંઈ ધરાયા નહિ. તેઓએ તો બધી પુરવારી મેળવવાનો ઠેરાવજ કીધેલો હતો એટલે સસરા બહાર ગયા પછી તેઓએ ચોથે માળની બાઈઆઇને કાંઇ કામને બાહાંને ઉલટપાલટ તપાસવા સારૂં નિચે બોલાવી. તે બિચારી ઘેરનું કામકાજ છોડી કેવું એક અગતનું કામ હશે એમ વિચારી લાગલી દોડી આવી. તેણીને એ પ્રમાણે આવતી જોઇ "દેવજી ધસારયા"ની મીસાલ કોચ ઉપર પલાંથો મારીને બેઠેલા મારા દેરજીએ પેહેલોજ સવાલ કીધો કે, "એમ આવો બાઇઆઇ, પેલા મસાલાના પોરાને લગતી સઘળી હકીકત મેહેરબાંની કરી મને કહી જશો?" બાઇઆઈ ઘણી પક્કી અને ઠાવકી હતી અને તેણીએ આ સવાલ સાંભળતાંજ તનકો કરીને જવાબ દીધો, "જી, ઘણા દિવસ થયા તે મને કાંઇ યાદ નથી, ચુલા ઉપર માછલી તરવા મૂકીને આવીછું તે બળી જશે અને મારાં સાસુનો હુકમ નથી કે પારકા મર્દો સાથ વાતચીત કરવી, માટે એજ જો તમારૂં કામ હોય તો જાઉંચજી" એટલું બોલી લાગલી તે માળ ઉપર

ચહડી ગેઇ. સર્વેના દેખતાં દેરજી બીજીવાર ચાટ થયા પણ તેથીબી તેઓ ધરાયા નહિ. પેહેલે મારથી મસાલો મંગાવ્યો હતો કે નહિ તે માટે પૂછપરછ કરવા સારૂ ત્યાંના બબરચીને તેડાવ્યો. આ બબરચી ઘણો બાંગર અને બોલીદરાજ હતો. તેને જ્યારે મસાલા વિષે સવાલ થયો ત્યારે તેણે ઠંડે કલેજે જવાબ આપ્યો, "બેઅદબી તો માફ છે સાહેબ, પણ મસાલા અને કાંદા પપેતા ઉપર ધ્યાન આપવાનું તમો મુરબ્બીનું કામ નથી. તમે મુરબ્બી વાંચો, લખો, ધંધે ધાપે જાઓ અને કમાઇ લાવો એટલુંજ બસ છે અને બાઇ માણસોના કુથલામાં જ્યારે ઘેરના માટીડાઓએ માથું ઘાલ્યું એટલે ચોકસ જાણવું કે મર્દ અને ઓરત બેઉનીજ કમબખ્તી. તમે ગુસ્સો કરો તો મુખત્યાર છો, પણ છેલ્લા દસ બાર દહાડામાં તો ત્રણ વાર હું મસાલો લઇ ગયો હોવશ તે મને કેમ યાદ રહે કે ફલાનેજ દહાડે લીધો તો કે નહિ?" એક હલકા નોકરને મોહેની આ ફીલસુફીથી તેમને બહુજ ખસિયાણું લાગ્યું, પણ તેથીબી નહીજ ધરાતાં જાણે તેઓએ કેવો એ માહભારત વાઘ માર્યો હોય તે પ્રમાણે તેઓ મારા ખાવિંદ પાસે ગયા અને તેઓને મસાલાના પોરાને લગતી હકીકતથી વાકેફ કરવા લાગ્યા. તેઓ મનમાં એમજ સમજતા હતા કે મે મારા વાહાલા ખાવિંદથી મારી ફજેતીની બીના તદન છૂપાવી હશે, પણ મેં તો તેમને તેને તેજ દિવસે અણીથી તે પણી સૂધીની બીનાથી વાકેફ કીધા હતા એટલુંજ નહિ પણ બીજે દિવસના સસરાજીના ગુસ્સા અને ઠપકા વિષે પણ કહેલું હતું. એટલું છતાં જાણે કશું જાણતાજ નહિ હોય એ પ્રમાણે મારા

ખાવિંદે પોતીકા ભાઇને મોડે સઘળી હકીકત જાણી લીધી, જે માં કેટલાક ટકા પણ ચહડાવેલા હતા. સઘળું સાંભળવા પછી મારા ખાવિંદ બોલ્યા, "ભાઈ ચાનજી, તમે જે ખબર આપી તે માટે હું તમારો ઉપકાર માનુંછું. પણ એ સઘળું મને શીરીને તેને તેજ દિવસે કહેલુંછે અને તમારી એ સઘળી તસદી નકામી ગઇછે. હું ધારૂંછું કે એટલો વખ્ત અને એટલી મેહેનત કાંઇ સારાં કામ ઉપર લીધી હતે તો તમને વધારે ફાયદો થતે. હું દલગીરછું કે હજી તમે ટુમરાં લડાવાની તમારી આદત છોડી નહિ, જેમ તમે મારી બઇરીની હકીકત જણાવવાની છુટ લીધીછે તેમજ તમે "કસ્ટમ" મધેથી કેટલુંક બાલોરકામ ઓચર્ચી કીધું હતું અને તે ઉપરથી તમારી ચાકરી જતી રહેતી હતી અને મુરબ્બીજી બાવાજીએજ દાબદબાંણ કરી તમને બંચાવ્યા તે સઘળી હકીકતથી મારી શીરીનને વાકેફ કરવાની મેહેરબાનીની રાહે મને છુટ આપશો ? જાવો, એવાં કસરેવજી કારસ્તાનો છોડી દેવો અને પગ તળે બળે તે છતાં લંકાં હોલવવા જવાનું માંડી વાળો. માણસ માત્ર ખાંમીથી ભરેલુંછે, અને જેઓએ વધારે મોટા અપરાધો કીધેલા હોય તેમને માટે ખાસ જરૂરતું છે કે નજીવી તકસીરવાળાઓ માટે ચાવાચીવી કરવાની કોશેશ કરવી નહિ, નહિ તો તેમની પોતાનીજ વધારે ફજેતી થશે." હવે મારા દેરજી ધરાયા. "ચુંઠીને ચાંદું પાડનાર ચાંનજીભાઇ"એ હવે જોયું કે એક નાંદાંન અબલાની એક નજીવી તકસીર ઉઘાડી પાડવા જતાં તેમનો ચચ્ચાર ઠેકાણેથી કેવો રકાસ થયો હતો.

## પ્રકરણ—૩૭.

### "જે માઠું થાય તે સારાંનેજ કાજે."

પ્યારી બ્હેનો,

દેરજી મારી રૂસવાઇ કરવા જતાં ચાર ઠેકાણેથી ફજેત થયા તે છતાં તેમની એ ચાલથી મને પોતાને થોડું માઠું લાગ્યું નહિ હતું. એક સેહેજ જાઠું પકડાઇ આવ્યાથી મુરબ્બીને તોલના સસરાજીને મેં ખફા કીધા અને તેમને મ્હોડેનો સખ્ત ઠપકો સાંભળવો પડયો, મારે લીધે મારાં નેક સાસુજીને કેટલોક બલાપો કરવો પડયો, દેરજીએ આખાં ઘેરમાં "કાગનો વાઘ" કરવાની તજવીજ કીધી, અને છેલ્લે વાહાલા ખાવિંદે પોતે પણ કેટલાક શિખામણના સખુનો કહી સંભળાવ્યા, તે સઘળું સામટી રીતે લેતાં, મારા સરખી એક તિક્ષણ લાગણીની નારને માટે બહુ ભારી પડી જાય એ સ્વભાવીક છે. બીજી હિમતવાન ગણાતી પણ ખરેખરી નફ્ફત બેહેનીઓની મીસાલ એ ઠપકા અને તાનાજાનની વેળાએ "એમાં શું થયું," "ચાલો આલો હોશે," "તમે ક્યાં પાધરાંછો," એવી એવી નફ્ફતાઇ ભરેલી અને સામી સરજોરી કરનારા બચાવની મેં કશી અગત જોઇ નહિ. મારી મરજી જેમ બને તેમ એ બનાવ સર્વેનાં મન ઉપરથી ભૂલાવવાની હતી, અને તે ભૂલાવવા ખાતર સર્વેથી વધુ જરૂરતું એજ હતું કે મારે પોતે જેમ બને તેમ તે માટે ચૂપકીદી અખત્યાર કરવી. એક

ખુલ્લાં કારણના લુલા લંગડા બંચાવથી સામી પક્ષવાળાઓને વધારે સખ્ત થવાની ફરજ પડેછે એ મને મારા ખાવિંદે સારી રવેસે શિખવેલું હતું અને તેથી કાંઇ પણ બચાવ અને બાહાંનું કાહાડયા વગર સર્વે તરફની ધમાલ મેં મુગે મ્હોડે ખમી અને તેથી દેરજીના રકાસ પછી એ બીના જાણે બનીજ નહિ હોય તેમ ટુક મુદતમાં ભૂલાઈ ગઈ.

પણ એ માઠા બનાવ પછી મેં ચોકસ ઠેરાવ કીધો કે એટલી બધી ફજેતી અને રૂસવઇના એ બનાવને તેનાં લાભ-કારક પરિણામ વગર એકદમ પસાર થઇ જવા દેવો નહિ જોઇયે. માણસ પોતાની નાદાંની અને અનુભવની કોતાઈમાં જેબી ભૂલ અથવા ખાંમી કરે તે સેહેલથી દરગુજર થઇ શકે છે, પણ એકવાર છક્કર ખાધા પછી, અને જોઈતો અનુભવ તથા માહેતગારી આસપાસના વડીલોની સલાહથી મળી ચૂકયા પછીબી જો તેજ માણુસ જાણી જોઇને માત્ર પોતીકી હઠને ખાતરજ તેની તેજ ભૂલ કરે તો પછી તે માણસના નામનેબી લાયકનો નથી. અજ્ઞાનપણા અને અંજાનપણાની ભૂલમાં ઝાઝું શરમાવા જેવું નથી, પણ પુરતી રીતે આંખ ઉઘડયા પછી, પુરતી માહેતગારી મળી છુકા પછી, "દેખતી આંખે કુવામાં પડવું," એ ખરેખર નામોશી ભરેલું છે. એજ નિયમ પ્ર-માણે રાંધવા સીંધવાની મારી પેહેલી બેદરકારી અને બીન-માહેતગારીમાં મારી ઝાઝી કસુર નહિ હતી. મારાં માબાપે મને શિખાડવાની કસી જરૂર જોઇ નહિ હતી. મારા શીક્ષકે યા કોઇ પણ મુરબ્બીએ મારાં મગજ ઉપર તેની જરૂર વિષે કાંઇપણ અગતનો બોધ ઠસાવ્યો નહિ હતો, અને તેથી રાંધ

વા સીંધવા વિષેના અજ્ઞાનપણા માટે જેટલી મારી કસુર હતી તે કરતાં વધારે કસુર મારાં માબાપની, મારા શીક્ષકોની, મારે માથેવાસેના મુરબ્બીઓની હતી. પણ ઉપલા કમનસીબ બનાવ પછી, સાસુ સસરા જેવા મારે માથેવાસેનાં નવાં મુરબ્બીઓએ તમામ બાનુ મીત્રને માથેની એ અગતની ફરજ વિષે મારી નજર ખોલી, ખોટા ગુસ્સાને બદલે મારાં પોતીકાંજ ભલાં ખાતર નરમાશ અને મીઠાશથી ઘટતી શિખામણના બોલો કહી સંભળાવ્યા, ત્યારે મારાં મન ઉપર એટલી બધી અસર થઇ કે તેને તેજ દિવસથી હું ઘેરનાં સઘળાં કામ કાજ કરતાં રાંધણીનાં કામ ઊપર વિશેષ ધ્યાન આપવા લાગી. આગળ હું મારી દેરાંણી જેઠાંણીને રાંધણીનાં કામમાં અનમન્યાં દિલથી મદદ આપતી હતી, પણ તે એટલુંજ કે સઘળું સમારી સોહી આપતી, ચુહુલે ચહડાવાની જોઇતી ચીજો તેમને લાવી આપતી અને તેઓ તે પોતીકે હાથે ચુહુલે ચહડાવી રાંધતાં, પણ હવે મેં મારી દેરાંણી જેઠાંણીઓ પાસ માગી લીધું કે તેમની દેખરેખ આગળ મનેજ સઘળું રાંધવા દેવું, એટલુંજ નહિં પણ જુદાં જુદાં કામકાજના અમને વારા પાડી આપેલા હતા તે છતાં હું મારૂં વારા પ્રમાણેનું કામ જલદીથી આટોપીને દરરોજ રાંધણીમાં• દોડી જતી અને જે બેહેનીનો તે દિવસે રાંધવાનો વારો હોય તેમાં તેને જોઇતી મદદ કરતી.

પ્યારી બેહેનો, ફરજયાતપણે શિખવું એ એક ચીજ છે અને જાતી ઉલટથી શિખવું એ જુદીજ ચીજ છે. બાનુઓ જે ચીજ મન ઉપર લીયેછે તેમાં તેઓ મરદોનાં કરતાં પણ વિશેષ કુશળ નિવડે છે. જે કાલેજોમાં અભ્યાસ કરતી

હાલની કુમારીકાઓના બાબમાં પુરવાર થયલું છે. એજ પ્રમાણે રાંધવા સીધવાની બીના એકવાર ઉલટથી મન ઉપર લીધા પછી તેમાં કુશળ થતાં ઝાઝો વિલંબ લાગે નહિ. શરૂઆતમાં કેટલોક બિગાડ થતો, કોઇવાર નીમખ વિસરી ગયાથી દાળ મોરી રહી જતી, તો કોઇવાર ખીચડીમાં હળદ ઓછી પડતી, કોઇવાર તરકારીમાં ઘીના રેલા ચાલતા ત્યારે "સાસુખાઇને" સાસુ હસીને 'હાથ રાખીને' ઘી વાપરવા ફરમાવતાં. કોઇવાર જ્યારે મારા જાતી શોખ પ્રમાણે યાહોમ મસાલો હોમાવી દેતી ત્યારે સસરાજીને મ્હોડેનો નરમ ઠપકો સાંભળવો પડતો, પણ એ રીતની શરૂઆતની ભૂલભાલ અને ખામીઓ છતાં થોડા માસમાં "શીરીન મડમ" રાંધવા સીંધવામાં એટલીતો કુશળ થઈ કે જે બેહેનીઓ આગળ એજ બાબદમાં તેની શીક્ષક ગણાતી હતી તેઓ પાછળ પડી ગઇ, કેમકે તેઓતો માત્ર જાતી શોખ યા ઉલટ વગર માત્ર ફરજનીજ મારેલી શીખેલી હતી. વળી બીજી બેહેનીઓ કરતાં એ બાબદમાં મારે હાથે એટલીબધી ઝડપ પણ આવી ગઈ કે કેટલીકવાર સાસુ પોતે પણ મારી ઝડપ જોઇ અજબ થતાં હતાં. બીજી બેહેનીઓ થીથનથાથન કરી રાંધણીના ધુમાડામાં અરધો દિવસ ગાલી કાહાડતી ત્યારે હું મારી રાંધવાની વારણ વેળાએ કલાક દોઢ કલાકમાં પરવારીને સીવવા ભરવા લાગતી તે જોઈને સર્વે તાજુબ થતાં. "મરેરે શીરીન, તારા હાથ કે બલા, કેટલાવારમાં પરવારી ગઈ?" એ સવાલ મને વારંવાર પૂછાતો. મારી દેરાંણી જેઠાંણી સીવવા ભરવામાં મને મદદ કરવાની કબુલાત આપી પોતપોતીકી રાંધવાની

વારણુ વેળાએ મને કાલાવાલા કરીને પોતાની સાથ રાંધણીમાં લેઇ જતી અને મારી મદદથી જલદીથી પરવારી જવા માગતી. હું એ મદદ ખુશીથી આપતી કેમકે હવે રાંધવા સીંધવાનું કામ તો મારા શોખનું કામ થઇ પડયું હતું.

મારાં સાસરાંમાં ઇંગ્રેજી યા ગામઠી મીઠાઈઓ બનાવતાં કોઇને આવડતું નહિ હતું. સારે રૂડે જેબી મીઠાઇ જોઇતી તે પદરખાનેથી વેચાતી આવતી અને મારા સસરાને ઘણી ઊમેદ હતી કે તેમને ત્યાંની બાનુઓ પોતીકે હાથે સુઘડાઇ અને સફાઇદાર મીઠાઈ બનાવી જાણે, પણ તે શીખવાનાં સાંધણો મારે સાસરે કશાં નહિ હતાં. પણ એ તક મને મારે મહીરે મળી. મારા સુધરેલા પિતાજીએ ગામઠી બબરચીઓના દોરથી કંટાલી થોડુંક સુધી ઈરાની બબરચી તપાસી જોયા હતા, પણ તેમના ભેજાં ફાટેલ સ્વભાવ નહી પાલવ્યાથી અંતે તેમને ફીરંગી બબરચી રાખવો પડયો હતો. મને તથા મારાં માતાજીને કોઇને ફીરંગી બબરચી પસંદ નહિ હતો, અને પ્રથમ તો તેના ફુવડ હાથનું રાંધેલું ખાતાં પણ અમને સુગ લાગતી હતી, પણ બાવાજીની બોંહોંસ આગળ કોઇનું નહિ ચાલ્યાથી જેમ તેમ કરી મુક ગલે ઊતારવા પડતા અને રફતે રફતે ખાતાં ખાતાં ફીરંગીને હાથનું અમો ખાતાં શીખ્યાં. આ ફીરંગી સઘળી "પેસ્ટ્રી" ઘેરમાંજ બનાવતો હતો, "ક્રીસ્ટમસ" ના કેકથી તે સાદામાં સાદી "બીસકીટ" પણ તે ઘેરમાંજ બનાવતો, અને તે ભુંજવા માટેની ભઠી પણ બાવાજીએ બનાવી આપી હતી. આ ફીરંગી ઊપર મેં મારી ઊમેદ બાંધી હતી અને તે માટે

સાસરે કાંઈ પણ ગોંવાટ કીધા વગર જ્યારે અવારનવાર હું મહીરે જઇ રહેતી ત્યારે દરરોજ કાંઇ પણ નવી નવી મીઠાઇઓ બનાવી હું મારી વગર પરણેલી બેહેનો સાથ તેની પાસે થી શીખી લેતી. એ પમાણે "પ્લમ પુડીંગ" "ટીપસી પુડીંગ" "આમન પુડીંગ," તરેહવાર જાતનાં "પાઇઓ" બીસકીટો, કેકો, ઇત્યાદી મીઠાઇઓ બનાવતાં શીખી. તે ઉપરાંત "પકવાન પોઠી" ને નામની જુદી જુદી નવી નિકલેળી ચોપડીઓ ખરીદી તેમનો અભ્યાસ કરવા લાગી, જેમની મારફતે જાત જાતની જેલીઓ, અઠાંણાઓ, અને બીજાં સ્વાદિષ્ટ પકવાનો પણ હું મારે મહીરેજ બનાવા લાગી. મારા આ નવા શોખથી મારા સુધરેલા બાવાજી અજબ થવા લાગ્યા, પણ ખરી અજાએબી તો જ્યારે હું એ મીઠાઇઓ અને પકવાનો મારે સાસરે બનાવા લાગી ત્યારે મારાં સાસુ સસરાને ઉપજી હતી. પેહેલવેહેલી જ્યારે હું મહીરેથી ગૂપચૂપ થોડીક મીઠાઈ બનાવતાં શીખીને સાસરે આવી ત્યારે થોડા દિવસમાં મુરબીજી સસરાજીની સાલગરી પડી. ધારા પ્રમાણે સાસુ મારા જેઠને પદરખાનેથી "ચીકીનપાઇ" બનાવી લાવવાની વરદી કરતાં હતાં, તે સાંભળી મેં શરમાઇ શરમાઇને આસ્તેથી કહ્યું કે, "નહિ સાસુજી, પદરખાનેથી શું કામ મંગાવોછો, એક દહાડો મારે હાથનું તો ચાખી જોવો." આ સાંભળી મારી દેરાંની જેઠાંની મારૂં મ્હોડું જોવા લાગી. પેહેલાંતો બધાં મશ્કેરી સમજ્યાં, પણ મારા જેઠે મારી માગણી કબૂલ રાખી પોતીકાં માતાજીને સમજાવ્યાં કે એવણને ઊલટ છે ત્યારે એક દહાડો એવણને બનાવી જોવા દેવો. એ રીતે

પરવાંનગી મળ્યા પછી મેં તે બનાવ્યું. સાસુએ ઘેરમાં સર્વેને મના કીધાં હતાં કે સસરા આગળ તે વિષે કોઇએ બોલવું નહિ. જોઇએ ખાતી વેળાએ તેવણ કાંઈ પારખે છે. ખાણાની ટેબલ ઊપર સસરાએજ પોતીકે હાથે કાપીને સર્વેને ધારા પ્રમાણે પીરસ્યું, અને પોતે ખાતાંના વારમાં કહ્યું કે આજના "પઈનો" તો કાંઇ જુદોજ સ્વાદ છે. હંમેશ પદરખાનેથી આવે છે તેવું તો નથી, સાસુએ હસીને પુછ્યું, "પણ હંમેશના કરતાં સારૂં છે કે ખરાબ, સ્વાદ કેવો આવે છે?" સસરાએ તેજ પાઈના બે બુક વધારે ખાઇને કહ્યું "મને તે કાંઇ અજબ જેવો સ્વાદ લાગે છે, મેં કોઇ દાહાડે એટલું બધું પાઇ ખાધું'તું નહિં, જાણે ખાયાજ કરીએ એવો સ્વાદ તે આપે છે." આ અભિપ્રાય સાંભળી આખી ટેબલ હસી પડી, અને સાસુએ ખુલાસો કીધો કે, "આજનું પાઇ તમારાં નાનાં વહુએ ઘેરમાંજ બનાવ્યું છે." સસરા આ ખબર સાંભળી ઘણાજ ખુશી થયા અને પ્રથમ સુગરાના સુગરાના એ પ્રમાણે બોલી કહેવા લાગ્યા કે, "ત્યારે તો હવે "શીરીન માય," તમારે એક બીજી "પ્લેટ" બનાવી મારા સીનોરને માટે મોકલવી પડશે. "ચીકીનપાઇ" માટેની તેની માગણી તમો ભૂલી તો નહિ ગયાં હશો?" આ હેવાલ ઉપરથી વાંચનારી બેહેનીઓ જોશે કે "જે માઠું થાય તે સારાંને કાજે" એ કેહેવત કાંઈ ખોટી નથી અને "ઇંડાંના પોરાની" ફજેતીનો એટલો બધો ઠપકો અગરજો મને સાંભળવો પડયો નહિ હતે તો આજે હું મુરબ્બીજી સસરાજીની સાબાશીને લાયકની થઇ પડતે નહિ.

# પ્રકરણ—૩૮.

## બબરચીઓના દોર—શેઠાંણીઓની આપ મતલબ—મારે મહીએરનો રાહદાર.

પ્યારી બેહેનો,

હું "રાંધવા સીધવા" શીખી, અને જાત જાતના પકવાનો બનાવવામાં કુશળ થઇ તેથી મારાં સાસરાંમાં માત્ર સેહેજ સગવડ વધી હતી, તે ઊપરાંત મેં હાંસલ કીધેલા, સ્ત્રી માત્રને માટે અવશ્યના ગણાતા, એ કિમતી હુનર વિષે મારાં સાસરામાં કોઇને અસાધારણ નવાઇ જેવું કશું લાગ્યું ન હતું. મારે સાસરે સાસુથી તે નણંદ, દેરાંણી, જેઠાંણી, તથા તેમની નાની ભુલકીઓ વટીક રાંધી જાણતી હતી એટલે તે કુટુંબમાં એકાદ વધુ રાંધનારીના વધારાથી કોઇને પણ તાજુબી ઉપજતી નહિ, એટલુંજ નહિં પણ મારે સાસરે પગારદાર બબરચી રાખવાનો સરેસ્તોજ ન હોવાને લીધે કોઈ દિવસ રાંધવાને લગતી અગવડ કે અડચણ જણાઇજ ન હતી. જે ઘરની બાનુઓમાં નાનાંથી તે મોટાં બધાંજ રાંધી જાણે ત્યાં એકાદ વધુ રાંધનારીનો વધારો માત્ર સાધારણ બનાવ તરીકેજ પસાર થઇ જાય છે પણ તેથી ઉલટી રીતે જે ઘેરની બાનુઓમાં કોઈ પણ રાંધી જાણતું નથી, અને જે ઘેરનો સઘળો આધાર પગારદાર બબરચીઓ ઉપરજ રહેછે તે ઘેરમાં પેહેલવેહેલી રાંધવા શીખેલી બાનુ કેવા આશીરવાદ

સરખી થઇ પડે છે તે હું મારાં મહીરાંના સંબંધમાં જોઈ ચુકી છું.

રાંધવા સીંધવાની બેદરકારી માટે લોકો આજના જમાનાની કુમારીકાઓને વારંવાર ઠપકો આપવા નિકળે છે પણ મારાં માતાજી કોઇબી રીતે આજના જમાનાનાં બાનુ નથી. તેઓ અસલી ઢપનાં, અસલી રીતનાં, અસલી વિચારનાં બાનુ છે તે છતાં તેઓ બિલકુલ રાંધી જાણતાં નહિ હતાં. તેવણજ જ્યારે એ કિમતી હુનરથી બેનસીબ રહેલાં ત્યારે તેમની ત્રણ ત્રણ બેટીઓ એ હુનર કયાંથી શીખી શકે? માથાં ઉપર વારી ત્રણ ત્રણ બેટીઓ, જેઓ કોઈ પણ ગરીબનાં ઘેરનો ખરો અગતનો શણગાર થઇ પડે, તેઓ મારાં માત પિતાના બાબમાં માત્ર "શોભાના ગાંઠીયા" સરખા માથે પડેલી હતી. આવી હાલતમાં મારે મહીરે એક પણ દિવસ બબરચી વગર ચાલતું ન હતું. વળી બબરચીઓના જાત જાતના દોર ખમવા પડતા તે તો જુદા. મોઢે માગ્યા પગાર આપબા ઊપરાંત સામી તેમની કેટલીક વારનો તાબેદારી કરવી પડતી. કોઈને પંદર રૂપિયાનો ખોબો ભરીને પગાર ઉપરાંત, કપડાં ચપડાં, અને દરરોજ દારૂનું ગલાસ જોઈતું, તો કોઈ તે ઉપરાંત ધોબી ધોવામન અને હજામતનું પણ દાપું કરતો. કોઇ મોરી ચોતરા ધોવાને સાફ ના પાડતો, અને કોઈથી અજીથી તસને હાથ નહિ લગડાતો. અધરીયાત મૂકીને નાહાસી જશે, ઘેરની ફજેતી થશે, કોઈને પણ રાંધતા નહિ આવડયાથી બેસી રહેવું પડશે એવી એવી તકલીફી ફિકરોને લીધે જેમ તેમ કરી બબરચીઓના દોર મૂગે મોઢે

ખમવા પડતા અને ઘણાં ઠંડા સ્વભાવનાં મારાં માતાજી પટાવી સટાવીને તેમને ચલાવી લેતાં. કોઇને તેઓ લાંબો નાખતાં, કોઈને પોતાને હાથે થોડી ઘણી તરકારી સમારી આપતાં, કોઇને દર સાલગરીએ ભેટ સોગાટ આપી રાજી રાખવાની તજવીજ કરતાં. એવી રીતની નરમાશ અને લાયકી ભરેલી વર્તણુકથી તેઓ ઘણા ખરા બબરચીઓને લઇ ચલાવતાં, પણ જ્યારે કોઇ અચમુચ માંદો પડી જતો ત્યારે જોઇજ લેવો મારાં નહિ રાંધી જાણનારાં સુધરેલાં મહીરાંની મઝા, કોઇવાર જો તુરત બદલી મળી જતો તો ઠીકા ઠીક થતું, નહિ તો હાથ જોરીને બેસી રહેવું પડતું. એકવાર એવી હાલતમાં કેટલાક દિવસોવેર હોટેલ મધેથી ખાનુ મંગાવવું પડયું, પણ તે કોઇને ગલે ઉતરી શકયું નહિ. બીજીવાર અમારા બબરચીના બાપની રાંદેરથી ખબર આવી અને લાગલો તે ત્યાં જવાને નિકળી પડયો. તે દિવસે રાતોરાત તો ઇરાનીની દુકાન ઊપરથી વેચાતાં મંગાવેલાં પાંઊ, વેલાતી પનીર, ઇંગ્રેજી જેલી, વેલાતી તીનમાં પેક કીધેલી માછલી ઈત્યાદીથી ચલાવવું પડયું અને તોપણ જાણે સર્વે ભુખાંને ભુખાંજ સુતાં હોય એમ લાગતું. કોઇવાર કોઇ ગરીબ ખાનુ ચાર આનાનો રોજ લેઇને માત્ર રાંધી જતી. કોઈવાર તો બબરચી વગર એટલી બધી વેદના પડતી કે અમને આખાં કુટુંબ સાથ મારા મમાવાજીને ત્યાં જઇ રહેવું પડતું. એવી વેળાએ છતાં ઘેરબારને તાળાં મારવાં પડતાં અને પારકે ઘેર બચ્ચાં કચ્ચાં સાથ રેહેતાં તેમને તેમજ અમને કેટલીક અગવડ ખમવી પડતી અને તે સઘળું ઘેરની દિકરીઓ રાંધી નહિ જાણતી તેનેજ લીધે હતું.

પ્યારી બેહેનો, છતે હાથ પગે અને ખોદાની આપેલી સંપૂર્ણ તંદરોસ્તી છતાં એટલી બધી અગવડ આપણને શાને માટે ખમવી જોઇએ? શું કામ આપણને હલકા નોકરોને હાથ ઓશિયાળા રહેવું જોઇયે અને તે પણ ખોબા ભરીને પૈસા ખરચ્યા છતાં?

માણુસો પોતીકા પૈસા ઊપર મુસ્તાક હોય છે અને તેમના કેહેવા પ્રમાણે "જર ને ચાહે સો કર" આવી ઢિશિયારી ભરેલી કેહેવતની બડાઇને ખાતરજ જો તેઓ જાણી જોઈને રાંધવા સીધવાના ઊત્તમ હુંનર તરફ બેદરકાર રેહેતાં હોય તો હું તેમને ખુલ્લી રીતે કેહેવાની હિંમત કરૂંછું કે બબચીને લગતી ઉપર વિસતારેલી અગવડ જો કોઇને પણ વધુ ખમવી પડતી હોય તો તે માત્ર માતબર કુટુંબોનેજ છે. રાંધવાની અગત હોય કે નહિ હોય તોપણ અરીભીરીનાં હથિયાર તરીકે તે જાણવાની કુલે અબળા જાતીની ફરજ છે પછી તે ગરીબમાં ગરીબ ગોરાંણી હોય કે લક્ષાપતી શેઠીયાની ધણિ-યાણી હોય તો શું થયું? જેમ દેશના બંચાવ અર્થે જથુ-કના લશ્કર ઊપરાંત બીજાં ખાસ રાખેલાં "રીઝર્વ" લશ્કરની અગત હોયછે તેમજ માતબર ઘેરોના પગારદાર જાથુકના બબરચીઓ ગમે એટલા હોય તોપણ અરીભીરીને ખાતર તો ઘેરની બાનુઓએજ "રીઝર્વ" લશ્કરની જગ્યા રાખવી જોઈયે.

રાંધવા સીધવાનાં આપણાં અજ્ઞાનપણાની કસુરનો ખંગ કેટલીક વાર આપણા હાથ તળેના નોકરો ઊપર લેવો પડેછે અને તેવી વેળાએ આપણી કસુર ખાતર આપણે એટલાંતો

આપમતલબી બની જઈયે છીયે કે આપણાં ગરીબ ભાઇબંધો તરફની ફરજ વટીક વિસરી જાઇયે છીયે. બબરચીઓના દોર વિષે વારંવાર બોલવામાં આવે છે, પણ કેટલીક બાનુઓ ખરી અગતને વખ્તે માત્ર પોતીકી સગવડ સાચવવા ખાતર ગરીબ બબરચીઓ ઊપર જે દોર ચલાવે છે તે પણ આપણે વિસરવો નહિ જોઇયે. જ્યારે કોઇ બબરચીને પોતીકાં વાહાલાંઓની માંદગીનો સંધેસો મળે છે અને જો તે તાબરતોબ પોતીકી મોહોરદાર, એકપુરૂં ફરજંદ, યા બુઝોર્ગ, પિતા તરફની એવી વેળાની ફરજ બજાવવા ખાતર તાબરતોબ નિકળી પડવા માંગે છે ત્યારે રાંધી નહિ જાણનારી એક શેઠાંની પોતીકી સગવડ સાચવવાને ખાતર તનકો કરીને કેહેવા નિકળેછે કે, "મરે તું જઇને શું કરવાનો છે, તારા જવાથી શું તે સાજો થવાનો છે કે?" આવી વેળાએ આ આપમતલબી બાનુ પોતીકો માણસાઈ ખવાસ ભૂલી જાય છે અને તેમને યાદ રેહેતું નથી કે એટલાંજ નજદીકનાં પોતીકી નજર આગળનાં બેશીની માંદગી વેળાએ તેઓ કેવા અકરાટ ગભરાટમાં પડે છે અને પોતાની હાજરી ઉપ્રાંત તે માંદા બેસીની માવજત ખાતર કેટલાં બધાં લોકોની દોડાદોડી ચલાવે છે. ગરીબોની સારવાર કરવા ખાતર એટલાં બધાં આદમીઓ મળી શકતાં નથી, તેમને માથેવાસેના જે મુરબ્બી હોય તેમનીજ એવી વેળાએ મદદ કરવાની ફરજ છે, અને એવી ફરજ બજાવવા ખાતરજ જવા નિકળેલા એક બબરચીને માત્ર પોતીકી તકલીદી સગવડ ખાતર અટકાવવો એ શરમ ભરેલી આપ-

મતલબ સિવાય બીજુ' કાંઇ નથી. એ સઘળી મોહોકાં-ણોનો માત્ર એકજ ઇલાજ છે. તે ઇલાજ ઘણો સેહેલ છે. તે હંમેશ નહિ પણ કોઇ કોઈ વાર સોનાંને મૂલનો થઇ પડે છે. એ ઇલાજ એટલોજ કે તમે ગમે એવી માતબર હાલતમાં હોવો તોપણ તમારી બેટીઓને ખસુસ કરીને રાંધતાં શીખવો—બીજી બધી જાતની તરબિયતની પ્રથમ તેમને રાંધતાં શીખવો.

હું રાંધવા શીખી, એ બનાવ મારાં મહીરાંમાં ઘણો તાજુબી ભરેલો ગણાયો હતો. ત્યાંજ તેની ખરેખરી નવાઇ હતી. પણ જયારથી હું એ હુન્નરની અગત્યતા પિછાણવા શીખી ત્યારથી મેં મારી બેહેનોને તે શીખાડવાની જરા પણ ઢીલ યા આનાકાની કીધી નહિ. મારી બેહેનો રાંધવા શીખ્યા પછી મારાં સુધરેલાં મહીરાંની ઘણીક અગવડો ટળી ગઈ. બબરચીઓના ડોરો નરમ પડ્યા, હાથ ઓરીને હાથ અફસોસ કરવાની અગત રહી નહિ, અને ટુંકમાં મારાં માતાજીને એ સગવડથી તેમનો ઘર સંસાર એટલો બધો તો સેહેલ થઇ પડયો કે તેવણુ મને બહુ બહુ આસીરવાદો દેવાં લાગ્યાં. અડીબીડીની વખ્તે બબરચીઓને પાંચ દાહાડા ખુશાથી રજા આપતી હવે તેઓને કશી આનાકાની લાગતી નહિ હતી. પ્રથમ તો હું રાંધવા શીખ્યા પછી મારાં મહીરાંમાં જયારેબી બબરચીને લગતી અગવડ નડતી કે મારાં માતાજી પાંચ દહાડા મને મહીરે રેહેવા તેડાવતાં પણ એ પ્રમાણે ઘડીયે ઘડીયે ધણીને છોડીને મહીરે રેહેતાં કાંઇ પાલવે નહિ, એમ વિચારી મેં પોતેજ મારી બેહેનોને રાંધતાં શીખાડવાની

મરજી બતલાવી અને હવે તેઓ મારા સરખી કુશળ નહિ તોપણ કામચલાઉ રાંધતાં શીખ્યાથી ઘેરની ઘણીક અગવડો સેહેલથી ટાળી શકે છે.

---

## પ્રકરણ—૩૯.

## " કપડાં વેતરવા શીખવાની ઉલટ "—સાસુજીની આનાકાની—" દીનબાઇ દરજણ "ની મેહેરબાની.

પ્યારી બેહેનો,

એક આળસુ માણુસને જેટલી આળસાઇ વાહાલી હોયછે તેટલોજ ઊદ્યોગ ઉદ્યોગી માણુસોને વાહાલો હોયછે. એકવાર ઘેર સંસારી કામકાજો ઊપર મન લગાડવા પછી ઘેર સંસારી કામકાજોમાં કુશળ થવાની મને એટલી બધી ઉલટ આવી કે જો હું કોઇબી બાબદમાં મને પછાત પડેલી જોતી કે તે બાબદને લગતું ગ્નાન હાંસલ કીધા વગર મને બિલકુલ ચેન પડતું નહિ. પરણ્યા પછી મારાં નેક સાસુ સસરાની રાહાનુમાઇ તળે જેમ જેમ જમાનાની એક દુકતી તરીકેનાં, ખોટા ઈતરાટ અને દ્વિસિયારીઓ હું છોડતી ગઇ, જેમ જેમ એક ઊમરે પુગેલી બાનુ તરીકે અનુભવ અને સંસારી વિવેકમાં સુધરતી ગઇ તેમ તેમ એક ઉદયોગી સંસારી જીંદગીમાંજ ખરૂં સુખ છે એમ હું ખાતરીથી માનવા

લાગી. મારા અસલી શોખો અને વિચારોમાં થયલા એ શુભ ફેરફારથીજ હું બચરવાલ થવાની આગમજ બચ્ચાંની બરદાસ્ત લેવા શીખી. વાહાલાંઓની માંદગી વેળાએ વગર ગભરાટ કરવે ચીત ઠેકાણે રાખી કેવી રીતે તેમની સારવાર કરવી તે પણ હું સાસરામાંજ શીખી. રાંધવા સીંધવામાં પણ કુશળ થઇ. હવે મારી બાકી રહેલી છેલ્લી ઉમેદ કપડાં વેતરવા શીખવાની હતી. જાતજાતના "ફેશનેબલ" પોલકાઓ અને "બોડીઓ" વેતરતાં તો મને આવડતું હતું, પણ હવે મને એ બેઉ જાતનાં વસ્ત્રોનો ઝાઝો ખપ નહિ હતો. મને અસલી ઢપનાં મારાં પોતીકાં વાસકુટો કરતાં મારા વાહાલા ખાવિંદના દગલા, પાટલુન, સદરા, લેંગા, દગલી તથા જામા, મારે હાથેજ વેતરવાની ભારે ઊલટ થવા લાગી. મારાં સાસુ કપડાં વેતરવામાં "એક્કો" હતાં. તેઓને હાથે એક તસુ કપડાંનો બિગાડ થતો નહિ હતો. ગમે એવા ચબરાક દરજીઓ પણ તેઓને ઠગી શકતા નહિ હતા. તેઓ જાતે ભોલાં અને ગાફેલ હોવાથી દુનિયાદારીની સઘળી બાબદોમાં સેહેજમાં ભોળવાઈ જતાં, પણ કપડાં વેતરવાની બાબદમાં તેઓ ભલા ભલા દરજીઓને એક કોરે બેસાડતાં. આંખ ઉપર ચશ્મો ચહડાવી, હાથમાં ગજ લઈ, ચપોચપ કાતરના ચપકા મૂકી સપોસપ તાકાના તાકા એવી તો ઝડપથી તેઓ વેતરી નાખતાં કે જાણે બે ઘડી જોયાજ કરીયે. હીસાબમાં પણ તેઓ ઝાઝાં હુશિયાર નહિ હતાં, તે છતાં કપડાં વેતરતી વેળાએ તસુએ તસુનો હિસાબ તેઓ કેમ મેળવતાં તેમાં મારી મુખ્ય અજાયબી હતી. કોઇ વેળા હું હસીને સાસુની

કપડાં વેતરવાને લગતી ઝડપ માટે મારી અજાયબી બતલાવતી ત્યારે તેઓ સુગઇ ઉઠતાં, અને "સાસુ ખાઇને પગ તળે" જોવા કેહેતાં. પોતીકાં માથાંબાંનાથી તે માટીડાઓના જામા સુધાં તેઓ વેતરી આપતાં, અને જયારે કાંઇ વેતરવાનું નહિ મળતું ત્યારે તેઓના હાથ ચવર્યા કરતા હતા. કપડાં વેતરવામાં મારાં સાસુજીની એટલી બધી મોજ સમાયલી હતી કે એ કામ તેઓ પોતીકી વહુ દિકરીઓને બિલકુલ શીખવતાં નહિ, એટલુંજ નહિ પણ તેમાં કોઇને હાથ પણ ઘાલવા દેતાં નહિ હતાં. પોતીકી વહુ દિકરીઓને બધી વાતે ઘર સંસારી ઉપયોગી કેળવણી આપનાર મારાં નેક સાસુજીની આ નબળાઇ જોઇ મને અજાયબી લાગતી, પણ માણુસ માત્ર ખાંમીનું ભરેલું હોય છે, અને મારાં સાસુજી પણ એક ઇનસાંન તરીકે એટલી કસુર ધરાવે તો તે સ્વભાવીક છે. તેઓના વિચાર પ્રમાણે જો વહુ દિકરીઓ વેતરતાં શીખે તો તેમનો મોસ ઉતરી જાય, અને વારંવાર વહુ દિકરીઓ ઓશીયાળી થઇ, "સાસુજી, જરા સદરા વેતરી આપો" "સાસુજી, જરા વાસકુટ વેતરી આપો" એ પ્રમાણે કાલાવાલા કરતી આવે છે તેમ આવે નહિ. આવા વિચારથી તેઓ કપડાં વેતરતી વેળાએ સામી વહુ દિકરીને અસેમસે કાંઇ પણ કાંમનું બાહાનું કાહાડી દુર રાખતાં હતાં, અને તેમની એ હિકમત હું પાંમી અઇ ત્યાર પછી મને એ નવો હુનર હાંસલ કરવાની પુષ્કળ ઉલટ થઇ. એવી ઉલટ બીજી વહુ દિકરીઓને બીલકુલ ન હતી. તેઓ સાસુ ઉપર નચિંત હતી. તેમને હાડકાં હિલવવાની આળસાઇ હતી. તેઓ સમજતી હતી કે સાસુજી જ્યારે બિચારાં

પોતેજ આછતું વેટરી આપે છે ત્યારે એવા ધકેલા પછાડા શું કામ ખાઇયે? પણ એટલી નજીવી બાબદમાં હંમેશાં સાસુની ઓશિયાળી રેહેવા મને ગમ્યું નહિ, જ્યારે રાંધવા જેવી બીકત બાબદમાં હું કુશળ થઇ તો પછી કપડાં વેટરવા જેવી નજીવી અને સેહેલ બાબદ શીખતાં કેટલો વાર એમ વિચારી પ્રથમ હું ગૂપચૂપ સાસુજી જ્યારેબી કપડાં વેટરતાં કે તેઓ પાસે જઇને બેસતી અને ચોકસ નજરથી સઘળુ ધ્યાન રાખીને જોઇ લેતી. કોઈ વાર કાંઇ સમજ નહિ પડતી ત્યારે જો ખુલાસો મેળવવાની આશાથી તેમને સવાલ કરતી તો તેઓ ટુંકમાં એટલુંજ પતાવતાં કે, "તું નહિ સમજે, મારા જેટલી ધરડી થશે ત્યારે તને એ વિષેની સમજ આવશે." આવી રીતના સીધા સવાલથી જ્યારે તેઓ પાધરો જવાબ નહિ આપતાં ત્યારે સાસુનીજ હું જાણે કાંઇ ભુલ કાહાડતી હોવું એવી રીતે કાંઈ ઘેલું ગાંડું બોલતી, જેથી તેઓને પોતીકા બચાવ અર્થે ખરો ખુલાસો કરી દેવો પડતો, અને એ રીતે આડકતરા સવાલોથી હું ઘણી વાર સાસુજીનો એ છુપો હુનર શીખી લેતી. સાસુજી ઘણી વાર મનમાં ઇચ્છતાં કે એવી વેળાએ પાસેથી "પાપ પતે તો સારૂં, પણ પાપ તો પગે વિતલાયલુંજ" હતું. થોડું ઘણું એ રીતે જોઇ લીધા પછી હું અવાર નવાર મારા ઓરડામાં એકલી પડતી ત્યારે ઓરડાનું બારણું બંધ કરી મારે હાથે સદરા વાસકુટ, સાથુબાનાં, ઇત્યાદિ નજીવાં વસ્ત્રો વેતરવા લાગી અને તે પણ કેટલોક બિગાડ કીધા પછીજ હું પાધરી રીતે વેતરી શકતી. મોઘી કિમતનાં રેશમી કપડાંઓ સાથ એવાં ચેડાં કાહવાની હું

હિંમત કરી શકી નહિ. સાસરે એ બાબદમાં કુશળ થવાની તો આશાજ હતી નહિ. પણ જ્યારે હું પાંચ દિવસ મહીરે જતી કે મારાં માતાજી પાસે તેઓને જેટલું આવડતું તેટલું શીખી લેતી, પણ તેમાંથી મારૂં કાંઇ ઝાઝુ વળે તેમ નહિ હતું. પણ ખોદાની બક્ષેસથી મારા પિતાજી જે ઘરમાં રેહેતા હતા તે ઘરનાં ભાંયતળીયાંના ભાડુતો ખાલી કરી ગયાં અને તેમની જગો ઉપર "દીનબાઇ દરજાણ" નામની એક ગરીબ પણ જુવાંન બાનુ આવીને રહી. "દીનબાઇ દરજાણુ"ના ખાવિંદ ગોદીમાં ટુંક પગારની ચાકરીએ જતા હતા, અને તેમની આ ચંચળ અને ઉદ્યોગી ધણીયાંણી પોતીકા પ્રમાણીક ઉદ્યોગથી પોતીકા ખાવિંદ કરતાં પણ પાંચ પૈસા વધુ કમાતી હતી. પોતીકાં બે ત્રણ છોકરાંની પુરતી બરદાસ્ત છતાં, અને ઘર સંસારી સઘળાં કામકાજની જંજાલ છતાં, જ્યારે દરરોજ સવારના છ વાગતામાં હું તેણીને શીવવા બેઠેલી જોતી ત્યારે મને પુષ્કળ અજાયબી લાગતી હતી. દીનબાઇની મીઠી જુબાંન અને સાલેસાઇથી તેઓ થોડા વારમાં ગમે એવા અનજાણાઓ સાથે પલોટાઈ જતાં, અને એ રીતે જેમ તેઓની ઓલખાંણ પિછાંણ વધતી, તેમ તેઓને ત્યાં કામના પણ ચોડા ઉપર ચોડા આવી પડતા. વળી તેઓ વાયદાસર કપડાં તૈયાર કરી પોંહોંચાડતાં હતાં, જેથી ઘણી વાર ઉઠાવનારા ગામઠી દરજીઓ કરતાં દીનબાઇ દરજાણને હાથનું કામ જેમ ઉતાવળું તેમજ સસતામાં પણ થતું અને તેથી તેઓને તેમજ તેઓનાં ઘરાકોને બેઉને આમનસામન એક સરખો લાભ થતો. ગમે એટલી ગરીબ પણ એક ઉદ્યોગી

બાનુ પોતીકા ઘર સંસાર ઉપ્રાંત કેટલું બધું વધુ કરી શકે છે તે હું દીનબાઈ દરજણના દાખલા ઉપરથી શીખી. તેઓના ખાવિંદ બજાર લાવી આપી, રાતનું વધેલું સુકું પાકું ખાઈ સાત વાગતામાં ગોદીમાં સધાવતા. દીનબાઇ પોતાને હાથે રાંધવા સીધવાની, બચ્ચાંને નહવાડવા ધોવાડવાની, કચરા પુંજાની, સઘળી ધમાલ કીધા પછી પોતીકા દરજણ તરીકેના ધંધા ઉપર બેસતી અને સઘળાં કામકાજમાં જો તેમને કોઇની પણ કાંઇ જીવ જેવી મદદ મળતી હોય તો તે માત્ર તેમની પાંચ અને સાત વર્ષની બે નાની બેટીઓની હતી. બચપણથીજ આ બેટીઓને ઉદ્યોગી માતાએ પોતાનાજ સરખી ઉદ્યોગી બનાવી હતી, અને તેથી તે બિચારીઓ પોતીકી કાયનાત મુજબ ઘરસંસારી તેમજ સીવવા ભરવાના કામમાં પોતીકાં માતાજીને મદદ આપતી, અને વળી તે ઉપ્રાંત આખો દિવસ ધારા પ્રમાણે નિશાળે પણ જતી. કપડાં વેટરવાને લગતી મારી ઉલટ પછી જાણે ખોદાએજ તેઓને મારે માટે મોકલી આપ્યાં હોય એમ હું સમજવા લાગી. માસીક માંદગીનેજ અર્થે હું મારે મહીરે રેહેવા જતી હતી. એવી વેળાએ પોતાનીજ મેળે મને સાત આઠ દિવસ ભોંયતળિયે ગુજારવા પડતા. એવી વેળાએ બીજી બાનુઓ એ સઘળા દિવસો ઢોરની મીસાલ ઊંઘાઇને પુરા કરે છે અને સાંજને છેડે તેઓ આગળ આડોશી પાડોસીઓની મોટી સભા મળે છે, જ્યાં લોકોની તારીમારી સાથ તરેહવાર ગામ ગપાટા ચલાવવામાં આવે છે. હું પણ એજ પ્રમાણે આળસાઇથી એ દિવસોને પસાર કરતી હતી, પણ "દીનબાઇ દરજણ"ના

આવી રેહેવા પછી આખા આખા દિવસ એક લોખંડના ઈસ્ટાંન ઉપર તેઓની આગળની આગળજ હું બેસી રેહેતી અને તેઓની મારફતે જેમ કપડાં વેટરતાં તેમજ સીવવા સાંધવાને લગતી અણીથી તે પણી સુધીની સઘળી ચીજો શીખી લેતી. દીનબાઈ અવારનવાર મારી મસ્કેરી પણ કરતાં કે, "બેન શીરીનબાઈ ગરીબનાં પેટપર લાત મુકતી ના," પણ પછી તેજ બિચારી બોલતી કે, "તમને શું ખોદાએ ઓછું આપ્યું છે કે તમે મારા જેવા ઘસડબોરો કરવાનાં હતાં." આવા બોહોલા વિચારથી કાંઈ પણ આનાકાંની વગર તેઓ મને સઘળું શીખવતાં, પોતીકી પાસના જાત જાતના "કાપ" ઉપરથી બીજા "કાપો" મને બનાવી આપતાં અને ટુકમાં મારી ઉપરથી થોડાં થોડાં થઈ જતાં. દીનબાઇ દરજણની એ મેહેરબાંનીથી હું મારાં સાગુનાંજ સરખી કપડાં વેટરવામાં પણ હુશિયાર થઈ અને તે માટે બીજી વહુ દિકરીઓની મીસાલ તેમને કશી પણ તસ્દી આપતી અટકી.

---

## પ્રકરણ—૪૦.

### "દીનબાઇ દરજણ"નાં વધુ ઉપકારો—ઓટણ, દોરાટણ અને બખિયો."

પ્યારી બેહેનો,

મારી ભોંયતળિયેની ભાડુતણી અને કદરદાંન સહી "દીનબાઇ દરજણ" પાસે અગરજો હું માત્ર અગતનાં કપડાંઓ વેતરતાં-જ શીખી હતે તો તેટલાજ ઉપકાર ખાતર હું તેઓની સદાની આભારી થઈ રેહેતે, પણ તે ઊપરાંત એ ગરીબ પણ ભલી બાનુએ મને શીવવા સાંધવાને લગતી બીજી એટલી બધી બાબદોની સમજ આપી કે જે સઘળાંને માટે જો હું લખવા બેશું તો તે પુષ્કળ લંબાંણુ થઈ જાય અને કદાચ તે વાંચનારી બેહેનીઓને કંટાળા ભરેલું પણ થઈ પડે. મારી નિશાળની કેળવણીમાં મને ભરવા ગુંહવાની અછી તાલીમ મળી હતી. વિચિત્ર રંગોના નાના સુંદર ચિતારો મારી કોમળ આંખોને ખરચે હું કીડી મકોડીના સરખા ઝીણું કેનવાસ ઉપર ઝપાઝપ ભરી આપતી હતી. મોર, મેના, મરઘા, કુતરા, ચીત્તા, જે કેહેવા તે જાત જાતનાં રંગોથી એવી સરસ રીતે હું ભરી જાણતી કે તેવા ચિતારો સાથની આરસીઓ, તકિયાઓ, ગલીચાઓ, ઈત્યાદી ચીજો માટે મને એકથી વધારે વખત નિશાળની પરિક્ષાઓમાં પુષ્કળ સાબાશી સાથ ઈનામો મળ્યાં હતાં. પણ અફસોસ કે એ ચાલાકી અને હુશિયારી આખી જીંદગી સુધી કામ લાગતી નથી. તે

પાછળની સઘળી મેહેનત અને તે ઉપર ગુમાવેલો સઘલો વખત અગરજો દરરોજ કામ લાગી શકે એવાં વસ્ત્રો સીવવા સાંધવાનું શીખવા પાછળ રોકયો હતે તો "દીનબાઈ દરજાણુ"ની હાલની નિશાળે બેસવાની મારે માટે કશી અગત રેહેતે નહિ. ઉંચી જાતનાં ભરતકામની સબરદબર વિરૂદ્ધ લખવા હું માગતી નથી, અબળા જાતી માટે એ હુનર પણ એક શીંગાર તરીકેજ ગણાય છે અને તે સંપૂર્ણ કુશળતાથી નહિ તોપણ મધ્યમસર રીતે દરએક અબળાએ હાંસલ કરવો જોઈયે. તોપણ દરરોજની સાધારણ જીંદગી ગુજારવામાં જેમ આપણે દરરોજ પેટ ભરવા ખાતર કાંઈ બરફી પેંડા ખાતાં નથી, અને જેમ આપણે દરરોજ માત્ર સુગડાઈથી આંગ ઢાંકવા ખાતર હીરા મોતી તથા તીલી કસબનાં કપડાં પેહેરતાં નથી, તેમજ ઉંચી જાતનાં ભરતકામ ઉપર સાધારણ જીંદગીના સઘળાજ દિવસો રોકવા આપણે માટે સજાવાર નથી. જીંદગીને નિભાવવા અર્થે જે પ્રમાણે મીઠાઈની આગમચ સાદાં નિમખ રોટીની અગત છે, અને મરીયાદાસર આંગને ઢાંકવા ખાતર એશકી પોશાગોની આગમચ માત્ર સદરા માહુબાનાં અને સાદાં વાસકુટ તથા ઘરમાં પેહેરવાની સાદી સાડીઓની જરૂર છે તેજ પ્રમાણે દરરોજની સંસારી જીંદગી માટે ઉંચી જાતનાં ભરતકાંમની આગમજ દોરાટવું, એટલું બખિયો ભરવો, અને સાધારણ વસ્ત્રો સીવવા સાંધવાની છે. જે બાનુ બાનુ તરીકે નામ ખપાવે અને તોપણ તે ઝીણા બખિયાની એક સરખી સીધી સીવણ લઈ જાણે નહિ તે બાનુનાં નામને નાલાયક છે. મરદોને માટે વાંચી શકાય એવા સારા અક્ષર, અને હિસાબ કેતાબની જેટલી જરૂર છે તેટલીજ બાહોશી

સાથ સાધારણ પોશાગો વેતરી અને સીવી જાણવાની બાનુઓની ફરજ છે. મરદોને માટે કાગજ ઉપર સફાઈદાર રીતે લીટી દોરી જાણવાનું જેટલું જરૂરનું છે તેટલું બાનુઓ માટે સાધારણ સાદાં કપડાંઓ ઉપર એક સરખી લીટીમાં દોરાતી યા બખિયો ભરી જવાનું પણ ખાસ જરૂરનું છે. પણ અજબ જેવું છે કે એ સઘળી જરૂર વિષે મને મારી નિશાળમાં કે મારાં માતપિતાથી કોઇ દિને પણ વાકેફ કરવામાં આવી નહિ હતી, અને તેથી પરણ્યા પછી પણ એ અગતનાં જ્ઞાનથી—સ્ત્રીઓ માટેનાં ખાસ જરૂરનાં જ્ઞાનથી—હું તદન બીનવાકેફ અને ઉખરા જેવી રહી ગઇ હતી. તદનજ હું સીવી જાણતી ન હતી એમ હું કેહેવા માગતી નથી, પણ શિક્ષક વગર જેબી કાંઈ હું ભાગીતૂટી રીતે શીખી હતી તે એક અબળા તરીકેની આખી જીંદગી માટે પુરતું ન હતું. આડા અતાડા, લાંબા ટુકા, ઉંચા નિચા, એ પ્રમાણેના તાંકાથી આંખમાં થડી રેહેવાને બદલે આંખમાં જોતાંના વારમાં કાંટા ખુંચે એવી સીવણથી હું સીવી જાણતી હતી અને તેથી શરમાઇને ઘણીવાર સેહેજ જેવાં નજીવાં કામ માટે હું પારકાંઓની મદદ લેવા જતી હતી.

પણ નહિ, "દીનબાઇ દરજણ" ની દોસ્તી પછી એ બાબદમાં પણ મેં મારી જીંદગીનો નવો સને ચાલુ કરવાનો ઠેરાવ કીધો. કંઈ અબળા એવી હશે કે જે કોઈ પણ બાબદનો એક વાર ઠેરાવ કીધા પછી તે પાર પાડી શકતી નથી ? મરદો આપણને જીદ્દી અને હઠીલી કહે તો ભલે, પણ અબળાઓની જીંદગીની મુખ્ય ફતેહ ધારેલી નેમમાં પાર

પડવા બાએના તેમનાં મક્કમપણાંમાંજ છે. એક ચીજ ઉપર ચીત લગાડયા પછી કદી આપણે ઘચુપચુ થતાં નથી તેજ પ્રમાણે "શીરીન મડમ" ઉપરથી "શીરીન દરજણુ" થવાનો મને શોખ થયો, અને તે શોખ પુરો પાડવા ખાતર હું જીવ પટકીને તે પાછળ મંડી. મારે ત્યાં એક કરતાં બએ સીવવાના સાંચાઓ હતા એટલે ખામખા જુના બખિયાની ઝાઝી જરૂર હતી નહિ. દીનબાઈ દરજણ જો કે ઘણી ગરીબ અવસ્થામાં હતી તોપણ તેણીએ પેહેલે ઘરથીજ "વીલર અને વીલસન" નો એક કિમતી સીવવાનો સાંચો માસીક હફ્તાની બોલીએ ખરીદયો હતો, અને તેને ટુંક મુદતમાં પૈએ પઈ વાળી આપી હતી. મને મારાં લગન ઉપર "સીંગર"નો સાંચો ભેટ મળ્યો હતો તે જયારેથી હું પાંચ દિવસ મહીરે રેહેવા આવતી ત્યારે મારી સાથ લેતી જતી અને જેટલા દિવસ ચોખી રેહેતી તેટલા દિવસ તે દીનબાઇના સ્વાધીનમાં બોંયતળિયેજ રાખી તેઓને તેમનાં કામમાં જેમ બને તેમ ઉલટથી મદદ કરવા લાગી. આટલું સુધી મારે ત્યાં પડત પડેલા સાંચાને જોઈ જોઈ હું બલાપો કરતી હતી પણ હવે મને તેનો ખરો ઉપયોગ જણાયો. એક ગ્રંથકારને પોતીકે હાથનું પેહેલું પુસ્તક છપાઈને બાહાર પડેલું જોઈ જેટલો હરખ ઉપજતો હશે તે કરતાં વધારે હરખ જયારે મેં મારે હાથે એક સદરો આખો સીવીને પેહેલ વહેલો તૈયાર કીધો ત્યારે મને ઉપજવા લાગ્યો. સદરા, લેંગા, જાતજાતનાં બદયાંનો, માટીડાઓની ડગલીઓ, પાટલુનો, બચ્ચાંના ઝભા, અને અનેક કીસમનાં વસ્ત્રો પ્રથમ ધીમેધીમે અને પાછળથી એટલી તો ઝડપથી હું સીવવા સાંધવા લાગી કે કોઈ વાર માત્ર રમુજને અર્થે મને દીનબાઈ દ-

રજાણ સાથે શરત લાગતી. અલબતાં આ સરતમાં હું કો-ઇબી વાર ઝીતી ન હતી. દરજાણ તે દરજાણ હતી અને હું તો માત્ર મરદો કહેછે તેમ એક શોખીન શીખનારી "એમેચ્યુઅર" હતી.

નવાં વસ્ત્રો એ પ્રમાણે સીવી સાંધીને તૈયાર કરવા શીખવાથી હું એમજ વિચારવા લાગી કે હવે મારે માટે સીવવા શીખવાના બાબમાં બાકી રહ્યું નહિ હશે, પણ તેટલાં "દીનબાઇ દરજાણે" મારી ભુલ ભાંજી. તેઓએ કહ્યું કે, "બેહેન શીલા, નવાં વસ્ત્રો સીવીને તૈયાર કરવા કરતાં જુનાં ફાતાં તૂટાં કપડાંને પાછાં દરૂસ્ત કરવાં, ઘટતી રીતે થીંગળાં મૂકવાં, અને તેમને રફુ કરવાનું કામ વધુ મુશ્કેલ છે અને તે બરોબર રીતે જાણ્યા વગર એક અબળાની સંસારી કેળવણી સંપૂર્ણ ગણાતી નથી. વખતસરનો એક ટાંકો નવ ટાંકાંની ગરજ સારેછે અને વખતસર જો ફાટેલાં કપડાંને રફુ કીધું હોય તો આખું વસ્ત્ર રદ જતું બચેછે. સંસારી કરકસરનાં બાબમાં એ ચીજ જાણવાની ઘણી જરૂર છે માટે જો મેલા દુચા જેવાં કપડાં હાથમાં ઝાલવાની તદ્દન સુગ નહિ હોય તો તેબી હું તમને રફતે - રફતે શીખવીશ." દીનબાઈની આ વધુ મેહેરબાંનીથી હું ફાટેલાં વસ્ત્રો દરૂસ્ત કરવા શીખી, તૂટી ગયલાં કસ અને બતનો પાછાં સફાઈથી મૂકવા લાગી, પણ એ રીતે રફુ કરવાના એ નવા હુનરમાં સૌથી અજબ જેવું હું જેબી કાંઈ શીખી હોવું તો તે પગની એડી આગળથી ઘસાઈ ગયલાં મરદો તથા બચ્ચાંનાં મોજાં દરૂસ્ત કરવાને લગતું હતું. ખરૂં બોલું તો દીનબાઇ દરજાણનો એ કાંઇ

અજબ જેવો ખાસ અને છુપો હુન્નર હતો. તદન એડી વગરના મોજાંને થીંગળી મૂકી તેઓ થોડાવારમાં એવી સરસ રીતે આખાં કરી આપતાં કે તદન નવાં અને એ થીંગળી-વાળાં મોજાંને જો બારીકીથી ધ્યાંન રાખીને તપાસીયે તોજ તેઓ વચ્ચેનો ફરક જણાઈ આવે અને નહિ તો સાધારણ જોનારને ઉપલાં બેઉ વચ્ચે જરા પણ ફરક જણાતો નહિ હતો. મોજાંને લગતો આ નવો હુન્નર શીખ્યા પછી હું પસ્તાવા લાગી કે મેં મરાઈને મારા ખાવંદના ત્રણ દજણ મોજાં એ રીતે એડી ઘસાઇ જવાને લીધે રદ કરાવી કાહડી નખાવ્યાં હતાં, જે સેહેલથી નવાંના જેવાંજ દરૂસ્ત થઈ શકતે. "દીનબાઈ દરજણ" ની મારી તરફની આ સઘળી મેહેરબાનીથી હું ઘર સંસારને લાયકની એક ઉપયોગી અને ઉદ્યોગી નાર થઈ પડી અને તેઓના એટલા બધા ઉપકારનાં બદલામાં મારી દરએક માતબર પણ આળસુ સહીમીતાઓને એ ભલી દરજણની ભલામણ કરવા લાગી અને તેથી તેઓ ઉપર દેખઈતી રીતે પુષ્કળ કામ જવા લાગ્યું. એ ઉપરાંત તેમની નાની સાત વરસની બુચીને તેણીને લાયકનો એક નાનો સીવવાનો સાંચો અપાવ્યાથી એક ઊદયોગી માતાની આ ચંચલ બેટીને પણ પોતીકી માતાના ધંધામાં ઉલટથી મદદ કરવાનો નવો ઉમંગ આવ્યો.

મારી આ ગરીબ સહી દીનબાઈ દરજણના ગરીબાઈ પાર-વીનાની હતી, પણ તેજ પ્રમાણે તેણીની સબુરી અને ધીરજ પણ તેવીજ પારવીનાની હોવાને લીધેજ તેણી આબરૂ દરકાર-થી પોતીકો ગરીબ સંસાર નિભાવી શકતી હતી. આવી

એક ગરીબ નાર તરફ સદા હું એક ઉસ્તાદના જેટલાં માન અને પ્રિતથી જોવા લાગી, કેમકે તેણીએ મારા ઉપર જે જાતનો ઉપકાર કીધો હતો તે ઉપકારની રૂહે હું કરકસરથી મારો સંસાર નિભાવા લાગી એટલુંજ નહિ પણ એ નવા હુન્નરની ખુબીથી મારા વાહલા ખાવિંદ, સાસુ, સસરા, નણંદ, દેરાણી, જેઠાંણી, દેર, જેઠ અને ધેરના બચ્ચાં છોકરાં સઘલાનો પ્યાર, મેહેરબાની, અને માન પણ હું કેવી રીતે મેળવી શકી તે હું હવે પછી જણાવીશ.

---

## પ્રકરણ—૪૧.

## "પ્રમાર્થ અને આપસ્વાર્થ"—મરદોની એક માઠી ટેવ—સસરાનાં મોજાં.

પ્યારી બેહેનો,

મારા નાકેશ વિચાર પ્રમાણે દુનિયાના તમામ લોકો માટે આ જહાંનમાં સુખી થવા ખાતર બેજ રસ્તા મુખ્ય ગણવામાં આવેછે. આ બે રસ્તા મધેનો પેહેલો આપસ્વાર્થ અને બીજો પરોપકાર છે. મરદ અને ઓરતોની તમામ આલમ મધેથી આપસ્વાર્થને રસ્તે સુખી થવાની ઉમેદ રાખનારાઓનો લગભગ પોણો ભાગ મળી આવશે, ત્યારે પરોપકારી કામોથી પારકાંઓનુ ભલું કરી પોતે સુખી થવું એવો બોહોળો વિચાર ધરાવનારાઓ માત્ર પા ભાગ કરતાં પણ ઓછા જણાશે.

એક સુખી જીંદગી હાંસલ કરવા ખાતર ઉપલા બે માર્ગ મધેથી ખરો માર્ગ કયો છે તે વિષે અગરજો મારી પ્રિય વાંચનારી બેનીઓએ પોતાની ખાતરી કરવી હોય તો તે જાતી અજમાયશ વગર થવાની નથી. હું પોતે મારાં લગનના વખત સુધી આપસ્વાર્થની હીમાયતી હતી પણ ત્યાર પછીની અજમાયશથીજ મારી ખાતરી થઈ છે કે ખરેખરૂં સંસારી સુખ મેળવવાનો તે ખરો રસ્તો નથી. પોતીકુંજ ભલું, પોતીકાજ લાભો, પોતીકોજ મતલબ સાંધવા ખાતર આપણે ગમે એટલા પછાડા મારીશું તોપણ આપસ્વાર્થ એવી એક સદાની ભુખી અને તરસી ચીજ છે કે જે ગમે એટલા લાભો અને ભલાઈઓથી ધરાવાની નથી. આપસ્વાર્થ તદન તળિયાં વગરનો ઊંડાંમાં ઊંડો એક ખાડો છે, જેની અંદર વરસો સુધીની પારકાંઓ તરફની ભલાઈઓ, બેટ સોગાદો, અને ગમે એટલી લાયકી ભરેલી વર્તણુકને હોમાવવામાં આવશે તોપણ તેથી તળિયાં વગરનાં ખાડામાં તેની કશી નીશાન કે અસર જણાવાની નથી. એક આપસ્વાર્થી બેશી યા સહી ખાતર તમે તમારો જીવ પટકી નાખશો, તમારી વાહાલાંમાં વાહાલી ચીજેનો ભોગ આપશો, તમારી મોજ અને શોખોને પડતા નાખશો તોપણ તેથી તમારો આપસ્વાર્થી બેશી યા સહી કથી પણ ધરાવાનો નથી અને જે માણસ ધરાયજ નહિ તે માણસ આ દુનિયાનું સુખ કથી પણ હાંસલ કરી શકેજ નહી. પણ એથી ઉલટી રીતે પરોપકારી માણસોનાં અંતઃકરણમાં સેહેજ નજીવી સેવાઓથી જે જાતનો સંતોષ ઉપજે છે તેજ ખરૂં સુખ હાંસલ કરવાનો

વાજબી રસ્તો છે અને તે વિષે જો તમારે જાતી અજમાય-શથી ખાતરી કરવી હોય તો રસ્તે ચાલતા કોઈપણ ફકીરને તમારે હાથે ખીસાં મધેથી કાહાડીને એકજ અરધી આપી જોજો. એક પઈ જે તમારે મનસે બિસાદ વગરની હશે તેજ પેલા નાચારબેચાર અને અપંગ માણસની આંતરડીને કેવી ટાઢક પમાડી શકશે તેના માત્ર ખ્યાલમાજ એક પરોપ-કારી માણસનું ખરૂં સુખ છે. એટલા નજીવા પરોપકારથી એક પરોપકારી નારી યા મરદની છાતી ખુશાલીના પડઘમથી ધડકવા માડશે, તેમના ગાલો ઉપર ગેબી ખુશાલીનો રતાશ ચહડી આવશે, તેમનું જીગર અજબ જેવો સંતોષ પામી શકશે. પ્યારી બેહેનો, આપણે માટે એથી વધુ સુખ બીજું શું જોઈયે? રસ્તે ચાલતા એક બેગાના ફકીર તરફની આટલી નજીવી સેવાથી અગરજો એ રીતનો સંતોષ મળતો હોય તો પછી જે વાહાલાંઓ સાથ આપણે રાતદીસ સાથે વસીયે, સાથે જમીએ અને આખો જનમારો સાથે ગુજારીયે, તેઓ તરફના અરસપરસના પરોપકારમાં આપણુને કેટલો બધો વધુ સંતોશ મલવો જોઇએ? જાતજાતની મીઠાઈઓ મધેથી બે બુક વધુ ખાધા કે ઓછા ખાધા તેમાં કાંઇ ખરૂં સુખ નથી, પણ પોતીકા ભાગના ફાલા મધેથી સાંતી ધાંકીને પોતીકા વાહાલા ખાવિંદ યા નાનાં ભાઈબેનોને તે આપ્યાથી જે જાતનો સંતોષ દિલમાં પેદા થાય છે તેની અસરજ ન્યારી હોય છે. પોતે સર્વે કરતાં સરસ અને વધુ કિમતનું વસ્ત્ર પેહેર્યાથી એક આપસ્વાર્થી સ્ત્રી પોતાને ખરી સુખી વિચારે છે. પણ એક પરોપકારી સ્ત્રીનું ખરૂં સુખ સરસમાં સરસ પોશાકો

પોતીકે હાથે તૈયાર કરી પોતીકાં અતલગનાં વાહાલાંઓને પેહેંશાવવામાં આવે છે. એક આપસ્વાર્થી સ્ત્રી પારકાંઓ તરફની કશી ફરજ સમજતી નથી, "મને જી અને મને નરક" એટલુંજ તે જાણે છે અને તેથી પોતીકી હાજત જેટલું કામકાજ કરી અથવા તેટલું કામ પણ પારકાંઓ પાસે કરાવી પોતે આખા આખા દીવસો ઢોરની માફક આળસાઇ અને હરામખોરીમાં પસાર કરે છે અને એવી હેવાનિયત ભરેલી જીંદગીમાં જો કે તે પોતાને સુખી વિચારે છે તોપણ ખરો સંતોષ અને જીગરની અંદરખાનેની ખાલેસ ખુશાલી તે શું તેનો તેણીને કદીપણ વાજબી વિચાર આવી શકતો નથી. અંતઃકરણનો સંતોષ અને દિલની અંદરખાનેની ખુશાલી એ પરોપકારી ઈનશાનોનો ખરો બદલોછે, આ જેહાનનું તેમને માટે ખરૂં બેહેસ્ત પણ એ રીતના સંતોષ અને ખુશાલીમાંજ છે અને એવાં પરમાર્થી ઈનશાનોની સંસારી જીંદગી ગમે એટલા ડેકા દલ્યા તથા મુશ્કેલીઓ પણ સેહેલાઇથી વતાવી શકે છે. જેઓએ પારકાઓનાં કલ્યાંણ ખાતર પોતીકી જીંદગી અર્પણ કીધેલી તેઓ સંસારી જીંદગીની નજીવી મુશ્કેલીઓથી કદી ગભરાતી નથી, તેઓ જરા જરામાં નાસબુર થતી નથી, હિંમત અને મકમપણું સદા તેમના સાથી થઇ રહે છે.

પ્યારી વાંચનારી બેહેનીઓને પરમાર્થ અને આપસ્વાર્થ વચ્ચેનો આજનો આ મુકાબલો કદાચ કટાલા ભરેલો થઇ પડશે, પણ ઘેરસંસારી કામકાજને લગતી જેમ જેમ મારી માહીતગારી વધતી ગઈ તેમ તેમ હું અજબ જેવી રીતે પોતાની મેળેજ પરમાર્થી થતી ગઇ અને તેથી મારો સંસાર કેવો સુખી

થઇ પડયો તે આટલું લંબાણ લખવા છતાં હું પુરતી રીતે દર્શાવી શકતી નથી એમ મને લાગે છે. મારી ગરીબ સહી દીનબાઈ દરજણની કૃપાથી શીવવા સાંધવાને લગતી પુરતી માહીતગારી મેળવ્યા પછી હું મારે સાસરેની એક ખાસ દરજણજ થઈ પડી અને તે એટલે વેર કે રાંધણીમાં મસાલો છુંડવા બેઠેલી હોવું અથવા વખાર મધેથી દરરોજનો સીધો કાહાડી આપતી હોવું તે વેળાએ પણ મારા માથાંબાનામાં સોય દોરો તૈયાર રાખવો પડતો અને ગજવામાં સોપારીના બે ચાર કકડા સાથે મારી સદાની વાહાલી અંગોથી રમયા કરતી હતી. હજી મારે ત્યાં કાંઈ પણ છોકરાં થયલાં ન હતાં, તોપણ જયારે મારી દેરાણી જેઠાણીના નાંનાં બુલકાંઓ બબરચીખાનામાં કામ કરતી વેળાએ આવી પોતાની માતાઓને કંટાળો આપતાં કે "માયધી ધબરાનો તસ તુતી ધીઓત" "માયધા બુતાંમ નહી મલે" ત્યારે તેમની માતાઓ પોતીકા હાથ ખરડાયલા લચરાયલા હોવાથી ધમકાવીને તેમને પોતા પાસેથી કાહાડી મૂકતાં અને કહેતાં કે "દોરો અહીંથી કામની વખતે કેમ આવ્યાં હું પછી આવીને કસ બતાંમ આ તાંકી આપું છું." પણ તે વેળાએ જો હું પાસે બેઠેલી હોવું તો તુરત તેમને પાસે બોલાવી ત્યાંને ત્યાંજ સેહેજ વારમાં તાંકી આપતી. મારી આ નજીવી સેવાના બદલા તરીકે હું આ નાનાં ગોલાબી બુલકાંઓની એકજ કોટી યા બોકીથી સંતોષ પામતી જે સંતોષ એક દરજીનાં દાંમ કરતાં ઘણો વધારે હતો. ઘેરના માતીડાઓના ઢંગ વળી અજબ જેવા હતા. તેમને છેક આફીસમાં જતી વેળાએજ યાદ આવતું કે ડગલીના બે તુટી ગયલા કસ પાછા ટંકાવાના છે, ડગલો ગજ-

વાં આગળથી ફાટી ગયો છે તેને તાંકા ભરાવાના છે, પાટલુન શુંઠણુ આગળથી ફસ્કાઈ ગયું છે તે રફુ કરાવાનું છે. બાહાર જવા સારૂં તૈયાર થતી વેળાએ જેવા તેઓ કપડાં પેહેરવા જતા તેવીજ તેમની ઉપલી ચીજો ઉપર નજર પડતી અને પછી જોઇજ લેવો તેમનું ઘોધીયારૂં. દેરાંણીએ એવી વેળાએ ચુલા ઉપર હાંલ્લી ચહડાવેલી હોય, જેઠાંણી માછલી સમારવા બેઠી હોય, નણંદ મસાલો છુંડતી હોય અને હું પોતે તરકારી સમારવા બેઠેલી હોવું તેવી વેળાએ મારા દેર, જેઠ યા વહાલા ભ્રથાર તરફથી ઉપર મુજબની બુમાંબુમ પડી રેહતી. આવી વેળાએ જો બચાં એ રીતનો કંટાળો આપતાં તો તેમને તો ધમકાવીને કહાડવામાં આવતાં, પણ માટીડાઓને કાંઈ એ રીતે ધમકાવી કહડાય? એટલું છતાં કેટલીક વેળા પોતીકા ભ્રથારોની એવી ચાલથી મારી દેરાંણી જેઠાંણીનો મીજાજ જતો, કોઈવાર તેઓ તરિયા પાવ ફેંકતી, કોહવાર ગમે એવી બુમાબુમ છતાં જરા પણ દરકાર વગર ઠંડ કલેજે તેઓ પોતીકા હાથ મધેનાં કામનેજ વળગી રહેતી અને બોલતી કે "કાંઈ નહિ ફરીથી એ રીતે છેક બારમે કલાકે ઘોધીયારૂં કરવાને બદલે ફરસુદને વખતે જોઈતું કામ કરાવી લેશે." પણ તેમના સરખું ઠંડું કલેજું મારૂં ન હતું. દેર હોય કે જેઠ, વાહાલા ભ્રથાર હોય કે મુરબ્બીજી સસરાજી પોતે, જે ગમે તે હોય, પણ માટી-ડાને મોહડેનો પેહેલોજ પોકાર સમજતાં ગમે એવું અગતનું કામ હાથ મધેથી મેલી દઇ અગરજો હાથ ખરડાયલા હોય તો તાબરતોબ ધોઇને-તુછતી તુછતીજ લાગલી હું તેઓ તરફ દોડી જતી, અને જેબી સીવવા સાંધવાનું કામ સોંપે તે ઉભી

ઉભીજ તૈયાર કરી આપી તેઓ તરફનાં હેશાન અને ઉપકારના સરોપાવ સાથ પાછી ફરતી. પ્યારી બેનો એક સંસારી બાનુનાં સુખ માટે એથી સરસ બદલો બીજો શું જોઇએ? એક દિવસ મારાં બુઝોર્ગ સાસુ, સસરાના મોજાંનો મોટો ચોડો લઇને તે મધેનાં તદન આખાં મોજાંઓ જુદાં કાહાડવા, સેહેજ ફાટાં હોય તે દરૂસ્ત કરવા, અને બાકીનાં તદન એડી વગરનાં મોજાં કાહાડી નાખવા સારૂં બેઠાં હતાં, પ્રથમ મે તેઓને તેઓની મરજી મુજબ કરવા દીધું પણ જ્યારે તેઓનું એ કામ પુરૂં થયું અને આશરે બેએક ડજન મોજાંઓ રદ કીધેલાં તેઓએ મને ફાટાંતુટાં કપડાંના ખાણામાં મૂકવા કહ્યાં ત્યારે માત્ર "વારૂંજી" કહીને હું તે સઘળાં મોજાં મારા ઓરડામાં લઇ ગઇ, અને રાત રાતના જ્યારે ફુરસદ મળતી ત્યારે તેમને "દીનબાઇ દરજણે" શીખવેલી રીત પ્રમાણે રફુ કરવા લાગી. બરોબર બે ડજન મધેથી પંદર જોરી હું એ રીતે રફુ કરી શકી અને તે સાસુને લઇ જઇને આપ્યાથી તેઓ જોતાંના વારમાં છક થઇ ગયાં. જ્યારે મારા સસરાએ તે વિષે જાણ્યું ત્યારે પ્રથમ તેઓએ પોતીકા ધારા પ્રમાણે "શુક્રાના શુક્રાના" કીધું અને પાછળથી મને સર્વેના દેખતાં એટલી તો સાબાશી આપી કે જેથી સામી હું શરમાઈને નીચું જોવા લાગી.

## પ્રકરણ—૪૨.

## મોટે ઘરનાં લગનનાં તેડાં—જુવાન બેનીઓનો ગભરાટ.

પ્યારી બેનો,

મારૂં સાસરૂં અસલી ધપનું હતું, પણ તે છતાં મારે સાસરેની મારી જુવાન બેનીઓ એક ચોકસ બાબદમાં નહિ અસલી ધપની કે નહિ સુધરેલી ધપની હતી તે જોઇ મને પુષ્કળ બલાપો થતો હતો. એ બાબદ પારકા મરદો તથા વગર ઓળખાણુવાળી પારકી સ્ત્રીઓ સાયની તેમની વર્તણુકને લગતી હતી. મારી જેબી વાંચનારી બેનીઓની માય મમાઇ હશે તેઓએ સારી રવેશે જોયલું હશે કે જ્યારે ઘેરના માટીડાઓ બાહાર સધાવેલા હોય ત્યારે કાંઇ પણ કામકાજનેસર કોઇ પારકો પુરૂશ તેમને મળવા આવે તે વેળાએ આપણી અસલી ધપની માય મમાઈઓ કેવી મરયાદા અને ઇજત સાથ તેમને આવકાર આપી, ઝાઝી તકતક અને લવલવ વગર, ટુકમાં તેમને ઘટતો ખુલાસો કરી રવાના• કરતી હતી. ઝડપમાં માથા ઉપર સોડ તાણી, માથુબાનું સરખું કરી, નીચી ચશ્મે "આવો મરૂં, આવો મરૂં, જી કોણને પુછોછો જી, તેવણુ તો જીભરાયા વધતા છે, માય મરે હમણાજ વધ્યા, કાંઇ કામ કાજ હોય તો કહી સધાવોજી, જોઇયે તો આફીસમાં સધાવશો તો ત્યાંબી તમોને મલી શકશેજી," એ પ્રમાણે ઘટતો ખુલાસો કરી આપણી માય મમાઇઓ બેગાના પુરૂશોને પોતીકાં પવિત્ર

મકાનો ઊપરથી રવાને કરતી હતી. મારાં સાસુજી એવીજ ધપનાં એક બાનુ હતાં, અને તેઓ જ્યાં સુધી ઘરમાં હોય ત્યાં સુધી સર્વે પરોણાઓને ઉપર મુજબનો આવકાર દેવાનો તેમનોજ ધારો હતો, પણ તેમની ગેરહાજરીમાં અથવા તેઓ કામે કાજે રોકાયલાં હોય તેવી વખાએ મારી નણંદ તથા દેરાંણી જેઠાંણીઓ જે જાતનો રકાસ કરતી તે જોઈ હું બલીને ચુનો થતી હતી. સાધારણ બાનુઓ એક કસારીથી, અને સાધારણ પુરશો જંગલી ફાડી ખાનારાં જનાવરોથી જેટલા બીહીતા હશે તેટલી બીહીક મારી આ અતલગની બેનીઓને પારકા પુરશો યા પારકી સ્ત્રીઓની પધરામણીની હતી. એક દિવસ બપોરનું ખાનુ ખાધા પછી મારી વારણ મુજબ મારાં સાસુજીને હું "જામે જમશેદ" વાંચી સંભળાવતી હતી અને મારી નણંદ, તથા દેરાંણી જેઠાંણી શીવવા ભરવાનાં કામમાં રોકાયલાં હતાં. થોડા વારમ સાસુજીની આંખ લાગી ગઈ, અને તેઓને ઊંઘાયલાં જોઇ અમો પોત પોતામાં હસવા બોલવા લાગ્યાં, તેટલામાં ઘરઘર કરતી એક જોડીની ગાડીમાં કેટલાંક મોટે ઘરનાં બઇરાંઓ લગનનાં તેડાં કરવા આવ્યાં. આ મોટે ઘરની બાનુઓ સાથ અમોને ઝાઝી ઓળખાણ પિછાણ યા દોસ્તી જેવું કાંઈ પણ નહિ હતું. માત્ર તેઓ મારાં સાસુનાં દુરનાં સગાં થતાં હતાં, અને માતબરોના ધારા પ્રમાણે સારે રૂડે જ્યારે તેઓ ખાની પીની કરતાં ત્યારે ગામનાં લોકો સાથ મારાં ગરીબ સાસુને પણ તેઓ કદી યાદ કરતાં હતાં. આ ગાડી મધેથી ઉતરી તેડાં કરવા આવેલી બાનુઓ હજી તો દાદર પર ચડે તેટલાં મારાં

દેરાંણી જેઠાંણી જાણે શું એક આફત આવી હોય તેમ નાસવા લાગવા પડી. વાવતીઓની મીસાલ સકાર વગરના ગભરાટમાં કોઈ પગમાં સપાટ વગર, કોઇ સાડીના વાવતા ઊડે તેમ નાસા નાસમાં પડી અને સામી આવકાર દેવાને બદલે પોત પોતીકા ઓરડાઓમાં ભરાઇ ગઈ. કોઈ વાર છાકટા સેલર માટે આપણી બાનુઓ એ રીતનો ગભરાટ કરે છે પણ પોતીકી પંથની લાયકીવાળાં બાનુઓમાં એ રીતે બીહીવાનું શું હતું તે હું સમજી શકી નહિ. એવી વર્તણુકમાં ગ્રહસ્થ બાનુઓને નહિ છાજતા ઉછાછલાપણું અને શરમ ભરેલાં હીચકારાપણાં સિવાય હું બીજું કશું જોઇ શકી નહિ. મને એકલી મૂકીને એ પ્રમાણે મારી દેરાંણી જેઠાંણી સાથે મારી નણંદ વટીક નાસી ગઇ અને અંતે તે બાનુઓને આવકાર દેવાની ફરજ મારે માથેજ આવી પડી. હું ધીરજથી ઊઠી ઊંબર આગળ તેમને આવકાર દેવા ગઇ, પણ તેઓ મધે જે વડાં શેઠાણી હતાં તેઓએ મલતાના વારમાં મને પેહેલોજ સવાલ એ કીધો કે "કાંય બેહેન અમેબી તે શું કાંઇ "રૂશી" પાન ખુશીયાન" હતાં કે તમારી દેરાંણી જેઠાંણીઓ અમને જોતાના વારમાં ચોટીની મીશાલ નાસા નાસમા પડી? મરેરે આય શાં દખ? મુસલમાનનાં હુલ્લડ વેળાએબી એ રીતની નાસા નાસ નહિ પડી હશે." મારાથી આ સવાલનો કશો જવાબ આપી શકાયો નહિ અને તેમજ મારી બેનીઓનો બંચાવ પણ થઇ શકયો નહિ. હું માત્ર તેઓ સાથ હસવા લાગી. સાસુ આગળ તેમને લઇ જઈને બેસાડ્યા પછી તેમની વાતચીતના અવાજથી સાસુજી સજાગરૂ થયાં અને તેમને ધારા પ્રમાણે વહુ દિકરીઓ સાથનું તેડું કરી તેઓ

બોલ્યાં, "જી ઘેરમાં બીજી વહુઓ વધતી છે કે જી? કેમ કોઇ દેખાતી નથી?" સાસુએ કહ્યું કે "નહિ માય બોલતી ઓવરાંળી બધી ઇહાંજ છેજી પણ શરમાઇને કેઠી ભરાઇ ગઈ હશે, બોલોના માય, એ દુક્તીઓને એજ કાંઈ અભાગની આદત પડી ગઇ છે. કદી કદાચ ઘેરબાર સોંપીને આપણે બાહાર જહયે અને કદી મડી કોઇ એ પ્રમાણે આવી લાગે ત્યારે ઘટતું આદરમાન આપવાને બદલે એ રાંડો કાંઇ એમજ ડોલા બાલે છે. ઘણી વખત સમજાવીને, પટાવીને, ધમકાવીનેબી કહ્યું કે ઘેરની ઇજત રાખવાની એ રીત નથી, પણ કાંઇ સમજતીજ નથી. એમ આવ દિકરી શીલા, જાતો તારી દેરાંણી જેઠાંણીને બોલાવી લાવ અને કહે કે "સોમબાઈજી" તેડાં કરવા આવ્યાં છે તે તમને બોલાવે છે." સાસુનો એ રીતનો હોકમ સાંભળી હું તેમને તેડી લાવી, તેઓ આગળના કરતાં પણ વધારે શરમાતી શરમાતી તથા નીચું જોતી એક પછી એક આવી લાગી અને માથાંથી તે પગવેર ઝટકો લાગે એવી કલેજાં ફ્રેશ ભાષામાં ઠંડે કલેજે ટાઉકા ઉપર ટાઉકા પૂરી પેલાં તેડાં કરવા આવેલાં શેઠાંણી બાઇએ તેમને એવી તો પાણી ઉતાર કરી.મૂકી કે તેમને નીચેથી ઉપર જોવાનું પણ ભારી પડી ગયું. "કાંય માય અમે તે શું કાંઇ ચોર પીંડારાં હતાં, શું તમે અમને પિછાણતાં નથી, શું અમે તમારાં મુદઇ હતાં, કે તમે એ રીતની નાલાયકી કરી નાસા નાસમાં પડી. તમે તો મારી દિકરી બરાબરની છો, કેટલા કેટલા દિવસ થયા મારો જીવ તમને જોવા માટે ભરાઇ રહ્યો હતો, અને કદી મડી હું આવી તો તમે મારી સાથે એટલી

બધી જુદાઇ રાખો છો, ચાલો, જેમ તમારી ખુશી," એ પ્રમાણે તરેહવાર બોલી સોમબાઇજીએ તેમને ચાનક લગાડવામાં કશું બાકી રાખ્યું નહિ,

પ્યારી બેનીઓ, પોતીકી જાતની અબળાઓ માટે જ્યારે મારી બેનીઓએ એ પ્રમાણે ગભરાટ બતલાવ્યો તો પછી બેગાના મરદોની હાજરી વેળાએ તેઓ શી રીતનો પોતીકો રકાસ કરતી હશે તે વિચારી લેવું તમો માટે ઝાઝું મુશ્કેલ નથી. સલુક અને સોજથી, લાયકી અને મરિયાદાથી, ઝાઝી ટીક ટાક વગર, ઘેરમાં આવી લાગેલા કોઇ પણ બેગાના પુરૂશ સાથ સેહેજ વાતચીત કરવી પડે તો તેમાં કશું ખોટું નથી. મરદોની ગેરહાજરીમાં તેમને ઘટતા સવાલ જવાબ કરવાની આપણી ફરજ છે પણ એ ફરજમાંબી હું મારી બેહેનીઓને પુષ્કળ પછાત જોતી હતી. જ્યાં સુધી સાસુ આગળ હોય ત્યાં સુધીતો સઘળા આવનાર જનારને તેઓજ જવાબ આપતાં, પણ તેમની ગેરહાજરીમાં યા તેઓ અંદરના ઓરડાઓમાં રોકાયલાં હોય તે વેળાએ જો ભોગ ચોઘડીયે કોઇ પારસી મરદ યા ઘાટી, યા હમાલ, યા સીપાઈ કોઈબી આવી લાગતો, અને ઓરડાની બાહાર ઉભો રહી "શેઠ છે, બાઈ છે," એ પ્રમાણે પુછી પુછીને મરી જતો, તો પણ મારી દેરાંણી જેઠાંણીની તેમને જવાબ આપવાની હીમત ચાલી શક્તી નહિ હતી. કોઇ વેળા કોઇ ગરીબ જરતોસ્તી એ પ્રમાણે ઓરડાની બાહાર અરધો અરધો કલાકવેર માથું ખાતો ઉભો રેહેતો પણ "જાણે જાણુતી નહિ" તેમ કાન ઉંચા કરીને મારી બેનીઓ ઠંડે કલેજે બેસી રેહેતી અને જ્યારે પરવારીને સાસુ આવી

માગતો ત્યારેજ તે બિચારાનો છુટકો થતો. પારકા મરદો સાથ છુટથી ભેળાવાના બાનુઓના અતેરાંઓને હું સદા ધીક્કારૂં છું તોપણ સંસારી વિવેકને ખાતર મારે કબૂલ કરવું જોઇયે કે ઉપર મુજબની હદ બાહેરની શરમમાં હું મારી બેનીઓનું હીચકારાપણું વધારે જોવું છું. એવી વર્તણુકમાં જો કે મારી બેનીઓને મનસે પોતાકી શરમ સિવાય બીજી કાંઈ પણ હલકી મકસદ હોતી નથી, તે છતાં સામા ધણી તરફ તુચ્છકાર બતાવવામાં આવતો હોય એમ તે માને છે. ધણીવાર સામો ધણી કોઇ ગરીબ માણુસ હોય છે અને જ્યારે તેને ઉપર મુજબ નાહેકનો ખોટી કરવામાં આવે છે અને ઘટતી ખબર આપવામાં આવતી નથી ત્યારે તે મનમાં તે ઘેરની બાનુઓ માટે ઘણો હલકો વિચાર લઈને રવાના થાય છે. તે તેમને મગરૂર, ગુમાની, અભીમાની, અને સંસારી વિવેક વગરની વિચારે છે જો કે એવી વર્તણુકનો ખરો સબબ તો હદ બાહારની શરમ અને લાજમાં સમાયલો હોય છે.

———

## પ્રકરણ—૪૩.

## મારો ગભરાટ—ખરા સુધારાને બદનામ કરનારી એક ઉછાછળી બેહેનીનો "ફારસ."

પ્યારી બેનો,

જેમ બને તેમ પારકાંઓ સાથના મેળાપ વેળાએ મારી બેનીઓએ છાતી ધાડી રાખી, ચીત ઠેકાણે રાખી, ધીરજ, નમ્રતા અને મરીયાદાથી વર્તવું જોઈએ. અલબતાં જે કુટું-બની જુવાન બાનુઓને પારકા મરદોના મેળાવડાઓમાં ભે-ળાવાની તક મળતી નહિ હોય તેઓ એવી વેળાએ ગભરાટ બતાવે એ ખુદરતી છે. પણ જે જુવાન બાનુઓ શીખી ભણીને "ગ્રહસ્થ બાનુ" તરીકે ખપવા માગતી હોય તેઓએ જેમ બને તેમ એવા ગભરાટો દુર કરવા જોઈયે. હું પોતે જોકે મારી ગઇ વેળાએ જણાવેલી બેનીઓના સરખી બીહીકન અને હીચકારી નહિ હતી તે છતાં એક દિવસે મારે હાથે પણ એ બાબદમાં અજબ જેવો ગભરાટ થઈ ગયો હતો. એક દિવસ મારા સસરાને મળવા સારૂં તેમના એક લાયકીવાળા મીત્ર છેક સમી સાંજની વેળાએ આવી લાગ્યા હતા. સસરાના લખવા વાંચવાના ઓરડામાં તેઓ સસરા સાથે વાતે લાગ્યા હતા, તેટલાં ધારા પ્રમાણે લોબાંન ધુપાવાનો વખત થયો અને હું ધારા પ્રમાણે નાનું અફરગાન્યું લઇને ઓરડે ઓરડે લોબાંન ધુપાવા ગઈ. સસરાજી પાસે જઈ લાગતાં ધારા પ્રમાણે ઘણી શરમાતી શરમાતી તેઓ આગળ અફરગાન્યું લઈ ગઈ, તેઓ

સરેસ્તા પ્રમાણે "યથા અશેમ" ભણીને પગે લાગ્યા અને ત્યાર પછી પેલા બીજા ગ્રહસ્થ આગળ લઇ જવા વગર હું ઝપાટાબંધ પાછી ફરી. પણ તેટલાં સસરાએ મને પાછી બોલાવી અને કહ્યું કે, "કેમ માય એનાઓ શું જરતોસ્તી નથી કે તમે એવણને બતલાવવા વગર ચાલી ગયાં?" સસરાના આ સવાલથી મારા ગાલ ઉપર રતાશ ચહડી આવ્યો, કશો પણ જવાબ આપ્યા વગર હું તેઓ આગળ શરમાતી અને ગભરાતી અફરગાન્યું લઇ ગઈ અને અસતો તેઓ મુછમાં હસીને પગે પડે તેટલાં મારા હાથ ધુજ્યા અને તેમના ખોલા ઉપર મારા હાથ મધેનું અફરગાન્યું અબરૂ વળી ગયું. જોઇજ લવો તે વેળાનો ગભરાટ. હું ખસિયાણી પડીને પાણી પાણી થઈ ગઇ, સસરાએ તથા પેલા ગ્રહસ્થે, "કાંઈ નહિ, બેહેન, કાંઈ નહિ," એ પ્રમાણે બોલી ધીરજ આપી અને ઘેરમાં કોઇ ચાકર નફર ન હોવાથી દેરજીએ આવી ચીપીએ ચીપીએ અરદીબેસ્ત તથા સઘળી રખીયા પાછી ભોંય ઉપરથી ભરી લીધી.

એક અસલી ઢપનું જે કુટુંબ મરદોના મેળાવરાઓમાં છુટથી ભેળાતું નથી, તે કુટુંબની બાનુઓને કદીમદી ખાસ જરૂરને સર પારકા મરદોના સંબધમાં આવવું પડે છે તે વેળાએ તેઓ કેવી જાતનું બીહીકણપણું બતલાવે છે તેનો માત્ર ઝાંખો ખ્યાલ ઉપલા હેવાલ ઉપરથી મળી શકે છે. અલબતાં મારી રાંક બેનીઓનું એ જાતનું બીહીકણપણું ખુદરતીજ હોય છે. એ બીહીકણપણા માટે હું ઝાઝી સખત થવા માગતી નથી, કેમકે ખરેખર સખત થવાજોગ મામલો તો એથી ઉલટીજ કિસ-

મની બાનુઓને લગતો છે. જે થોડીક ગણત્રીની બાનુઓ મરદોના મેલાવરાઓમાં છડેચોક ભેળાવામાં ખરો સુધારો સમજે છે, તેઓથી એ બાબદમાં જે જાતનું અતેરૂ થતું હું વારંવાર જોતું છું તે ખરેજ અફસોસકારક જણાય છે. ઘટતા અંતરે રહી, ઘટતી મરીયાદા, ઘટતા આંકોશ, અને ઘટતી સભ્યતાથી ખાસ જરૂરને વખતે મરદ ઓરતો એક બીજા સાથ વાતચીત કરે તેમાં મને મુદલબી વાંધો નથી, પણ સંસારી વિવેકને અરથે જરૂરનું છે કે એવી વેળાએ જુવાન સ્ત્રી પુરૂશોએ ગમે એવી નેક નીષ્ટા હોવા છતાં પોતીકાં વડીલોની હાજરી વગર એકાંતપણાંનો લાભ લેવો નહિ જોઈયે. કોઈ પણ પારકા પુરૂષ સાથે એવી રીતે એકાંતપણાંમાં વાતે રોકાવામાં આજની સુધરેલી કુમારીકાઓ પોતીકી હુશિયારી યા બાહાદુરી સમજતી હોય તો ભલે, પણ તેમાં વિવેક યા દુરઅંદેશી બિલકુલબી નથી. મારા વાહાલા ખાવિંદ એકવાર એવી એક હીમતવાન પણ ઊછાછલી બાનુના સપાટામાં અજબ જેવી રીતે ફસી પડયા હતા, અને તે બનાવને ઘણાંક વરસો વહી જવા છતાં તેઓને આજની ઘડીવેર તે બનાવ યાદ આવેછે ત્યારે કહેછે કે, તે વેળાએ મરદ જેવા મરદ હોવા છતાં તેમને લાજ અને શરમનાં ધુજરાં છુટાં હતાં પણ પેલી હીમતવાન ખરૂં બોલું તો બેહા નારને જરા પણ ગભરાટ યા શરમ ઉપજી નહિ હતી. તેઓ જ્યારે કોલેજમાં અભ્યાસ કરતા હતા ત્યારે તેમની કોલેજમાં એક વિદવાન "પ્રોફેસર" ને પોતીકા એક મીત્ર માટે "મુંબઇ બેંક"ના કોઇ ગબર "શેરહોલડર" ની "પ્રોક્ષી" જોઈતી હતી. આ "પ્રોક્ષી" "હીસાબ તપાસના-

રાક્ષી"ની નેમણુકને લગતી હતી. મારા ખાવિંદને ઉપલા ગબર "શેરહોલડર" સાથે દોસ્તી હોવાથી તેઓએ તે "પ્રોક્ષી" લાવી આપવાનું માથે લીધું હતું અને તે કારણુસર તેઓએ એક દિવસે તે ગ્રહસ્થને ઘેર પધાર્યા. આ ગબર મીત્ર સાથ તેઓને. લાંબા વખતની દોસ્તી હતી પણ તે બાહેરનીજ હતી, એક બીજાને ઘેર તેઓ જતા આવતા ન હતા, અને આ વેળાએબી ફકત ગરજનેસર તેમને પેહેલવેહેલુંજ તેમને ઘેર જવું પડયું હતું. મારા ખાવિંદ જાતેજ ઘણા શરમાઉ અને એકમાર્ગી હોવાથી તેઓ ઘણા શરમાતા શરમાતા પોતીકા મીત્રને ત્યાં જઈ ચાલમાંજ ઉભા રહી ધીમે સાદે પુછવા લાગ્યા, "દોરાબજી છે દોરાબજી છે." આ સખુનો સાંભળી ઘઉંને રંગની પણ પુષ્કળ એશ્કી થયલી એક જુવાન બાનુ વાઉની મીશાલ ધસારાબંધ ઓરડા મધેથી નિકળી આવી. પ્રથમ તો તેણીના આંગ મધેનો પોશાકજ તપાસવા જોગ હતો. તેણીનાં આંગમાં અતિ ઝળકતી વેલાતી સારી, એક સાડી નેટનો સદરો, પુષ્કળ ઝાલરો અને ચતાપતા સાથનો રેશમી પોલકો, નામને ખાતર અરધે માથે બાંધેલું માથુબાનું અને અરધું અરધ માથું ઊઘાડું, પગમાં ઊંચી એડીની કેનવાસપર ભરેલી સ્લીપર એ પ્રમાણેનો તેમનો પોશાક હતો. ધસારાબંધ આવતાના વારમાં તેઓએ મારા ભ્રથારને પુછ્યું "કોણને પુછોછ?" મારા ખાવિંદે ઘણા શરમાતા શરમાતા પુછ્યું "દોશબજી ઘેરમાં છેજી?" ઉપલી બાનુએ જવાબ આપ્યો, "હાજી અદર આવો," અને પછી તેઓને સુંદર રાચરચીલાંથી શીંગારેલા એક ઓરડામાં લઇ જઈ એક એશ્કી "સોફા"

ઉપર બેસાડયાં. જેવા તેઓ બેઠા કે લાગલી તે નાર પાસે-ના એક બીજા સોફા ઉપર ધપક દઇને બેસી ગઈ અને ત્યાર-પછી જાણે કેટલાંક વરસોની દોસ્તી હોય તેમ વગર ઓળ-ખાણ પિછાણે એલારથી પેલાર સુધીની વાતચીત ચલાવા લાગી. તેમની સઘળી વાતચીત અત્રે આપવાની અગત નથી; પણ વાંચનારી બેનીઓની રમુજ અર્થે આ સુંદર બાનુના થોડાક સવાલોજ અત્રે તપકાવી લીધેલા બસ થશે. તે સવાલો આ પ્રમાણે હતા. "તમે કોણ છોવોજી, શું કામ આવ્યાછો જી, તમારૂ નામ શું છેજી, તમે કયાં રેહેવોછોજી, ચાકરી ધંધે લાગેલા છેવોજી; શું કમાવો છોજી; માયબાપ સલામત છેજી, ભાઈ બેન કોઇ છેજી, પરણેલા છેવો કે કુમારા, કાંઇ છોકરાં બોકરાં થયાંછેજી, તમુને દોરાબજી સાથની કેદારની પીછાણ; ભાઇ બેન કોઈ કુમારાં છે કે જી કે બધાં પરણી અડરાઈ ચુકાંછે?" આ પ્રમાણે આસરે પાએક કલાકવેર નકામુ અને જૂઠું તાહેલું ચલાવ્યા પછી તેઓ ઠંડે કલેજે પોતાની જગો ઉપરથી ઉઠી ખોલાસો કરવા લાગ્યાં કે, "જોવો નીજી જીભરાયા દોરાબજી તો મારા વર થાય તેવણ અખઇ રહ્યા હમણાજ થોડો વાર થયો રૂપાના પીયાલાં રકાબીમાં ચાએ પીને વારી સધાવ્યા. તેવણે અમારી "લેનડો" ગાડીની વરદી કીધીતી પણ મુવા કોચમીને ગાડીને બરોબર "ગીરીસ" કીધેલી નહિ હોવાને લીધે "બુરૂમ" જોડાવી મંગાવી અને જેવી બુરૂમ આવી કે તેવણ જીભરાયા મને શેકહેંડ કરીને હમણાજ પધાર્યા જરા વેહેલા આવ્યા હોતે તો તમુને મલી શકતે. આવજો હું બાવા માફ કરજો તમુને

તસદી પડીછે." આ ભાષાણ સાંભળ્યાથી મારા શરમાઉ આચારનું કેટલું બધું ગરી ગયું હશે તે વાંચનારી બેનીઓએજ વિચારી લેવું. તેઓ હાથને પગ અફાડતા ઘેર આવી ભારે કમકમાત સાથ પુછવા લાગ્યા કે આટલી દુકતીએ મને ઠગ્યો, મને નકામો રોકી રાખી એટલી બધી છુટથી પરાયા મરદ સાથ તાહેલું કીધું? અને તે પણ શરમ છે, શરમ છે, એ રીતના તમારા સુધારા ઉપર?" મેં વહાલા ખાવિંદને તે વેળાએ પતાવી સતાવીને ઠંડા પાડયા અને જણાવ્યું કે એવી ઉછાછલી નારો તે કાંઈ ખરી સુધરેલી બાનુઓ ગણાય નહિ. તેણી એક અભણ, બેવકુફ, અને છકેલ સ્ત્રી હોવી જોઈયે. મને તો તમારા હેવાલ ઉપરથી તે બાનુ ઘેલી યા દેવાની બનેલી હોય એમ લાગે છે. બાકી કોઈપણ સાદામાં સાદી અક્કલવાળી અને સંસારી વિવેકની સેહેજ પણ સમજ ધરાવનારી સ્ત્રી એ પ્રમાણે વર્તે એમતો હું મુદલબી માની શકતી નથી. જ્યાં છે ત્યાં તે બિચારીનું "કાતરીયુંજ કાંઈ ગેપ" હશે. આ અભિપ્રાય મારા ખાવિંદનાં ધ્યાનમાં પણ ઊતર્યો.

## પ્રકરણ—૪૪.

## સાસુજી "મોટે ઘેરનાં" લગનમાં કેમ પધાર્યાં?

પ્યારી બેનો,

મારાં મેહેરબાન સાસુજી હર વેળાએ બોલતાં આવ્યાં છે કે અગરજો કુથેબી લગનસરા અથવા ખાનીપીણીમાં જવું હોય તો તે મોટાંને બદલે ગરીબને ત્યાં જવાથી વધારે શોભા અને ઇજત છે. તવંગરોને ત્યાંની ખાનીપીણીથી તેઓ પોતાની જુવાનીમાં ધરાઈ ગયાં છે અને હવે તેઓનાં ઘરડપણનો અનુભવ તેમને જે શીખવે છે તે એટલુંજ કે પોતાની હાલત કરતાં વધારે ગરીબને ત્યાં જવાથી જેટલું માન અકરામ આપણને મળી શકે છે અને ત્યાં આપણી જેટલી ખાતરદારી થઈ શકે છે તે મધેના દશમા હિસ્સા જેટલુંબી માતબરોને ત્યાં પધાર્યાથી મેળવી શકાતું નથી. મારી ઘણીક બેહેનીઓને મોટે ઘરની મોટી મોટી ઓસરીએ ચહડવાની ગમે એટલી ઊલટ હોય તોપણ મારાં બુઝોર્ગ સાસુજીનો ઉપલો અનુભવ કોઈબી રીતે ખોટો નથી. ગરીબો ખાલી વડાઈને ખાતર સરઅવસરે ઘણાં જણોને પોતાને ત્યાં જમવા બોલાવી શકતાં નથી, અને જેટલાં થોડાંને તેઓ બોલાવે છે તેઓ વચ્ચે કાંઈ પણ જાતનો અંતર રાખ્યા વગર સર્વેની એક સરખી બરદાસ્ત કરવા ઉપર તેઓ જીવ પટકીને મંડી જાય છે. પણ કેટલાક માતબરોને ત્યાં તેથી ઉલટીજ કિસમનો રાહાધાટ આપણે જોઇયે છીયે. સરઅવસરે મોટાં મોટાં ખાણાં કરવાની વડાઈ

ખાતર તેઓ દમ બાંધીને ઓછી વધતી ઓળખાણ પિછાણુ-વાળાં સેંકડોને પોતાને ત્યાં નોતરે છે. આ સેંકડો પરોણાઓ મધેથી માન માન વીશ પચીશ પરોણાઓ એવા હોય કે જેઓ પૈસા ટકા અને વગ વસીલામાં જમવા બોલાવનાર શેઠ શેઠાણીની બરોબરી કરી શકે બાકીના સઘળાં તો પૈસા ટકાની બાબદમાં તેઓથી ઉતરતી પંક્તીનાં હોય છે. આવા મેળા-વડામાં એવી વેળાએ કેટલાક માતબર લોકો પોતીકી બરોબર-ના માતબર પરોણાઓ ઉપર "ઘરૂ પરૂ" કરવા મંડી જાય છે અને બાકીના બીજા સઘળા પરોણાઓએ ખાધું તો ભલ, નહિ ખાધું તો ભલ, બસ તેઓ નોતરાંને માન આપી આવ્યા એટલે તેમને જમવા બોલાવનાર માતબર શેઠ શેઠા-ણીઓ સંતોષ પામે છે. મોટે ઘરનાં એવાં મોટાં મોટાં જમનોમાં કેટલીક વાર આપણે સાંભળીયે જોયે કે કેટલાક લુચ્છા મરદો વગર તેડે પણ ધાઈ મારવા ઊતરી પડે છે, પણ ખરૂં બોલું તો વગર તેડે ઉતરી પડેલા ધાઇ મારૂઓ અને ખરેખરાં તેડાંથી હાજર થયલા પરોણાઓ વચ્ચે એવાં મોટાં જમનોમાં કશો પણ ફરક રેહેનો નથી. ઘણી વેળાએ એવાં માણસોને જમવા બોલાવવામાં આવે છે કે જેને બોલા-વનારા ઘણી પિછાણી પણ શકતા નથી, અને તેથી તેઓ પોતેજ મનમાં શક ધરાવે છે કે રખે તેઓ કોઇ વગર તેડે નો પરોણો હોય. એવાં જમનોમાં, માત્ર મોટે ઘર જવાની ઉકમાઈ ખાતર મારી જુવાન બેહેનીઓ ગમે એટલી ઉલટ ધરાવે, તોપણ મારાં સાસુને તો તે મુદલથી પસંદ નથી. તેઓને મનસે બેઈજતી સાથની મોટે ઘરની "મરઘી તરકી"

ગરીબને ઘરના હોરમત અને ઈજત સાથના "દાલ ચાવલ" આગળ તદન બિસાદ વગરની છે. આવા વિચારોથી તેઓ ઘણું કરીને મોટે ઘર ઝાઝાં ઉતરી પડતાં નથી. અગરજો ઝાઝી બોહોંશ થાય છે તો તેઓ પોતીકી વહુ દિકરીઓને મોકલી સંતોષ પામે છે, અને પોતે તો કોઈ કદાચજ પધારે છે. મોટે ઘરનાં જે તેડાં માટે હું આગળ લખી ગઇછું ત્યાં પણ જવાનો તેઓનો વિચાર નહિ હતો, પણ મારા બુઝોર્ગ સસરાજીએ બોહોંસ ઉપર બોહોંસ અને ધમાલ ઉપર ધમાલ પાડી તેઓને મોકલ્યાં હતાં. મારા સસરાની આદત પ્રમાણે તેઓ એક બોલ જો મોહોડાંમાં પકડતા તો તેને કબી પણ છોડતા ન હતા, અને તેઓની બોહોંસ આગળ કોઈનું ચાલતું પણ નહિ હતું. "પણ કાંય નહિ જાય, ચાહિ ચીતીને બિચારાં બાઇ જેવાં બાઇ તેડું કરવા આવ્યાં અને આટલી બધી બોહોંસ કીધી તો પછી એવો રોગ કરવાનું કારણ શું" મારા સસરાની આ પ્રમાણેની હુજતનો મારાં ગરીબ સાસુ માત્ર એટલોજ જવાબ આપી શક્યા કે, "બસરે હવે ગોદરેજજી, તમે નહિ સમજો ને કાંય અમથા ગોધીયારૂં કરતા હોશો, બાઈ લોકનો ધારો તમે નથી જાણતા. અને કાંય અમથા દુશ્મનનું માથું ચેરવતા હશો. એ લોકો તેડાં કરવા આવે ત્યારે આપણા પગનેબી હાથ લગાડે, અને જ્યારે તેમને ત્યાં જઇએ ત્યારે આવો જવો કરતાં તો દોસાં થયાં પણ આંખ ઉપરથી પાંપણ ઊંચકીને જરા જોયબી નહિ કે કોણ કુતરી બીલાડીઓ આવી છે. એવે ઘર જ્યા વગર શું જીવ રડે છે, બલ્યુંરે એવું જીવતર જનારીઓનુ". "ત્યારે શું તમારૂં કેહેવું એમ

કે તમે જાવો તેવાં આવીને બાઇ સાહેબ તમોને પગે લાગે, તમારો હાથ ધરીને તમોને મેહેલમાં લઈ જાય, તમોને પોતાની પાસે બેસાડી લાંબાં લાંબાં ભાષણો ચલાવે પણ તમે એટલું નથી સમજતાં કે જ્યાં સેંકડો લોકોને બોલાવેલાં ત્યાં તમારાં જેવાં એકની ઉપર કેમ ઘણોવાર વેર ધ્યાન આપી શકાય”? સસરાએ એ પ્રમાણે ધીરજથી સમજ પાડી પણ સાસુએ સરેસ્તા પ્રમાણે મીજાજ ખોઇ જવાબ આપ્યો, “જાઓ, જાઓ”, તમે શું ડોલા બારો છો, ઓવારૂ મને પગે શું કામ લાગે, શું હું કાંઈ મરીબરી ગેઈછ કે મને આવીને પગે લાગે અને હાથ ધરવાનીબી શું અગત છે? ખોદા મારી આંખોને સલામત રાખે, તમે કહેવો તો એવી સો બાઇઓના હાથ ધરીને ચલાવી લાઉં અને વાતની કરતી તો વાંકી વળી પણ જરા તું એમ તો કહે કે “આવો મરૂં આવો મરૂં” શું એટલું બોલતાં કહેતીના દુશ્મનની જીભ ઘસાઇ જાય છે? પણ જેમના નાક ઉપરથી માખ નહી ઉડે અને જેમના નાખના ફિફ્રરાં મીજાજમાંને મીજાજમાં ફાટી ગયલાં તે શું એવી લાયકીની વાત જાણે? ઘેરના બબરચીને ત્યાં જઇએ, ગરીબને ત્યાં જઈએ, પણ મોટે મોટે ઘેરના લગનોથી હવે હું સાહાઠ વરસની ઉમરમાં ધરાઇ ગઈ છું, હવે તમારી વહુ દિકરીઓનો વખત છે, જોઈએ તો તેઓને મોકલો હું તો તમુને સાફ કહેવું છું કે હું તો નથી જવાની.” આ ભાષાણ સાંભળી સસરાએ ફરીથી ઠંડે કલેજે જવાબ દીધો, “પણ એમ કેમ બને? તમે કાંઈ ઘેલાં થયાં છો, મને શેઠીયાઓ સાથે રાત દિવસનો વેહેવાર તે લોક જાણે કે આપણે ત્યાંના છોકરાંઓ નહિ આવ્યાં હતાં તે

પછી હું તેમને શું જવાબ દેવશ? વળી ગઈ પરમ દીને હું જમવા ગયો હતો તે વેળાએ મોટાંબાઇએ પોતે મને મોહોડે ચહડીને કહ્યું હતું કે સઘળાં છોકરાંઓ સાથે ડોસાંને સહવાર-થીજ મોકલજો કેમકે તેજ દિવસે આદરણી પણ ચહડાવાની છે અને તમે આજે બચ્ચાંની કાણી છેડાઇ પડી એમ કેમ કરો છો? જાવો જાવો એવાં ચેડાં છોડી દેવો અને ઉઠીને તૈયાર થાવો. જો તમુને કાંઇ ઓછું પડે તો મને આવીને કહેજો, હું ફરીથી તમુને ઓહોંસ કરીને મોકલીશ નહિ, એમ આવ દિકરા સોરાબ, દોરી જઇને કેયેથી સારી જેવી સીગરામ પથીને લઇ આવ, ઉઠો શીરીનમાય તાંકા મારવાનું છોડી દેવો અને સાસુ જેમ કહે તેમ તેવણના અને તમારાં કપડાં ચપડાં કાહાડીને તૈયાર થાઓ સાંભળોછ કે? પણ વેકોની ત્યારે, હાજી હા, ને હજી ખોટી કોણની?" સસરાજીના આ રીતના ગોધી-યાંરાંથી હું ઝડપમાં ઉઠી, પણ શું કરવું તેની મને સમજ પડી નહિ, પણ તેટલામાં ફફરેલાં ચટકેલાં મારાં સાસુજીબી ઉઠયાં અને "ભુસુંરે એવાં જવતરને, આય કાંઇ જુલમ, કોઈનાબી ઘેરમાં માટીડાઓનો એવો દોર હશે? હાથે કરીને ઈજતના કાંકડા કરાવે છે," એ પ્રમાણે બબડતાં બબડતાં તેઓ તૈયાર થવા ગયાં. તે દિવસે મારી દેરાંણી જેઠાંણીઓ અડચણને લીધે સાથે જઈ શકી નહિ, મારાં નણંદના વિચારો પણ સાસુનાજ જેવા હોવાથી તેવણે માથું દુઃખવાનું બાહાનું કાહા-ડીયું અને તેથી તેઓ પણ રહી પડ્યાં, જેથી થોડા વારમાં અસલી ઢપની જાડી જાડી કસબી કોર સાથના પોશાગ અને ઘણાં સરખાં ઘરેણાંઓથી અમો બનીથનીને મોટે ઘેરના લગન માવાને પધાર્યા.

## પ્રકરણ—૪૫.

## મોટે ઘેરનાં લગન—મારી સુધરેલી જુવાંન બેનીઓનું એક "ઘેલું વાજું."

પ્યારી બેનો,

સસરાજીની બોહોંસ આગળ નાચાર થઈને મારાં સાસુ પોતાની સાથે મને લઈને મોટે ઘેરનાં લગનમાં પધાર્યા હતાં. અસલી ઢપનાં પોશાકો ઘણુંકરીને એક સરખા હોય છે અને તેમાં હાલના સુધરેલા જમાનાના પોશાકને લગતાં જાતજાતનાં ખેણુકોટકો ઝાઝાં નહિ હોવાથી, એકના એક જાતના પોશાકનું ફરી ફરીથી બ્યાંન આપવું હું વાજબી જોતી નથી. માત્ર જણાવાજોગ એટલુંજ છે કે અમારી હાલત સાથ સરખાવતાં અમારાં આંગ ઉપરનું જર જરીયાન વધારે હતું. જર જરીયાનના બાબમાં પણ મારાં સાસુ સસરાના વિચારો અસલી ઢપનાજ હતા. મારા સસરા પોતીકી જુવાંનીમાં ઝવેરીનો ધંધો કરતા હતા. પોતીકા ધંધાની આ માહેતગારીને લીધે દરેક તકે સરસ નંગો કીફાયતે જો તેમને હાથ લાગતાં તો તે તેઓ પોતાકી "હાપણુ" તરીકે ખરીદતા હતા. જે પ્રમાણે જુદાં જુદાં માણસોને જાતી જાતની ચીજો પોતાની પાસે ભેગી કરવાનો શોખ લાગેલો હોય છે તે પ્રમાણે મારા મેહેરબાન સસરાજીને કિમતીમાં કિમતી, જુની ખાનના, અને દાઘાદુઘી વગરનાં આબદાર નંગો ભેગાં કરવાનો શોખ લાગેલો હતો. એ શોખમાં તેમની બીજી મકસદ પાંચે દહાડે તેમની સારી કિમત ઊપજાવાની પણ હતી. જેમ અસલી વિચારના કેટ-

લાક લોકો સરકારી નોટને બદલે પોતીકી ફાલતુ પુંજી ભવીશની સલામતી ખાતર ભોંયમાં દાટી રાખે છે તેમ મારા સસરાને પોતીકું ફાલતું નાણું કિમતી ઝવેરોમાં રોકવાનું વધારે સલામતી ભરેલું લાગતું હતું. મારા સસરાનો આ શોખ મારાં વગર ભણેલાં સાસુને ઘણો મનપસંદ થઇ પડયો હતો. તેઓ ઘરેણાંઓનાં ઘણાં શોખીન હતાં. જેટલાં તેઓ પોતે તે પેહેરવાનો શોખ ધરાવતાં તે કરતાં વધારે પોતીકી વહુ દિકરીઓને શણુગારવાની તેમને ઉલટ હતી. આ કારણુસર જ્યારે મારાં સાસુ સાથ હું એકલી મોટે ઘેરના લગનમાં જવા નિકળી ત્યારે અમો બેઉએ અસલી ઢપના વાણીયનીઓ જેવા પોશાક ઉપર કિમતી ઝવેરોનો સારો શણુગાર કીધેલો હતો. મારાં સાસુનાં ગલાંમાં બીલીયાનનો એક "નેકલેસ" હતો, તેમના બેઉ હાથો ઉપર મોતીની બબે બાંગરીઓ હતી, તેમના હાથનાં આંગલાં ઉપર કિમતી વીટી તથા બેઉ કાનોમાં અસલી ઢપના લાંબા ઘાટના ભારી એરીંગની એક જોડ હતી. મેં મારો લીલાં પાણાનો હાર, મોતીની બાંગરી, એક કાનનું એરીંગ, એક વીટી, તથા સોનાની સાંકળી સાથનું મારૂં ઘડીયાલ પેહેરેલું હતું. આ પ્રમાણેના પોશાક સાથ અમો મોટે ઘેરનાં લગનમાં પધાર્યાં હતાં. જતાનાવારમાં મોટાંબાઇની વડી બેટીએ અમને દરવાજા આગળ આવકાર દીધો. મોટાં બાઈ પોતે પોતા સરખાં માતબર બાનુઓ સાથે વાતે વળગેલાં હતાં, અને બાનુઓના મેળાવડાનો કશો સુમાર નહિ હતો. જાતજાતના તલ્હેવાર સુધરેલા પોશાકોનું ગોયા એક પ્રદરશણ ભેગું મલ્યું હતું. મારાં સાસુ શરમાતાં શરમાતાં ગીતની ગાનારીઓ

પાસે તેઓનાં સરખાં એક તેમનાં બુઝર્ગ સહી બેઠેલાં હતાં તેઓ તરફ ગયાં, અને તેઓએ અમને જોતાંજ પોતાની પાસે બોલાવીને જગ્યા આપી. હું તેઓથી થોડેક દુર મારી સુધરેલી, અને મારા સરખી ઉમરની સહીઓ સાથે વાતે વળગી. જુદાં જુદાં ગુચરાં સાથ સર્વે પોત પોતામાં હસી બોલીને વખત કાહડતાં હતાં. પણ બાનુઓના આ મોટા મેલાવડામાં એક અજબ જેવું ઘેલું વાજું અમારા જોવામાં આવ્યું. એ વાજું હાલના જમાનાની સુધરેલીમાં ખપતી, તુરતની ઊમરે પુગેલી મારી આઠ દશ સુધરેલી જુવાન બેનીઓનું હતું. તેમનો પોશાક જમાનાની કુમારીકાઓ માટે વારંવાર પ્રખ્યાત થયલા પોશાકને બરોબર મળતો આવતો હતો. તેમના દિલ ઊપર વિચિત્ર જાતના ગમે એટલા ખરચાલુ તકલીદી પોશાક હોવા છતાં તે બિચારીઓ ઘરેણાંના બાબમાં ઘણી કમનસીબ જણાતી હતી. મારાં સાસુના વિચાર પ્રમાણે તે બીચારીઓ પોતીકા બાપદાદાના થોડા ઘણા પણ સુનાના દાગીના વેચી સાતીને ચતાપતાના આજે પેહેરે ને કાલે ઊંવાઇ જાય એવા વેલાતી પોશાકો તરફ તણાતી હોય એમ જણાતું હતું, તેઓ સર્વેના દિલમાં કાબરચીત્રા વાઘના જેવા જાત જાતના પોલકાઓ હતા, જેઓ ઉપર દરેક તરફથી ઝાર પીછીઓ એમથી તેમ લબરતી હતી. પોલકાની "ફેનસી" બાંહે કિંમતી બાંગરી યા પોંહોંચીની ગરજ ટાલી હતી, તે છતાં એકાદ બેના હાથ ઊપર મડમ લોકોના રૂપાંનાં ચીતલ ખરંગ ખરંગ કરતાં સંભળાતાં હતાં. આ ઢોંગી બેનીઓનું વાજું સર્વે પરોણાઓની મજાક મશ્કેરી કરવા ઊપર મંડેલું હતું. તેઓ

મરદોનાં મેલાવડાઓમાં છડેચોક ફરનારી હોવાથી તેમને પોતીકી રાંક બેનીઓની ટેકડી બનાવતાં કશી ધાસ્તી કે શરમ લાગતી નહિ હતી. ઘણી માતબર બાનુઓને છેડવાથી તેઓ દુર રહેતી, પણ પોતાના સરખી અથવા પોતા કરતાં ગરીબ હાલતની બેનીઓને તેઓ માહુ માહુ બોલાવતી. પોતાના જેટલી ઉમરની જુવાન બાનુઓ કરતાં મારાં સાસુ જેવાં ઘરડાં ડોસાં દગરાંને બુમ મરાવાની તેમની મુખ્ય બાહાધુરી હતી. કોઈની કફોડી અટક ઉપર તેઓ સરેહ ચલાવતી તો કોઈના ચેહેરાની મજાક બનાવતી. માત્ર પવન અને દુઃખ દરદથી ફુગી ગયલી એક પોકલ આંગની માતેલી ગરીબ બાનુને તેઓએ "માંસના ડુંગર," "ગાયકવાડના મલ" અને "જાડી ભેંસ"નું નામ આપ્યું, કેમકે તેઓ સર્વે સુક્કા બુમલા જેવી સોહોરાઇ ગયલી હતી. કોઇ બાનુના બેડોલ ચેહેરા ઉપરથી તેણીને "ચીનાઈ વાંદરી" કહેવામાં આવતી તો કોઇ બિચારી ગૂપચૂપ એકાંત બેઠેલી જણાતી તો તુરત તેણીને "બરિયલ છાનું" યા "ખુને પડેલાં ઘુવડ" સાથ સરખાવામાં આવતી. કોઈવાર "ઘેલાં વાજાં" મધેની એકાદ ઢોંગી બાનું આસપાસનીઓને ડાહી દોહોરી થઈને ગંભીરાઈના દોલ સાથ એવા એવા સવાલો પુછતી કે તેણીનાં કફોડા સવાલો સમજી તેણીની સાથવાળીઓ એકદમ ફરર દેઇને હસી પડતી. આ ઘેલાં વાજાંનો ખીખીખાખાનો "કોનસર્ટ" તો મીનીટે મીનીટ ચાલુજ રહેતો, એ ઘેલાં વાજાંનાં સપાતા મધેથી હું તથા મારાં સાસુ દીવાનખાંનામાં તો બચી ગયાં હતાં, પણ ખાનાંની ટેબલ ઉપર ફસી પડયાં હતાં. દોડા દોડીમાં ખાનાની ટેબલ

ઉપર અમારી જગ્યા આ ઘેલાં વાજાંની નજદીકમાંજ આવી ગઇ. મારાં સાસુના એક હાથ ઉપર હું હતી, અને તેમના બીજા હાથ ઉપરથી ઘેલું વાજું શરૂ થતું હતું. મારાં સાસુની બરોબર પાસે ઘેલાં વાજાંની એક મીંધી મસકલીબાઇ બિરાજેલી હતી અને મારાં સાસુને ઘેલાં વાજાંનો આ સાથ વધારે ભારી પડે તેવી પીડાકારી તો એ વધી હતી કે આ એશ્કી બાનુઓના અકડપુસ ભથારો અને ભાઇઓ તેમની મેનીજ કરવા ઉતરી પડયા હતા. આ જુવાન્યાઓ તેમની ભાગિયણોના જેવાજ ઇતર, તમાકુ, અને ભેજાંના ગયલા હતા. 'મેનીજ" કરતા તો તેઓ ડોસા થયા પણ એ મસે બાનુઓના મેલાવડાની મજાહ જોવા, અને પોતીકી ઘેલી મડમો સાથ કોઇ બાઇ બાવરીને માહુ બોલાવવાની તેમની મુલ મકસદ હતી.

ખાનાની શરૂઆતમાંજ આ "ઘેલાં વાજાં" મધેની "મસકલીબાઇ"એ મારાં સાસુ સાથે પુરતી ગંભીરાઇનાં ડોલ સાથે વાત છેડી. "ડોસાં તમે કોણ? કયાં રેહેવો છો? ડોસાં આએ તમારાં ગલાંમાં "નેકલેસ" છે તે ખરા હીરાનો કે ખોટા હીરાનો?" આ છેહલા સવાલનો જવાબ મારાં સાસુએ ટકોરમાંજ આપ્યો કે "ખોટાજ તો માએ, ગરીબ માણસ ખરાં કયાંથી લાવે." મારાં સાસુના આ જવાબથી આખું ઘેલું વાજું એક અવાજે કીકીકીકી કરવા મંડી ગયું. વળી થોડે વારે ઉપલીજ મસકલીબાઇએ પાછું આગળ ચલાવ્યું "નહિ ડોસાં, ખોટા હીરા તો નહિ હોય, લાગેછ તો ખરાજ, પણ એ "નેકલેસ" તમારો પોતીકો કે કોઇનો ભાડેનો મંગાવ્યોછે?"

વળી મારાં સાસુનું પાણી આવ્યું અને તેવણે જવાબ દીધો, "અરે માએ પોતીકું કોણનું, ભાડેનુંજ તો." આ જવાબથી ઘેલાં વાજાંએ પાછો પોતીકો "કોનસર્ટ" ચાલુ કીધો અને એક અવાજે તેઓ સર્વે હસવા લાગ્યાં. આ પ્રમાણેની મારાં સાસુ સાથની થોડીક ગોફ્તેગો પછી ઘેલાં વાજાંની બાનુઓ પોતીકા ઘેલા મરદો સાથ મારાં સાસુ સમજે તેમ પોત પોતામાં વાત કરવા લાગી. એક બેઅકલી મરદે ટાફકા પુર્યા, "ડોસાં" તો "તતનખાર" જેવાં છે. પણ ઘરડી ઘોડી ને લાલ લગામ તે કાંઈ શોભે, ઘરડે ઘરડપણ હીરાનો "નેકલેસ" શાનો પેહેરી સુવાં હશે, ડોસાંનો જીવતો સખેજ જતો દેખું, ડોસાં કોણ જાણે કેદારે ટાકો ઘડી કરશે." આ દરેક ટાફકે ઘેલાં વાજાંના મોટે સાદના ખીખી ખાખાનો કશો સુમારજ રહી શકયો નહિ. મારાં રાંક સાસુ સઘળું મુગે મોઢે શાંખી ગયાં. તેમને મોઢે લગાડવાનું તેઓએ દરૂસ્ત ધાર્યું નહિ, પણ ઇતર અને તચાક જુવાન્યાંઓની હાજરી, તથા એ પ્રમાણેની અપમાન ભરેલી હસી મસ્કેરીથી મારાં સાસુ તે દિવસે ટેબલ ઉપરથી તદન ભુખાં ઊઠયાં, અને તુરત ગાડી જોડાવીને ઘેર આવ્યા પછી બોહોંસ કરીને મોકલનાર મારા સસરાજી ઉપર ઝાડે ઝાડ તોડી પાડયાં.

---

## પ્રકરણ—૪૬.

## "ઘેલાં વાજાં" વિષે સાસુ સસરાનાં ભાષાંણો—સુધરેલા જમાનાના એક પિતાજીનો પશ્ચાતાપ.

પ્યારી બેહેનો,

મોટે ઘરનાં લગનમાં એક "ઘેલાં વાજાં" એ મારા બુઝર્ગ સાસુજીને જે અપમાન આપ્યું હતું તે વિષે તેવણે ઘરમાં આવ્યા પછી મારા અસરાફ સસરાજી ઉપર ઝાડનાં ઝાડ તોડી પાડયાં હતાં, પણ તે વિષે અત્રે ઝાઝું લંબાણ કરવાની હું અગત જોતી નથી. મારાં સાસુજીના તે વેળાના ગુસાનો મારી વાંચનારી બેનીઓ સેહેલાઈથી ખ્યાલ કરી શકશે અસલી ઢપની બાનુઓની સાધારણ રીત પ્રમાણે "તે પેત બરીઓ"ને સેસ ભરવામાં પણ કશું બાકી રાખ્યું નહિ, અને તેઓ તરફનું એ સઘળું રમખાણ મારા રાંક સસરાજી મુગે મોહોડે બેસીને સાંભળવા લાગ્યા. તેવણ સસર્યા કે વસર્યા નહિં એવી વેળાએ ગુપચુપ બેસી રેહવાની તેઓને ખાસ ટેવ હતી. પોતે ખરા હોય કે ખોટા, તોપણુ મારાં સાસુ સાથ કોઈપણુ જાતની તકરારમાં ઉતરવાનો તેમનો ધારો ન હતો. નામાકિત શેકસપીયરનાં લખાણોનો જોકે તેઓએ બિલકુલ અભ્યાસ કીધેલો ન હતો, તોપણુ તેમના વિચાર બાનુઓ સાથ તકરાર કરવાના સંબંધમાં શેકસપીયરના જેવાજ હતા. અભણુ બાનુઓ સાથ તકરાર કરી ખરાં ખોટાં માટે તેમની ખાતરી કરવાના જુઠા પછાડા

કરતાં તેઓ ગુપચુપ બેસી રહી ગમે એટલો ખરો અથવા ખોટો ઠપકો સાંખી જવાનું વધારે પસંદ કરતા હતા. આ વેળાએ પણ તેઓએ ઘણો વાર વેર મુગે મોહોડે બેસીને સઘળું સાંભળ્યું અને જ્યારે મારાં સાસુ છેલ્લાં થાકીને મુગાં રહ્યાં ત્યારે મારા સસરાએ ઠંડે કલેજે તે ઉપર પોતા તરફની સહરે નીચે પ્રમાણે ચાલુ કીધી:—

"તમે કેહેવોછો તે બધું ખરૂં હશે, પણ મેં તમોને ઓંહોંસ કરીને જે પ્રુન્યાદ માણસને ત્યાં મોકલ્યાં હતાં તેઓ તરફથી તમોને કાંઇ પણ અપમાન થયલું મને બતલાવશો? ખુદ મોટાંબાઇ, અથવા તેમની દિકરીઓએ તો તમોને કાંઇ અપમાન કીધું નથી કેની? હોય, જ્યાં પાંચસો સાતસો બાઇઓને નોતરેલી ત્યાં પચીસ પચાસ હાલના વખ્તની "ઘેલી ગાંડીઓ" પધારેલી હોય તો તે બનવા જોગ છે. પણ તેથી મોટે ઘેરની બાનુઓને તમે શી રીતે બદનામ કરી શકશો? મારી ખાત્રી છે કે તમને થયલાં અપમાન વિષે જો મોટાંબાઈને ખબર પડી હશે તો તેઓ કાંઇ તમો ખાતર થોડાં દલગીર થયાં નહિં હશે. વળી "ઘેલાં વાજાં"ની જે બાઇઓ વિષે તમે બોલવા માગોછો તે જાણીને મને ઘણી અજાયબી લાગે છે, કેમકે જે કુટુંબના આગેવાન મરદોની લાયકીની તારીફ ન થઇ શકે એટલી તેમની લાયકી એટલું તેમને જાહેરમાં માન અકરામ મળે, તેજ કુટુંબની બાનુઓ એટલી ઉછાછલી, ચીબાવલી અને ચકદોલ કેમ બની હશે? વધારે અજબ જેવું તો એ છે કે હાલના કેહવાતા સુધારાની તરફદારી કરનારા એ કુટુંબના મરદો નથી

અને તે છતાં તેજ કુટુંબની જુવાન બાનુઓ, તમારા હેવાલ ઉપરથી તો હાલના ઉછાછલા સુધારાની ટોંચે પોંહોંચી ચુકેલી જણાય છે. ઠીક છે, કાંઈ ચિંતા નહિં, મને એ દુકતીઓના ખરા અસરાફ પિતાજી સાથે સારી પિછાણ છે અને જ્યારેબી હું તેમને મળીશ ત્યારે એ બીના વિષે જે કેહેવું છે તે હું તેમને કહયા વગર રેહેવાનો નથી."

મારા સસરાના આ સખુનો સાંભળી મારાં સાસુએ તનકા સાથ પોતાનો કિમતી અનુભવ આ પ્રમાણે જણાવ્યો. "બેસો, બેસો, વળી બાપજ પાધરો હોય તો દુકતીઓ એ છેકજ છગી જાય? આજના માટીડાઓજ વધુત્યા, તેઓ આગળ રહીને દિકરીની જાતને નચાવે કુદાવે, અને પછી જ્યારે તેઓ બેસીને રાંડી રાંડોની કાણી હાયવાય કરવા પડે છે. પણ એ ગરનખ્યાઓને હું પુછું કે પેહેલે ઘરથીજ સ્ત્રી જાત ઉપર જોઈતો આંકોશ રાખવામાં તેમના બાપ દાદાનું શું એક નખ્ખોદ વળી જતું હશે? બાપબી તે વળી ડાહયા પડયા કેની તે તમે ચાલી ચલાવી તેવણ આગળ ફરિયાદ કરવા જવા માગો છો. પણ બેસો, બેસો, નકામાં તમે એમ કરીને વસા ગુમાવશો. આજની દુકતીઓ ફેલ ફરેબથી બાપોનેબી એવા હાથ કરી લીએ છે કે બાપ જેવા બાપ તેમને હાથે ગોલામ થઇને રહે છે, એવા "મરવા બાવા" શું તમારી ફરિયાદને મચક આપવાના છે? મુવા સુધારાનું સત્યાનાશ વરે, તે રાંડોની સુજે કાચગરા માટીડાઓની હોરમતના કાંકરા કરી નાખે છે. ભુસુંરે એવા સુધારાને?

કેઇ રાનને અવર લાગી છે કે તેણીને રીતસરનું હસવા બોલવાનું નહિ ગમતું હશે? માહાંની માગતીની જેની કમબખ્તી આવી હોય તેનેજ રીતસરનું હસવા બોલવાનું નહિ ગમતું હશે. ઘેરબારનાં સુખને ખાતર જરૂરનું છે કે બાનુઓ સદા હસતે મોહેની, રમુજી, ઢોંગી, બોલકની અને ખુશ મીજાજી નિવડે. એક બરિયળ અને કુંજરો મરદ ચાલી શકે, પણ ખોદા કોઈને બરિયળ તથા કુંજરી બૈરિ નહિ દેખાડે એટલું સારૂં. ઘેરબારના સુખનો જ્યારે સઘળો આધાર બાઈ માણસો ઉપર છે ત્યારે ઘણું જરૂરનું છે કે તેઓ જેમ બને તેમ હસતે મુખડેની, બોલકની અને ખુશખુશાલ હોવી જોઇયે, પણ તેથી કાંઈ ઠરતું નથી કે સઘળે વખ્તે અને સઘળી જગો ઉપર "ઘેલા ઘાંચીનાં કુટુંબ"ની કાણી જેમ ગમે તેમ વગર કારણે દાંત વેરવા. જરા વડીલોનો મલાજો તો કરવો જોઈયે. નાના મોટા બધાંનેજ તે કાંઇ એક લાકડીએ હંકારી શકાતાં હશે? વખ્તસર હસીયે બોલીયેબી, પોતીકાં મુકામ ઉપર અથવા સરખે સરખાંઓ સાથ હોઈયે ત્યારે ચાહીયે તેવા ઢોંગસોંગ કરીયે, અને એક બીજાંની ગમે એટલી મજાક મસ્કેરીબી કરીયે તો તે બધું ચાલી શકે. પણ પારકાં પરાયાં મુકામ ઉપર, ઠઠમાર બાનુઓના મોટા મેળાવડામાં, નાટક કરવા આવેલા નાટકીઓની મીસાલ, નહિ નાનું જોય કે નહિ મોટું જોય, બસ બધાંનેજ એક લાકડીએ હાંકી, રાંડો તો જાણે રાજ ચલાવવા પડી? મારી દિકરીઓ અને વહુઓના નામ ઊપરથી તેમને સાત વખ્ત ઓવારી, પણ તેમના જેટલી ઉમરની તો જીભરાઈ મારી દિકરીની દિકરી છે, અને તે છતાં

એ ગુડણુ જેટલી દુકતીઓએ પોતીકી માએ મમાઈના જેટ-લી ઉમરની મારા સરખી એક ધરડી ખોખીની પણ મશ્કેરી કરવામાં કશું બાકી રાખ્યું નહિ. જોવો, ગોદરેજજી તમે કાંઇ એ દુકતીઓના બાપ પાસે જઇ ધરડે ધડપણ તમારા વસા ગુમાવતા ના, હું તમુને કહું છું સાફ, એ તો જે કરશે તે ભરશે, આપણી કેઇ બલાને કે એ પ્રમાણે ફરિયાદ કરવા જઈ રાંડોને મોહેની ગાળ ખાઈએ? કોઈ દહાડેબી શેરને માથે સવાશેર મળશે કેની ત્યારે તેમની શુધ ઠેકાણે આવશે. એ દુકતીઓ રાંક માણસોને છેડીને ફાવી ગઇ છે, પણ કોઈ દહાડેબી પેલા અમીરને તપલો મારનાર હજામના જેવા તેમ-ના હાલ નહિ થાય તો મારૂં નામ નહિ." આ પ્રમાણેની વાતચીત પછી મોટે ઘેરના લગનની એ કાહાણી ઉપર ઢાંક-ણું વાળવામાં આવ્યું. સસરાજીએ તે દુકતીઓના પિતાજી આગળ ફરિયાદ કરવાનું પણ દરૂસ્ત ધાર્યું નહિ, પણ પાછ-ળથી તેઓ પોતેજ ખબર લાવ્યા કે, "એવી એવી ફરિયા-દો તો તેમના પિતાજી આગળ ઘણીવાર જઇ ચુકી હતી, અને તેઓ પોતાની બેટીઓની એ કફોડી ચાલ માટે અંદર ખાનેથી ઘણો બળાપો કરી પોતે પેહેલે ઘરથીજ તેમને જે રીતની અણઘટતી છુટ આપી છગાવી હતી તે માટે પસ્તાવો કરતા હતા. પેહેલે ઘરથીજ પિતા તરીકેનો આંકોશ રાખ્યા વગર તેમને મરજી મુજબ ચાલવા દેવામાં આવી, અ-ને ઘટતે પ્રસંગે શીખામણના બે બોલ કહેવાને બદલે હમેશાં "માય માય" કરી તેમને લાડકી બનાવ્યા પછી હવે તેઓ સારે સારે ઘેરથી જેમ જેમ પોતીકી બેટીઓ માટે ફરિયાદ

સાંભલતા તેમ તેમ પસ્તાવાની નિસાસ મૂકીને કહેતા કે, "એ દુકતીઓ નહિ સમજતી તેમને હું શું કહેવું? લોકો દહાડેના થાય છે ત્યારે સુધરે છે, પણ મારી બેટીઓ દહાડેની થયા પછી એટલી ગાંડી થઇ છે, કે એક દહાડે મને તેમને ખાતર જીવ ઉપર કરવું પડશે." પ્યારી બેનો, એક પિતાની ઉપલી નાસીપાસી ભરેલી હાય અફસોસ ઉપરથી તમો જોઇ શકશો કે જે બાનુઓ ઊપર તેમના પિતાજીનો પણ આંકોશ નહિ તેઓ ભર મેળાવડામાં મારાં સાસુ જેવાં રાંક અને એક માર્ગી બાનુને ગમે એવું અપમાન આપી શકે તેમાં કાંઈ પણ અજબ થવા જોગ નથી

---

## પ્રકરણ—૪૭.

## "ભવિષ્યનાં કલ્યાણ અર્થે ખાવિંદનાં કાન ભરવામાં કશી અડચણ નથી."

પ્યારી બેનો,

કશા પણ સંસારી મીનાકેસા વગર અરસપરસની સલાહ-સંપજ ભરેલી કેટલાંક વરસો સુધીની સાસરેની એક સુખી જીંદગી ગુજર્યા પછી અંતે અમારી સરજતમાં સાસુ સસરાના ભાગ્યશાલી છત્ર તળેથી જુદાં પડવાનું લખાયલું હતું. તમે જાણોછો તે પ્રમાણે મારા ભથાર અત્રેની "મેડીકલ કાલેજ" મધેથી પસાર થયલા એક ડાક્ટર હતા, અને તેમની મુખ્ય ઘરાકી મુંબઈ કરતાં મુંબઈથી ઘણેક દુરને છેટે એક દેશી રાજમાં વધારે હતી. મુરબ્બીજી સસરાનાજીના લાગ-

વગે મુંબઇમાં તેમને થોડીક ઘરાકી મળેલી હતી, પણ તેમનો વધુ લાગવગ એક દેશી રાજમાં હોવાથી મારા ખાવિંદ વરસમાં બે ચાર ફેરા તે તરફ મારી આવી સારો તડાકો મારતા હતા. પણ પાછળથી એવી જાવઆવ તેમને મુંબઇની ઘરાકીના બાબમાં ઘણી નુકસાનકારક જણાઈ. થોડાં ઘણાં મુંબઈનાં જે જાશુકનાં ઘરાકો મળ્યાં હતાં તેમને એવી જાવઆવથી એટલી બધી તો અડચણ જણાવા લાગી, કે અંતે કંટાળી કંટાળીને તેમને બીજા ડાકટરનો હાથ પકડવો પડયો. વળી મુંબઇના એકાદ બે સઘર ઘરાકો હાથ લાગેલાં હતાં, તેમને ત્યાં "મુફ્સીલની મુસાફરી" વેળાએ મારા ખાવિંદ પોતીકા એક ડાકટર મીત્રને બદલી તરીકે મૂકી જતા હતા, તે મીત્રે પોતીકી લાયકી ભરેલી નાલેસીઓથી તે ઘેર મધેથી મારા ખાવિંદનો સબરદબર પગ કાહાડયો, અને તે સઘર ઘેરોના પોતે કરતા કાવરતા થઈ પડયા. વળી પારસીઓની એક કફોડી ટેવ પ્રમાણે ગમે એવી હાલતનાં સઘળાં બેસીઓ એમજ સમજવા લાગ્યાં કે, સગો ડાકટર થયો એટલે તેને વગર ફીએ તેમની દવા કરવી જોઇયે, અને તેમને ત્યાં વગર ફીએ ગમે એટલા ફેરા ખાવા જોઈયે. આવા વિચારવાળા બેશીઓમાં કેટલાંકો તો ઘણાં ચીકાસવાળાં હતાં, અને જેઓ પારકા ડાકટરોને ખુબ વરતાવતાં હતાં તેઓ પોતીકા બેસી ડાકટરને જયારે ગમે ત્યારે વગર ફીએ તેડાવી શકતાં, અને તેમની મુફતની સલાહ ઉપર પોતીકો હક હોય એ પ્રમાણે તેઓ તરફ વર્તતાં હતાં. મારા ખાવિંદ વગર બડબડવે મુગે મોંહે એ સઘળો દોર ખમતા, પણ એ સઘળા સબબોને લીધે

તેઓ મુંબઇની ઘરાકીથી કંટાળી ગયા હતા અને તેમનો જીવ ઉપલાં દેશી રાજમાં જાથુકની નોકરી મેળવવા ઉપર ભરાઇ રહ્યો હતો. અંતે તેમની ભલી મનસની અને સસરાજીની પાક એકીનની બંદગીથી તેમની એ ઉમેદ બર આવવાનો વખ્ત આવી લાગ્યો. ઉપલાંજ દેશી રાજમાં એક જાથુકનો ઇંગ્રેજ ડાકટર હતો તે નોકરી ઉપરથી રીટાયર થયો, અને ત્યાર પછી તેની જગો મારા ખાવિંદને આપવાની માગણી થઇ હતી. આ જગો માટેનો પગાર પ્રથમ ૩૩૦૦ થી શરૂ થઈ તે દર સાલે પચાશ પચાશને હિસાબે વધી પાંચસો સુધી થઇને અટકવાનો હતો. આ પગારના બદલામાં રાજાનાં આખાં કુટુંબની દવાદારૂ ઉપ્રાંત તે રાજ મધેની ધર્મની એક મોટી આસપીટલના વડા ડાકટર તરીકે તેમને નોકરી બજાવવી હતી. ઉપલા પગાર ઉપ્રાંત રાજાને ખરચે તેમને રેહેવા માટે એક સુંદર મુકામ તથા ગાડી ઘોડા મુફ્ત મળનાર હતા. વળી શેહેરમાં પોતીકો ખાનગી ધંધો ચલાવવાની પણ તેમને માટે છુટ હતી. આ છુટની રૂએ આગળા ઇંગ્રેજ ડાકટરને ઠીક તડાકો પડતો હતો, કેમકે તે શેહેરમાં બીજા શીખેલા ડાકટરો ઝાઝા ન હતા અને ત્યાંના માતબર દેશી અમીર ઉમરાઓ અડીભીડીએ દેશી રાહારસમ મુજબ ધારા પ્રમાણેની ફી ઉપ્રાંત પોતીકા માનીતા ડાકટરોને ખુબ વરતાવતા હતા. આ સઘળી લાલચ મારા વાહાલા ખાવિંદ માટે જેવી તેવી નહિ હતી. પ્રથમ તેઓએ એ વિષે ખાનગી રીતે મને વાકેફ કીધી, પણ મેં તે માન્યું નહિ. મેં જ્યારે એ વિષે સાંભળ્યું ત્યારે તેમને એટલોજ જવાબ દીધો કે, " જાઓ એવા ઢોંગ કરવાની તમુને

તો આદતજ પડી ગઈ છે." પણ જયારે તેઓએ એ સઘળી બાબદ વિષે મારી ખાતરી કીધી અને મારી પાસે જાણુવા માગ્યું કે તેમના સુખ દુઃખના સાથી તરીકે, માબાપ અને સાસુ સસરાને છોડી એટલે બધે દુરવેર હું તેઓ સાથ જઈ શકીશ કે નહિ ત્યારે મેં દિલોજાનથી તેઓ સાથ જવાને કબુલ્યું. મારા આ જવાબથી તેમને હીંમત આવી અને તેઓએ ત્યાર પછી પોતીકા પિતાજી આગળ તે માટે ખુલાસો કીધો. તેઓ પણ આ બીના જાણી ઘણાજ ખુશી થયા અને દિલોજાનથી તેઓએ તે માટે પોતા તરફની પરવાનગી આપી. પણ જ્યારે એ માટેની ખબર મારાં સાસુને પડી ત્યારે તેવણ અજબ જેવી રીતે છેડાઈ પડયાં. જોઈજ લેવો તેવણનું રમખાણ. "કયાં જાય? ઓ વાએ, પાલીપોસીને મોટા કીધા, અને લોહીનું પરૂં કીધું તે એવી રીતે માબાપને ઘરડેઘડપણ છોડી જવા સારૂં કે? નારે માય, હું કાંઈ જવા દેવું નહિ. જયાંવેર આટલા "ડોલા વીચાય" નહિ ત્યાં વેર તો મારા દિકરાઓને મારી આંખ સાથ બાંધી રાખેલા છે. હું કાંઈ સમજવાની નથી. મારા હીરા મોતીના દિકરાઓને કબી મેં આંખ આગળથી ખસાડેલા નહિ અને હવે તે માયને મુકીને કયાં જાય? બેલાસક જવું હોય તો ઘરડી માયને દખમામાં મુકી આવીને પછી ગમે ત્યાં જઓ. વળી એ પોરિયાને એ ચેતક કોણે આપ્યું. મુવા રાજાને કોઈ બીજો ડાકટર ગામમાં મળ્યોજ નહિ કે આપણાં ઘેરનો ઘરો લેવા આવ્યો."

પ્યારી બેનો, અભણ અને બેઅકલી બાંનુઓના મારા સાસુના જેવા સાંકડા વિચારોથી કેટલાબધા મરદો ચાકરી ધંધા

વગર પોતીકાં મુકામ ઊપર પડી રહી આલસાઇ અને હરામ ખોરીમાં પોતાના દિવસો ગુમાવતા હશે? પોતીકા દિકરાઓને ધંધાનેસર દેશ પરદેશ નહિ મોકલનારી આવી બીહીકણ અબલાઓના મુસ્કેલી ભરેલા દિવસો કદીપણ ફરે નહિ તેમાં શી નવાઈ છે? હાલના પારસી મરદો પોતીકા અસલી વખ્તના બાપદાદાઓની મીસાલ દરિયા દોહોવવાની આનાકાની કરતા હોય તો તેમાં હું તેમની કસુર ઝાઝી જોતી નથી, કેમકે એવા સાહાસીકપણા માટેની તેમની ઘણીખરી ઊલટ અને ઊમેદને ઘેરની બાંનુઓ તરફથી કચડી નાખ્યામાં આવે છે. બાનુઓ તરફની એવી ખોટી બીકને લીધે સઘળાજ મરદો કાંઇ પરદેશ જવાથી અટકતા નથી, પણ એવી રીતે પરદેશ જનારા પુરૂશો વચ્ચે અગરજો તમે તલાશ કરશો તો તમને માલમ પડશે કે સેંકડે નેવું જણાતો પોતીકાં કુટુંબની ઊપરવારા થઇનેજ પરદેશ પધારેલા હશે.

મારા ખાવિંદ કદીપણ પોતીકાં માબાપ તરફ નાફરમાન થયલા નહિ હતા, પણ આ વેળાએ પોતીકાં માતાજીનાં આવાં રમખાણથી તેઓ તદન ઊદાસ અને નાસીપાસ થઇ ગયા. તેમનાં મન ઉપર બચપણથી માબાપ તરફની તાબેદારી માટે એવો મજબૂત છાપ પડેલો હતો કે તેઓ હંમેશાં એવું માનતા હતા કે "માબાપને જરાપણ દુઃખ કરનારાં ફરજંદોનું આ જેહાંનમાં કદીપણ ભલું થતું નથી, અને છેલ્લે સરવાલે તેઓ સુખી પણ થઇ શકતાં નથી." અલબતાં આ વિચાર ઘણો નેક હતો, તોપણ એટલા ખાતર પોતીકું આખું ભવિષ્ય

ફેરવી નાખનારી એવી સરસ ચાકરી ગુમાવાનું મને ઠીક લાગ્યું નહિ. તેઓ જેમ જેમ તે માટે ધચુપચુ થતા તેમ તેમ હું મારા વાહાલા ખાવંદને પુષ્કળ ઉળટ આપવા લાગી. હાલની વહુઓ માટે એક સાધારણ બદનામી એ છે કે તેઓ ભથારોના જૂઠા સાચા કાન ભરી તેમને માબાપો સાથ મીનાકેસો કરાવે છે, પણ એવી રીતે કદીપણ મેં મારા ખાવંદના કાન ભરવાની તજવીજ કીધી ન હતી. હું એ નીચ કામને ધીક્કારતી હતી, અને ઘણી વેળાએ તો સાસુને માટે ફરિયાદ કરવા જોગ કારણ પણ મળતું તોબી હું તે માટે અખાડા કરી જઇ વાહલા ભથાર આાગળ તે વિષે એક વરાલ પણ કહાડતી ન હતી. પણ હવે ખરેખર વાહાલા ખાવિંદના કાન ભરવાનો મારે માટે પણ વખ્ત આવી લાગ્યો. ઊઠતાં ને બેસતાં, ખાતાં ને પીતાં અને સુતા પછી પણ કલાકોના કલાકો સુધી હું તેમનું માથું ખાઈ જવા લાગી. "નહિ ગુસ્તીદ એવી સુના જેવી તક ના ગુમાવો. ફરી એવી તક મળશે નહિ. ભલા ભલાઓ એવી નોકરી માટે પછાડા મારતા હશે અને તમે ઘેર બેઠા ચાંલ્લો કરવા આવેલી લક્ષ્મીને પાછી ફેરવો એ કેમ ખમાય? તમે મારે વિષે જરાબી ફીકર કરો ના. ખાતરી રાખજો કે હું તમારી જોડે જોડ રહી તમારાં માબાપ, તમારાં ભાઇબેહેનો અને તમારાં સઘળા દોસ્ત આસનાઓની ગરજ સારીશ. હું હાથે જાતે તમને મદદ કરીશ, અને તમે જોશો કે ઊજડમાં ઉજડ મુકામને તમારી શીલા તમારે માટે એક બેહેસ્તનું મુકાંમ બનાવી શકશે. હું કાંઇ તમને માબાપ તરફ નાફરમાન થવા કેહેતી નથી. તમે કહેવો

તો હું મારા બાવાને પતાવી સમજાવીને તમારા માતાજી-ની પરવાનગી મેળવી આપવા ખાતર તેઓ આગલ મોકલું, તેઓ સમજાવી પતાવીને પરવાનગી મેળવી આપે પછી તો કાંઈ ચિંતા નહી કેણી? તમે તમારા સુરબ્બી બાવાજીને કેહેવો કે સાસુને સમજાવી લે. ગમે તે કરો, તમે તો મરદ છો એટલે મારા કરતાં તમને વધારે અક્કલ હોવી જોઇયે, એટલે કાંઇબી તાલ તલાવટ કરી કાંઇબી હીકમતથી તમારાં માતાજીને સમજાવો, અત્રે તમારી કમાણીની દર માસે દોઢ-સોની પણ રાસ આવતી નથી, અને આ નોકરીથી શરૂઆ-તમાંજ ત્રણુસો મળશે, જે એક હાથીના પગ બરાબર છે. જોઈયે તો તમારાં માતાજીને તે મધેથી દર માસે તેમની જીં-દગી તલગ પચાશ, પોણોસો, અને ગમે તો એકસો સુધીનો પગાર બાંધી આપવાની લાલચ બતલાવો. દરરોજ તેઓ ઊ-પર કાગજ લખવાનું કબુલ કરો, તમારાથી નહી લખાશે તો તમો તરફથી હું દરરોજ સાસુ ઉપર કાગજ લખી મોકલીશ. વળી એ શેહેર કયાં મુંબઇથી ઘણું દુર છે? માત્ર બેજ દિવ-સનો રસ્તો છે અને માતાજીને સમજાવો કે વરસમાં બનતાં સુધી બે ચાર વખ્ત આવીને તમને મળી જઇશ. વાહાલા ગુસ્તીદ કાંઇબી કરીને તેવણુને સમજાવી લેવો, એવી તક ના ગુમાવો, માણુસની જીંદગીમાં એવી તક એકાદ વખ્તજ આવે છે અને જો તે ગુમાવી તો પછી આખી જીંદગી સુધી પસ્તાવું પડે છે." આ પ્રમાણેના મારી તરફના "કરટન લેક-ચર્સ" ચાલુ રાખવામાં કશું બાકી રાખ્યું નહિ હતું, જેને આપણી સંસારી ભાષામાં "વરના કાન ભરવાનુ" કેહેવામાં

આવે છે, પણ ભવિષ્યના કલ્યાણુ અર્થે એવી રીતે ખાવિંદના કાન ભરવામાં હું કશી એબ સમજતી નથી.

---

## પ્રકરણ—૪૮.

### "હીરાંમાસીની હિમાયત"—એક વગર ભણેલાં અને અસલી વિચારનાં બાનુની ડાહ્યપણુ ભરેલી હીમત.

પ્યારી બેનો,

રાજાને ત્યાંની ચાકરી જતી નહિ મૂકવા સારૂં વાહાલા ખાવિંદને સમજાવા અને ઊસ્કેરવામાં મેં કશું બાકી રાખ્યું નહિ હતું. એક તરફથી તેમને પટાવી સટાવીને રાજા ઉપર તાર કરાવ્યો કે એ નોકરી માટે વિચાર કરવાને તેમને એક માસની મેહેતલ આપવી, અને તેટલો વખ્તવેર જાથુકની નેમણુક કરવી નહિ. બીજી તરફથી તેઓનેજ સમજાવીને મારાં સાસુના એક અતલગનાં સહી "હીરાંમાસી" પાસે મોકલ્યા કે તેવણ સાસુને જેમ તેમ કરી "સીસામાં ઉતારી" એ નોકરી ઉપર જવાની વાહાલા ભરથારને પરવાનગી અપાવે.

"હીરાંમાસી" મારાં સાસુનાં દુરનાં સગાં પણ ઘણાંજ અતલગનાં સહી હતાં. તેવણની ઉમર લગભગ મારાં સાસુનાં જેટલીજ હતી, અને તેવણ તથા મારાં સાસુ વચ્ચેનો સંબંધ સહીઓના કરતાં બેન બેનના જેવો વધારે હતો. તેઓ એક બીજાંને બેનનેજ નામે બોલાવતાં હતાં, અને તે ઉપરથી તેમના દિકરા દિકરીઓ તેમને માસીને નામે બોલાવતાં હતાં,

જોકે તેવણ માસીનાં કરતાં ઘણાંજ દુરનાં સગાં થતાં હતાં. મારાં સાસુના બધા દિકરાઓ અને દિકરીઓ સાથ વહુઓ પણ તેમને માસીને નામે પીછાણતી, અને ખરેખર તેવણ આત માસીની જગો રાખે એવી રીતે અમારાં આખાં કુટુંબ ઉપર પોતાનો જીવ પ્રાણ કાહાડી આપતાં હતાં. હીરાંમાસી અસલી વિચારનાં એક બુઝોર્ગ બાનુ હતાં. તેવણના ખાવિંદ માતબર અને હાલના સુધારાની સંફવાળા હતા તોપણ હીરાંમાસી તેઓથી તદન ઉલટીજ કીસમના અસલી ઢપના વિચારો ધરાવતાં હતાં અને તેમનાં મોહોમાં ચાલતાંને હાલતાં હાલના નજીસ સુધારાઓ માટે તરેહવાર શ્રાપો ભરી મુકેલા હતા. તેઓ ભણનાર ગણનાર, ધરમની તરેહવાર ક્રિયાઓ ઉપર જીવ આપનાર, અને દરેક વાતમાં ખોદાનો દર રાખી પાકીજે એકીનદારીથી ચાલનાર હતાં. તેમનું દિલ અંદરખાણેથી એવું તો સાફ હતું કે જેની ખુબીથી ભલા ધનેતરનીબી દરકાર વગર જો તેમની કાંઇબી ખામી તેમના જોવામાં આવતી તો ભરભરીયા જીવથી મોઢાં ઉપરજ તેઓ કહી દેતાં હતાં. દિલમાં કપટ રાખી બાહેરથી દોસ્તી બતાવાનું ખોટું ડોલ ઘાલનારાઓ અને પીઠ પાછળ કોઈની પણ નીંદા કરનારાઓની તેમને મોટી ચીડ હતી. અરધો રોકડો અને અરધો બાધો કરી આપવાની તેમને ટેવ હતી. દુઃખમાં અને સુખમાં તેવણ મારાં સાસુ અને તેમનાં આખાં કુટુંબનાં મુખ્ય મદદગાર હતાં. સુખ કરતાં દુઃખમાં તો તેવણ ખડે પગે હાજરી આપી પોતીકી સલાહ અને મેહેનતથી મદદ આપતાં. કુટુંબમાં જયારે નાનાં મોટાંનું મરણ થતું ત્યારે તો

હીરાંમાસી વગર કોઈને કશું સુજ પડતુંજ નહી. એવી વેળાએ હીરાંમાસીને ગમે ત્યાંથીબી બોલાવી મગાવવામાં આવતાં, અને તેવણુના આવી પુગવાથી જાણે ઘેરમાં બીજાં સઘળાંઓને હીમત આવતી. એવી વેળાએ જો કોઇ નાહાન બાનુ રડવાનું ગોધીયારૂં કરતી તો "હીરાંમાસી" ઘસોરો મૂકીને તેમને સુગી રાખતાં અને સાફ કેહેતાં કે, "રડવાના હોવો તો પાછળથી તમને તે માટે ઘણો વખ્ત મળશે પણ હાલમાં ઘટતી ક્રિયા કરવામાં એ રીતે ખલલ કરશો તો તમે પોતે ખોદાના ગુનેહગાર થશો અને મરનારનાં અશો રૂહને પણ નુકશાન કરશો." આવી સમજાવતથી નાદાનોને દપત પાડી તેઓ ચોખ્ખઇ પાખ્ખઈથી પોતે ભણતું ગણતું શરૂ કરતાં અને દીનને લગતી સઘળી ક્રિયાઓ ચીત ઠેકાંણે રાખીને અમલમાં લાવતાં. મારાં સાસુ તેઓ આગળ તો તદન ગાફેલ જેવાં લાગતાં અને એવી વેળાએ તો તેવણુ પુરાંજ ગાફેલ બની જતાં. આવાં મારાં સાસુનાં અશો અને પરેહેજગાર બેન હતાં, અને તેમની સલાહ વગર મારાં સાસુ એક દગલું પણ આગળ ભરતાં નહિ હતાં. મેં ધાર્યું કે સાસુ કોઇથી નહિ સમજશે તો હીરાંમાસીથી જરૂર સમજશે, અને તેથી વાહાલા ખાવિંદને ઊસ્કેરીને તેવણુ આગળ મોકલ્યા. તેવણુ સાથ ઘેરવત જેવું હોવાથી મારા ખાવિંદ પણ ખુશીથી તેવણુ પાસ ગયા અને સઘળો હેવાલ સમજી લઇ હીરાંમાસી બોલ્યાં કે, "બેન જો એ પ્રમાણે ના કેહેતાં હોય તો તેવણુ ઘેલાં કાહાડે છે, આગળ હુંબી મારા દિકરાઓ માટે એમજ કરતી હતી, પણ મારા ધણીની બોહોંસ આગળ કાંઇ મારૂં

ચાલે ? તેવણુ ઊપરવારા થઇ દિકરાઓને વારા ફરતી છેક વેલાત વેર મોકલ્યા, અને પછી આપણીબી છાતી ધારી થઈ. જાવો ગુસ્તાદજી તમે કાંઈ ફીકર ના કરો હું આવીને બેનને સમજાવીશ," એ પ્રમાણે સધિયારો આપી ઘરમાં ફરેસ્તા કરાવ્યા હતા તેની ચાસની કરાવી તેવણે મારા ખાવિંદને વિદાય કીધા અને તેજ દિવસે સાંજે તેવણે આવીને મારાં સાસુ આગળ પોતા તરફનું ભાષાણુ ચલાવ્યું.

થોડી ઘણી સાધારણ વાતચીત પછી તેવણુ બોલ્યાં "બેન તમે જીભરાયા ગુસ્તાદને બાહાર ગામની ચાકરીપર જવા કાંય નહી દેતાં ?"

"નહિ બેન, એ તો મને માફ્જ કરો. હું તો એ લોકને કેહેવુંછું કે કેઠેબી જવું હોય તો ઘરડી માયના હાથ પગ બાંધીને તેવણુને દોખમામાં સુવાડી આવો અને પછી બેલાશક જ્યાંબી જવું હોય ત્યાં જાવો, પણ જ્યાંવેર આંખ ઊઘાડી છે ત્યાં વેર તો મારા દિકરાઓને મારે ગલે બાંધેલા છે." મારાં સાસુએ હસીને આ પ્રમાણે જવાબ દીધો અને હીરાં માસી તે સમજીને બોલ્યાં, "જાવો જાવો, એવી બોંહોંસ છોડી દેવો, આગળ હુંબી તમારીજ કાણી એમ કરતી હતી, પણ બેન તમે જાણોછો કે મારા વરની બોહોંસ આગળ કોઇનુંબી કાંઇ વલે, તેવણે બોલતી ઓવારૂં મારા પેસીને વેલાત મોકલવા કાહાડયો ત્યારે મેંબી ઘેરમાં રમખાણ કરી મેલ્યું હતું અને જો એ વાત માંડી વલાય તો ઉદવાડેનાં આતશબેહેરામમાં માચી ચહડાવવાની માનતા કીધી હતી, પણ જીભરાયા હોરમજશાહ જેમનું નામ તેવણુ એક બોલ જો મોહોમાં ધરે તો

શું પાછા ફરે, નહી માય, અંતે હુંજ રડી બલીને રહી, અને પેસીની તો પાસેજનાં નાણાંબી ભરાયાં. માયની ઊપરવાસ થઇને દિકરાજી જવા તો નિકળ્યા, પણ પછી મેંજ જોયું કે દરિયાનો મામલો છે અને રડી બલીને હુંજ જો એવા અપસગન કરીશ તો જીભરાયા મારાજ દિકરાની માયને કાંઇ સોસવું પડશે, જેથી આપણેબી હીમત પકડી, બજાર મધેથી સોજું નારીએલ, ફુલ, કંકુ મંગાવી મારે હાથે પાંચ રૂપિયા સાથે સેસ ભરિને તેવણને હસતા રમતા રવાને કીધા અને આગળિ માનતા પાછી ફેરવી એવી માનતા કીધી કે મારો દિકરો સહી સલામત વેલાત પુગશે તેના સમાચાર સાંભળિને તે માચી ઊદવાડે ચહડાવીશ અને આવાંઇજદ માયનેબી ખુશી કરીશ. લેવોની માય ત્યાર પછી તો બોલતી એવારૂં મારા બધા દિકરાઓ વારા ફરતી છેક ગાઉને ગજરે જઈ આવ્યા, અને જીભરાયો ગુસ્તાદ ક્યાં દુર જવાનો છે! મુંઈ રેલવેએ બધું નાખના હાંડા આગળ તો લાવી મેલ્યું છે. મેં સાંભળ્યું છે કે માત્ર બેજ દહાડાનો રસ્તો છે અને ખોદા દરશે તો બેન એઓ જઇને ગોઠવાયા પછી આપણેબી થોડા દાહાડા ત્યાં જઇ આવીશું. સામા દીવા ચુહુલા વધશે તો તે સવાબનુંજ કામ થશે, દિકરા દિકરી જણ્યા તે શું ઘેરબાર સાથે બાંધી રાખવા સારૂજ કે? કેઠેબી રહે અને જીવતાં તથા સુખી રહે એટલે માબાપના દિલમાં ટાઢક પડે. એમ છેકજ લલોપપો કરીને "માચીના માકરની" મીસાલ રાખી મુકેલા ઘણા દિકરાઓને મેં આસીફાટરા જેવા રહી ગયલા જોયા છે. બાહાર ફરે હરે તો કેટલીક હુશિયારીબી આવે અને નજરબી ઊઘડે. આજે તો

તમે માથેવાસે છેઓ તો એ રીતે પાસેના પાસે રાખી સંભાળ બેશો, પણ બેન તમે કયાં હંમેશ સુધી એ પ્રમાણે માથેવાસે રેહેવાનાં છો, અને તમે ગયા પછી, એ બિચારાઓના કેવા હાલ થશે, તે કરતાં બેહેતર એજ છે કે ભવીશના ભલાંને ખાતર બાહાર જવું પડે તો બેલાસક જવા દઇએ. ખોદા ના કરે ને એકુ દિકરાની માસીને કાંઇ થાય અને જો તે દિકરાને હંમેશાં પાસેનો પાસેજ રાખેલો હોય તો તેવી વેળાએ માથાની માગતી માસીની પુરીજ કમબખ્તી થાય છે. દિકરાઓને નજર આગળથી દુર રાખ્યા હોય તો એવી વેળાએ એટલી તો ધીરજ રહે કે જાણે પરદેશ ગયલો પરદેશજ વસે છે એમ માનીને મન મનાવી શકયે. જોવો મારો કાવસ (અસોને અશેમવહી) જ્યાંવેર આંખ આગળ હતો ત્યાંવેર છોડવા નહી ગમતો હતો, પાછળથી તેબી ચીન સધાવ્યો, ત્યાંજ તેનું ચીત લાગું અને પંદર વરસવેર ત્યાંજ રહ્યો, અને એક દિવસે અચબુચ તે બિચારાની ખબર આવી, તે વેળાએ દિલમાં તો ઘણુંબી લાગું પણ શું કરીએ નાચાર. ખોદાના હુકમ આગળ કોઇનો કાંઈ ચારો છે? મન મોટું રાખીને હજીસુધી હું એમજ સમજુછું કે તે બિચારો હજી ચીનમાંજ સલામત છે. પંદર પંદર વરસવેર જયારે તે સલામત હતો ત્યારે તેને જોવાની ઓવાઈજ હતી કેણી? ત્યારે હવે ચીનમાં વસે કે બેહેસ્તમાં વસે તે બેઉ એકસરખુંજ વિચારી જીવતાઓને જી માગીને બેસવા સિવાય કાંઇ છુટકો છે? ખોદા સૌના દિકરા દિકરીઓને જીવતાં રાખે, અને લાંબા જી આપે, પણ હું તો માત્ર એટલુંજ જાણુંછું કે જ્યાંબી જીવે ત્યાં સારી

ચાલચલણથી રહી સુખી થાય અને માબાપનાં નામને 'ડીળું' નહિ લગાડે એટલે બસ. કેવી મહજાની સુના જેવી ચાકરી છે, આજે જો તે માટે જાહેર ખબર છપાવે તો સો જાણા-ઓ તુટી પડે અને તમે વળી એવી આનાકાની શાની કરતાં હશો. એટલીબધી તે પાસે શું એક ડમણી એકઠી કીધી છે કે દિકરાને વરે તે મૂકી જવાનાં છો અને તેથી તેને રલવા કમાવા દેતાં નથી. જાઓ, જાઓ, એવા વેહેમ છોડી દેવો, તમે કેહેતાં હોઓ તો હું જીભરાયા ગોદરેજજીનેબી બે બોલ સમજાવું કે શુસ્તાદને બેલાસક જવા દીએ."

મારાં સાસુએ ખુલાસો કીધો કે, "ઓવાએ ગોદરેજજીતો દિકરાને મોકલવા સારૂ એક પગે છે પણ ખોટી માત્ર મારાજ જવાબની છે. ઠીક છે બેન તમે કેહેવોછ તેબી ખરૂં છે પણ બે દહાડા વિચાર કરીને હું પછી જવાબ દેઇશ."

---

## પ્રકરણ—૪૯.

## વેવાઈજીની પધરામણી—સાસુજીની ખોટી બીહીક—કાવસશાહની સમજાવત.

પ્યારી બેનો,

હીરાંમાસીની સમજાવતથી જરા રતી સાસુ પીગલીયાં ખરાં પણ તેવણ પધાર્યા પછી તેઓ દિકરા દીકરીઓને નામે બલા-પો કરવા પડ્યાં. મારા ખાવિંદ તે દિવસે રાતના ઘેર આવ્યાં ત્યારે સાસુ ચેષ્ટા કરી તેઓને પુછવા લાગ્યાં, "કેમ દિકરા,

વકીલ તો ઘણો મજાનો શોધી કાહાડયો પણ બિચારાં હીરાંમાસીને કાંય નકામી તસ્તી આપી હશે. તેવણે તો બિચારાંએ "આનેસ્ટીના" જેવું એક ભાષાણ કીધું અને તમારો કજીયો લડવામાં કાંઇબી બાકી રાખ્યું નહિ, તોબી હું કાંઇ તમને જવા દેવાની નથી. બેનને જોઇયે તો બેન રૂસાય, અને તમારે ગમે તો તમે લોકોબી મોઢાં ચહડાવજો પણ એ વાત મારાથી કબી બનવાની નથી. બસ હવે એ વિચાર માંડી વાલો અને કેથે ધ્યાન લગાડીને સારી જેવી ધરાકી અત્રેજ શોધી કાહાડો. શું મુવા રાજાને ત્યાં જયા વગર દુનિયાં અટકી રહી હશે કે? માયબાપની પાસે રહી અરધી રોટલી મળે તે ઉપરબી શુગરાના કરીયે અને આખી રોટલી મેળવવાના લોભ ખાતર ઘરડાં માબાપને તજી જઈયે નહિ."

સાસુના આ જવાબથી મારી બધી ઊમેદ ભ્રષ્ટ થઇ ગઈ. મારા ખાવિંદ મારા કરતાં વધારે પોચ્ચા હતા અને તેવણે તો ચોકસજ ધાર્યું કે "એ પાણીએ કાંઇ વાલ ચરે નહિ." તેઓએ અમારા ખાનગી ઓરડામાં આવતાં નાસીપાસીથી મને કહ્યું કે, "શીલા, રાજાને ત્યાંની નોકરીનો તો માત્ર એક સ્વપ્નોજ થઇ ગયોછે પણ હવે એ વિચાર જેમ બને તેમ છોડી દઇયે તો સારૂં. માતાજીની બોહોંસ આગળ કાંઈ વળવાનું નથી, અને ઘેરમાં નાહેકનો બિગાડ થશે." મારા ધણીને મોહેના આ સખુનો સાંભળી મેં તેમને પાછી હિમત આપી અને કહ્યું કે "ડીઅર, તમે એમ છેકજ હારી શું ખાવો છો? હું કાંઈ તમને માબાપ સાથે બિગાડ કરવા કેહેતી નથી, પણ પટાવી સટાવીને હજી તેમની પરવાનગી મેળવ-

વાની મને ઉમેદ છે. હિરાંમાસીથી જે કામ નહિ બન્યું તે હું ધારૂં છું કે મારા પિતાજીથી બનશે. સાસુ માટીડાના મોઢાં ઉપર ના કેહેતાં શરમાશે, અને શરમાશરમીમાં તેવણુથી હા કેહેવાયા વગર રહેશે નહિ. આવતી કાલે હું ઘેર રેહેવા જવાની હતી પણ હાલ હું એ વિચાર માંડી વાલું છું, નહિ તો બધો ટોપલો મારે માથે આવશે, અને સાસુ એમ વિચારશે કે મેં પિતાજીને સમજાવીને મોકલ્યા હશે. તે માટે સવારને સવાર હું પિતાજી ઊપર એ વાતને લગતી સઘળી હકીકત લખી મોકલુંછું અને તમારીથી બને તો તમેબી સાંજ સુધીમાં તેઓને મળીને મોઢે મોઢું ખુલાસો કરી આવજો. આપણે જાણીયે છીયે કે સાસુ જવા તો દેવાનાં નથી, પણ તેટલા ખાતર સઘળી વાજબી કોશેશો કરતાં આપણુને અટકવું નહિ જોઇયે. નોકરી મળે કે નહિ મળે પણ આપણુને પાછળથી એટલો તો સંતોષ મળશે કે તે મેળવવા ખાતર આપણુાથી બની તેટલી કોશેશ કીધી હતી અને નામર્દ હીચકારાઓની માફક હારી ખાઇને બેસી રહ્યાં ન હતાં." મારા આ સખુનોથી વાહાલા ખાવિંદ ઉપર જોઈતી અસર થઇ. તેવણે મને પિતાજી ઉપર ચિઠ્ઠી લખવાની પરવાનગી આપી. મેં તે સવારને સવાર લખી છૂપાછૂપ મોકલી આપી. બપોરની ફુરસદ મળતાં મારા ખાવિંદ પણ તેવણુને મોઢે મોઢું મળી સઘળો ખુલાસો કરી આવ્યા, અને જોકે મારા પિતાજીને મારાં સાસુ સાથ વાતચીત કરવાનો કશો પણ માહાવરો ન હતો તોપણ તેવણુ એક બોલે સાસુને સમજાવી આવવા સારૂં કબૂલ થયા.

ત્રીજે દિવસે સવારના અગિયારએકને સુમારે આગળથી કરી રાખેલી છૂપી ગોઠવણ મુજબ મારા પિતાજી મારે સાસરે આવી લાગ્યા. ઘેરમાં મારા ધણી સિવાય માટીડામાં કોઇ પણ નહિ હતું. સસરા પણ આરીસમાં સધાવેલા હતા. મારા પિતાજી ઊપર સપર પેહેલી નજર મારાં સાસુનીજ પડી. તેવણે ઝડપથી સોડ ચહડાવી, માથાબાનુ છેક કપાલ ઉપર ખેંચી, "આવો મરૂં આવો મરૂં" એ પ્રમાણે કહી તેમને આવકાર દીધો. તેવણના આવવાનો સબબ હું જાણે જાણતીજ નહિ હોવું તેમ બધાંના દેખતાં મેં પિતાજીને કહ્યું કે "જીભરાયા સસરા તો ઘેરમાં વધતા છેજી તેવણ તો આરીસમાં સધાવ્યા છેજી." મારે મોઢેના આ સખુનો સાંભલી સાસુ બોલ્યાં, "કાંઈ નહિ બાવા, ત્રણ માલના દાદર ચહડતા હાંપી ગયા હશો, જરા બેસો મરૂં, બે ઘડી દાક ખાઇને સધાવજોજી. ઘેરમાં છોકરાંઓ સાઉ સારીકાની છેનીજી, કેમ, વેવાંણ તો ઘણા દહાડા થયા કેથે દેખાતાંજ નથી?"

આ પુછપરછ ઉપરથી મારા પિતાજીએ ઘેરના છોકરાંઓની હકીકત કહી અને પછી ખુલાસો કીધો કે તેવણ તો ખસુસ કરીને મારાં સાસુનેજ મળવા આવ્યા હતા અને પોતાનો આવવાનો સબબ પણ કહી સંભળાવ્યો. વાહાલા ગુસ્તાદને રાજાને ત્યાંની ચાકરી ઉપર જવા દેવાના તરેહવાર ફાયદાઓ સાસુને સમજાવ્યા પછી તેવણ ભાર મૂકીને બોલ્યા, "શું તમારો ગુસ્તાદ તે મારા દિકરા બરાબરનો નથી? શું અમને અમારી દિકરી બાહાલી નથી? મારી શીરીન પણ જવાને એકપગે છે. જુવાંન માણસોની ઉમેદને એકદમ એ

પ્રમાણે તોડી નાખવામાં ફાયદો નથી. તેઓ જયારે આપણને માન આપી ચાલે, આપણી મરજી રાખવા ખાતર પુછી પરછીને ચાલે, અને આપણા હુકમની જેમ વધુ તાબેદારી કરે તેમ આપણીબી વધારે ફરજ છે કે જેમ બને તેમ તેમનાં સુખ અને કલ્યાણની આડે આવવું નહિ જોઈયે. ગુસ્તાદ ડાહ્યો દિકરો છે અને તમારા હુકમ વગર એક દગલું ભરતો નથી તેથી ફક્ત ઠાલા વેહેમને ખાતર તમે તેને અટકાવી રાખો છો પણ તેની જગો ઊપર હાલના ઘણાક દિકરાઓના જેવો નાફરમાન અને નગુણો હતે અને તમને પુછયા વગર ચાલી જતે તો તમે શું કરવાનાં હતાં? વળી માતાઓને દિકરા કરતાં દિકરીઓ તો વધારે વાહાલી હોય છે. ત્યારે તમે તમારી વાહાલાંમાં વાહાલી દિકરીને ફક્ત તેણીનાં સુખ ખાતર છેક "માઉનટ અબુ" સુધી જવા દીધી છે કેની? તેણીને તો તમે વરસ દહાડેબી જોવા પાંમતાં નથી. તે દિકરી વગર આજે વરસો થયાં ચાલેછે કેની? ત્યારે હવે દિકરાઓને રળતા કમાતા અટકાવી તેમનાં ભવિષ્યનો સમુલગો નાશ કરો તે કાંઇ વાજબી નહી ગણાય. તમે કેહેતાં હોવેતો હું પોતે પાંચ દહાડા એ લોકોની સાથે જઇ મારે હાથે એમને ગોઠવી આવું, પછીતો કંઇ ચિંતા નહિ. ગરીબ ઘેરમાં દર માસે હાલ ત્રણસો રૂપિયા આવતા થાય તે શું થોડા થયા, વળી પાંચ વરસમાં તે પાંચસો થશે અને હાથ્થીના પગ જેટલી રકમ તમે કેમ જતી મૂકવા માગો છો? પાદશાહી મેહેલમાં મફ્ત રેહેવાનું, ગામની બીજી છુટક ઘરાકીનો પણ તડાકો; અને એ ઉપરાંત ઈનામ અકરામ મળશે તે તો જુદાં. બેન, મારો સખુન કરો, અને એકવાર એ લોકોને જઈ આવવાની

રજા આપો, તેમને પરવડશે તો રેહેશે, અને નહિ તો વરસ છ મહિનામાં પાછાં આવશે." આ પ્રમાણે સમજાવવામાં મારા પિતાજીએ પણ કશું બાકી રાખ્યું નહિ. અંતે આ સમજાવતથી મારાં સાસુને કેહેવાની ફરજ પડી કે, "જ્યારે એ લોકોની પોતાનીજ મરજી છે ત્યારે એ લોક આગળ મારૂં શું ચાલવાનુંછે? એ લોકોને ગમેતો બેલાશક પધારે, બાકી મારી તો મરજી નથીજી. તમે જાણતા તો હશો કે "રાજા લોક" કોણને કહે છે. મુવા અફીણી, ચંદુલી, ગંદુ લોકો તેને આપણા લોકો રાજા કહે છે અને એક તો દિકરો મારો નાદાંન પડયો અને વખતે કાંઈ તેને હાથે નવનું દોઢ થઇ જાયતો દિકરાની માયને તે લોકોની જંગલી રીત પ્રમાણે હાથીના પગ તળે કચડાવી બચડાવી નાખે તો હું ક્યાં મરૂં. નહિરે બાવા, એ વાત તો તમે માફજ કરો. એ નાદાંનોની સુજે તમે અમઠી તસ્તી લીધી તો ભલે, આવ્યા તો મારાં માથાં ઉપર, પણ રાજાને ત્યાં તો હું નહિ જવા દેવું."

"અરે, અરે, બેન તમે એ શું બોલો છો," મારા પિતાજીએ ઉતર દીધો, "અફીણી, ચંદુલી અને ગંદુ રાજાઓનો જમાનો હવે વહી ગયો છે, હાલના ઘણાખરા રાજાઓ શીખેલા, ભણેલા અને સુધરેલા છે અને તે ઉપરાંત તેઓ ઉપર આપણી અદલ ઇગ્રેજ સરકારનો એટલો બધો અમલ ચાલે છે કે આગળના જેવી જંગલી આપખુદી ચલાવવાની હાલમાં કોઈ પણ રાજાની મગદુર નથી. હાથ્થીના પગ તલે કચડાવવાના અને બચ્ચાં છોકરાં સાથે આખાં આખાં કુટુંબોને પીલી નાખવાના જમાનાઓ હવે વહી ગયા છે.

હવે તો બોલ બોલતાંમાં જરા રતીબી આડી વર્તણુ-કના મોટા મોટા રાજાઓને ગાદી ઊપરથી ઉઠાડી મુક-વામાં આવે છે, અને તમે એવી ખોટી બીહીક ખાતરજ જો તેમને અટકાવી રાખતાં હોવો તો હું તમને ખાતરી આપું છું કે એ વિષે તમારે જરા પણ ધાસ્તી કરવી નહિ. જેટલું બ્રીટીશ રાજમાં વસવાનું સલામતી ભરેલું છે તેટલુંજ હાલ-ના જમાનામાં દેશી રાજમાં વસવાનું પણ સલામતી ભરેલું છે. દરેક દેશી રાજમાં ઇંગ્રેજ સરકાર તરફથી એક એક "પો-લીટીકલ એજંટ" રાખવામાં આવેછે અને તે બ્રીટીશ પ્રજા-નું અછી રીતે રક્ષણ કરી શકેછે."

"હં, એમછે," સાસુ બોલ્યાં, "ત્યારે કોઈ બોલે, ખુલાસો કરે તો હું જાણું કેની? મને શું ખબર કે રાજાઓ બધા સુ-ધરી ગયા છે, મને તો રાજાનું નામ સાંભળું છું કે પેટમાં ધરકો પડે છે. મુવો કોઇ કેવો હોય અને કેવો નહિ. વારૂં, કાવસજી, બધી તમો આવતા ઊપરથી મરી જાવું, દિકરો મા-રો જે ગામ જવા નિકળયો છે, ત્યાંના રાજાના હાથ તળે કો-ઇ વસી આવ્યું હોય અને તેને તમે ઓળખતા હોય તો જરા મારી આગળ લાવશો, હું તેને પુછી પરછીને વાકેફ થાવું એ-ટલે મારીબી બીહીક ભાંગે, અને પછી હું ખુશાથી તેમને જવા દેવું." મારાં સાસુની આ અજબ જેવી માગણી સાં-ભલી મારા પિતાજી તથા મારા વહાલા ખાવિંદ પૂષ્કળ વમા-સનમાં પડયા. તેવણ ઘણી તરફ નજર દોડાવા લાગ્યા પણ એવું તો કોઇ તેમને યાદ આવી શકયું નહિ.

## પ્રકરણ—૫૦.

## વાહાલા ખાવિંદનો એક વિદ્વાન મીત્ર—"ડાકટર પીનકરટન."

પ્યારી બેનો,

મારા પિતાજીએ મારા વાહાલા ખાવિંદને રાજાને ત્યાંની ચાકરી ઉપર જવા દેવા સારૂં મારાં સાસુજીને સારી કાની સમજાવ્યા પછી સાસુજી તરફથી જે જવાબ મળ્યો હતો તે હું જણાવી ચૂકી છું. આ જવાબની રૂહે મારા ખાવિંદ તથા પિતાજી કોઇ પણ એવાં માણસની ખોલમાં હતા કે જેણે રાજાના હાથ તળે ચાકરી બજાવી હોય. આ માણસ મળવો મુશ્કેલ હતો. પણ પેલી જાણીતી કેહેવત મુજબ જે મેહેનતુ અને ઊમંગી માણસો પોતેજ પોતાને મદદ કરે છે તેમને ઈશ્વર પોતેબી સહાય થાય છે. માત્ર એજ ચાકરી ઉપર ખંત લગાડી તે મેળવવા ખાતર અમોએ ભલી મનસનીથી વડીલો સાથ કશો પણ બિગાડ કર્યા વગર, જે પ્રમાણીક કોશેસ ચાલુ રાખી હતી, તેમાં ગેબી મદદ આપવાની જાણે ખોદાનીબી કાંઇ મરજી હોય તેમ મારા પિતાજી સાસુને મળી ગયા તેને બીજેજ દિવસે રાતના દશ કલાકે મારા ખાવિંદને તારનો એક સંધેસો મળ્યો. આ તાર રાજાનેજ ગામથી આવેલો હતો. તે સંધેસો રાજાના માનીતા ઇંગ્રેજ ડાકટર તરફનો હતો. આ ડાકટરનું નામ "પીનકરટન" કરીને હતું. એ નામ તેણે ખોટું ધારણ કીધેલું હતું. તે પોતે ખરો

ઈંગ્રેજ નહિ પણ સ્પેન દેશનો રેહેવાશી હતો. તેનું "સ્પે-નીશ" નામ ઘણું બીકત હોવાથી, તથા તેણે પોતીકું વતન છુપાવવાના વિચારથી ઉપલું ઈંગ્રેજી નામ ધારણ કીધું હતું. તેણે "જીનીવા" ની પાઠશાળામાં અભ્યાસ કીધેલો હતો, અને ત્યાંથી ડાકટરની પદવી મેળવી ચાલીશ વરસની વાત ઉપર હીંદુસ્તાન તરફ નિકળી આવ્યો હતો. પ્રથમ જુદાં જુદાં શેહેરોમાં ખાનગી રીતે પોતીકો ધંધો ચલાવતો હતો, પણ તેમાં ઝાઝું નહિ વલ્યાથી તે રફતે રફતે દેશી રાજોમાં પગ પેસારો કરવા લાગ્યો. સાધારણ વૈદાંમાં તે કાંઇ ઝાઝો કુશળ નહિ હતો, પણ એકાદ બે બીકત દરદના તે હેરત ભરેલા તુચકાઓ જાણતો હતો. આ તુચકા તે જીનીવાથીજ શીખી આવ્યો હતો. જે દરદ ગમે એવા બાહોસ ઈંગ્રેજ વૈદોને મચક આપતું નહિ હતું તે દરદ આ ડાકટરના ઊપલા તુચ-કાથી સેહેજ મેહેનતે સાજું થઇ જતું. એક વાર ફરતો ફરતો તે ઉપલા રાજાના મુકામ ઊપર જઈ લાગ્યો હતો. ભોગ ચોઘડીયે તે વેલાનો રાજા એક ખરાબ જાતના નાસુરથી પીડાતો હતો. ભલા ભલા દેશી અને ઇગ્રેજ વૈદોએ ઘણાબી ઇલાજો કીધા પણ તે રાજાની અજલ નજદીક આવતી જણાઈ. આ નાસુરની બીના "ડાકટર પીનકરટન" ને કાને આવતાંજ તેણે તે ત્રણ દિવસમાં રૂજ લાવી આપવાનું માથે લીધું. રાજા જીંદગીથી કંટાલી ગયલો હતો, એટલે તેણે પણ એ નવા ડાકટરનો હાથ અજમાવવાનો ઠેરાવ કીધો. ડાકટર પીનકરટનને હાથના પેહેલાજ મલમપતાથી રાજાને એટલો ફરાર થયો કે તે છ માસ થયા મોટી ફલતર અને જરા પણ

ઊંઘ નહિ આવવાની ફરિયાદ કરતો હતો, તેને બદલે તે ઘરાઘર ઊં-ઘવા લાગ્યો, અને લાગત દશ કલાકની ઊંઘમાંજ પેલાં નાસુર ઉપર એટલા બધા ફેરફારો થવા લાગ્યા કે રાજા જયારે ઉઠીને જુવેછે તો કલતરને બદલે તે જગો ઊપર ઠંડક જણાવા લાગી, રસી ઝરતી તદન બંધ થઇ ગઇ, અને નાસુરવાલી જગો સુકાઇને છોડાં જેવી જણાવા લાગી. માત્ર ચોવીસ કલાકના વધુ ફેરફારમાં રાજાને ડાકટર ઉપર ઘણો વિશ્વાસ બેઠો, અને થોડા દિવસમાં જયારે તે નાસુર તદનજ રૂજ આવ્યું ત્યારે રાજાએ મોટા સરોપાવથી તેને નવાજયા પછી પોતાને ત્યાં મોટા પગારે જાહુક રાખવાનો તેના સાથ બંદોબસ્ત કીધો. આ બનાવને ઘણું વરસો વહી ગયાં હતાં, ત્યાર પછીતો તે રાજાનો વારસ ગાદી ઉપર આવ્યો હતો, તે છતાં "ડાક-ટર પીનકરટન" ત્યાંનો ત્યાંજ પડી રહ્યો હતો. હિંદુસ્તાન તરફ આવ્યા ને ચાલીશમે વરસે અને ઉપલા રાજાના પિતાને ત્યાં ચાકરી રહ્યા પછી પચીશ વરસે હવે તે પોતીકે વતન જવા નિકળ્યો હતો. રાજાને ત્યાંની પચીશ વરસની નોકરીમાં તેણે સારી દોલત એકઠી કીધી હતી, અને પોતીકી જઇરી-માં પોતીકે વતન પધારી પોતીકાં કુટુંબ પરીવાર સાથ એક ઉદયોગી જીંદગીની આખેરીએ શાંતી અને આસાયશ મેળવ-વાનો તેનો વિચાર હતો. પોતીકે વતન જવાની સઘળી તૈ-યારી કીધા પછી ઘણું માન અકરામ અને ભેટ સોગાદો સાથ તે મુંબઇ તરફ આવતો હતો. મારા વાહાલા ખાવિંદ-ને રાતના છેક સાડા દસ વાગતે જે તારનો સંદેસો મળ્યો હતો તે "ડાકટર પીનકરટન"ની પધરામણીને લગતો હતો.

તેમાં એટલુંજ લખેલું હતું કે "એ દિવસમાં હું તમો તરફ આવીશ, મારે સારૂં આવતા સુકરવારના મેલમાં "જીનીવા" જવાની પાસેજ લઇ રાખજો અને એક દિવસના ઉતારાની કેથે ગોઠવણ કરજો." મારા ખાવિંદ ઉપર એ તાર મોકલવાનો સબબ એટલોજ હતો કે "ડાકટર પીનકરટન" મુંબઈમાં તેવણ સિવાય બીજા કોઇને પીછાણતો નહિ હતો. "ડાકટર પીનકરટને" ઘણા લાંબા વખતમાં વૈદાનો અભ્યાસ કીધેલો હતો, અને ત્યાર પછી તો એ વિદ્યાના અભ્યાસમાં મોટા મોટા ફેરફારો અને સુધારાઓ થયલા હતા, જે વિષે એક ખુણે પડેલાં રાજમાં તે તદન અનજાણો રહેલો હતો. વળી તે જાતે ધ્રુજરો હોવાથી તેનાથી ઝાઝી વાહાડકાપ થઇ શકતી ન હતી. તેનાથી ઉલટીજ રીતે મારા ખાવિંદ થોડુંકનાજ પસાર થયલા હોવાથી તેવણે નવા ફેરફાર સાથનાં સુધરેલાં વૈદાંનો અભ્યાસ કીધેલો હતો. વળી તેવણે પસાર થયા પછી પણ વૈદાંનો અભ્યાસ ચાલુ રાખેલો હતો. તેમના હાથ ઘણા મકમ અને સ્થિર હોવાથી ગમે એવાં જોખમ ભરેલાં વાહાડકાપ કરવામાં તેવણ બીલકુલ ડરતા નહિ હતા. આ સબબથી જયારે કામ પડતું ત્યારે મારા ભ્રથારને અવારનવાર રાજાને ત્યાં બોલાવવામાં આવતા હતા. તેવણ "ડાકટર પીનકરટન" કરતાં વડા ડાકટર તરીકે નહિ પણ તેના હાથ તલે માત્ર તેને મદદ આપવા ખાતરજ જતા હતા. પોતીકી ચંચલાઇ અને વાહાડકાપને લગતી બાહોશાયી મારા ખાવિંદને માટે ડાકટર પીનકરટનના મન ઉપર ઘણો સારો વિચાર બેસી ગયો હતો, પણ ખરેખર મારા ખાવિંદે "ડાકટર પીનકરટનનું" જે રીતે દિલ જીતી લીધું હતું તે કાંઇ પોતીકી

બાહોશી અને હુશિયારીથીજ નહિ, પણ પોતીકી સાલેસાઇ, ભલમનસાહી, અને કમીનાપણાંથી હતું. તેવણ ગમે એવું બીક્તત વાહાડકાપ કરતા તોપણ તેનું માન હાથ જોડીને પાસે ઉભેલા ડાક્ટર પીનકરટનને આપતા હતા. ખોટી આપવડાઇ, શીશિયારી, અને અભીમાન તો તેમનામાં બીલકુલ હતુંજ નહિ. "આએ કામ મેં કીધું" એ રીતે તો તેવણ કવચીતબી નહિ બોલતા. જો કે તેવણ વાહાડકાપનું કામ એકલે હાથે કરતા તોપણ જયારે તેમની તે માટે તારીફ થતી ત્યારે તેવણ એટલુંજ કહેતા કે ડાકટર પીનકરટનની દેખરેખ અને મદદ વગર મારાથી કશું બની શકતે નહિ. વળી તેવણ "ડાકટર પીનકરટન"ની તારીફ કરવા જતાં ખોદાને ભુલી જતા ન હતા. તેવણ સાફ કહેતા કે, "જે થાય છે તે ખોદાના હોકમ અને મરજીથી અને તેની મદદ વગર અમે શું કરી શકવાના હતા." મારા ખાવિંદની લાયકી અને કમીનાપણાએ ખરેખર ડાકટર પીનકરટનનું દિલ જીતી લીધું હતું. તેવણ જયારે રાજાને ત્યાં પધારતા ત્યારે ઉપલા ભલા ડાકટરને ત્યાંજ ઉતરતા હતા. ત્યાં તેમની અછી મદારત થતી અને માણુસ જાતનું દુઃખ નિવારણ કરવાની ખોદાઇ વિદ્યા જાણનાર આ બે મરદો જો કે તદન એક બીજાથી જુદીજ કોમના, જુદાજ ધર્મ પાલનારા અને હજારો કોશ દુરના જુદા જુદા દેશના વતનદારો હતા તોપણ રાજાના દેશમાં એક બીજા ઉપરની ખાલેસ ભાઇબંધીના મજબુત ગાંઠથી જોડાયલા રેહેતા હતા. આ ભલા ડાકટરેજ પોતાની જગો ઉપર મારા ખાવિંદની નેમણુક કરવાની મજબુત બાહ લીધી હતી અને જ્યારે તેવણની

મુંબઈ તરફની પધરામણીનો તાર મારા વહાલા ખાવિંદને મળ્યો ત્યારે તેવણે તે વિષે મને તુરત વાકેફ કરી કહ્યું કે, "ડીયર શીલ્લા, માતાજીની મુલાકાત માટે રાજાને ત્યાં પચીશ વરસના આવા કાબેલ વતનદાર કરતાં વધારે સરસ બીજું કોણ મળવાનું છે?"

---

## પ્રકરણ—૫૧.

### સાસુની મુલાકાતે "ડાકટર પીનકરટન."

પ્યારી બેનો,

તારમાં જણાવવા મુજબ બરોબર ઠેરવેલે દિવસે "ડાકટર પીનકરટન" "જીનોવા" જવા સાફ મુંબઈમાં આવી પુગ્યા અને તેમને માટે કરી રાખેલી ગોઠવણ મુજબ તેમને ભાયખલા ઉપરનાં "પાલનજીના હોટેલ"માં બે દિવસનો ઊતારો આપવામાં આવ્યો હતો. ઈંગલંડનો મેલ ઉપડવાની એકજ દિવસ આગમજ તેઓ મુંબઈમાં છેક સાંજે આવી પુગ્યા હતા અને તેથી તે દિવસે તો તેઓથી સાસુની મુલાકાતે આવી શકાયું નહિ, પણ બીજે દિને "હોટેલ"માં બપોરનું ખાણું લીધા પછી "સ્ટીમર" ઉપર જતીજ વખતે બે કલાક આગમચ તેઓ મારાં સાસુની મુલાકાતે આવી લાગ્યા. મુરબ્બીજી સસરાજી તે દિવસે ખામખા પોતીકી આપીસ મધેથી બપોરના વેહેલા આવેલા હતા. વાહાલા ખાવિંદ પોતે તો હોટેલમાં જઇને ડાકટરને પોતાની સાથેજ લાવ્યા હતા. ઘેરમાં

ડાક્ટરને માટે આગમચથી સઘળી તૈયારી કરી રાખેલી હતી. સર સામાન લુછીનાછીને સફાઇદાર રાખેલો હતો. બેસવા ઉઠવાના ઓરડા મધેથી મેલાં કપડાં ચપડાં ઈત્યાદિ ગલીચ ચીજો સાસુએ પોતીકે હાથે જાતે ઊંચી નિચી કીધી હતી. ડાકટરને સારૂં થોડીક ઈંગ્રેજી મીઠાઇ મેં મારે હાથેજ તૈયાર કીધી હતી. સસરાએ વાઈન, વીસ્કી, ઇત્યાદિ શરાબોની દિકાનટરો તૈયાર કરી રાખી હતી. તે ઉપ્રાંત સાસુએ સોજી ઇસ્તોંગ ચાહે પણ નમાવી તૈયાર રાખી હતી. વાહાલા ખાવિંદે ડાકટરને ભેટ આપવા સારૂં મારી પાસે થોડુંક ઉંચી જાતનું ભરતકામ પણ તૈયાર કરાવ્યું હતું. સુગંધી ફુલોનો એક મસ મોટો તુરો પણ હાજર હતો.

એ પ્રમાણેની સઘલી તૈયારીઓ પછી વાહાલા ખાવિંદ ડાકટરને લઈને બરોબર બે વાગતાને સુમારે આવી લાગ્યા. પ્રથમ સસરાએ તેમને દીવાનખાંનામાં લાવીને બેસાડયા, અને ધારા પ્રમાણેની સાધારણ ખેર આફ્રિયત પૂછયા પછી તેને એ રીતે તસ્દી આપવાનું કારણ કહી સંભળાવ્યું. વાહાલા ખાવિંદને રાજાને ત્યાં ચાકરી ઉપર નહિ જવા દેવા વિષેના સાસુ તરફના વાંધા વીષે જ્યારે તેણે જાણયું ત્યારે તે અજબ અજબ થવા લાગ્યો. વાહાલા ખાવિંદને એ ચાકરી ઉપર રવાને કરવામાં એક લેશભાર પણ અડચણ નથી એ પ્રમાણેનો ડાકટરને મોઢેનો અભીપ્રાય સાંભળી સસરાએ મને તથા સાસુને દીવાંનખાનામાં બોલાવી મંગાવ્યાં. અમોએ તે દિવસે સવારથીજ ઠીક ઠસ્સો કીધેલો હતો. દીવાનખાંનામાં જઇ લાગતાં સાસુએ ડાકટરને "આવો મરૂં" એ પ્રમાણેનો

આવકાર દીધો અને તેમની સાંમેના એક કોચ ઉપર જઇને બેઠાં. હું તેઓની જોડમાંજ બેઠી હતી. ડાક્ટર દેખાવ ઊપરથી ઘણોજ જઇફ લાગતો હતો. તેના માથા ઉપરના તમામ બાલો પાકી ગયલા હતા, તે ઉંચો, પાતળો, અને સેહેજ કમર મધેથી વાંકો વળેલો લાગતો હતો. હિંદુસ્તાની ભાષા સફાઇથી બોલી જાણતો હતો, અને વાતચીતમાં ઘણો ઢોંગી અને રમુજી જણાતો હતો. તે સાસુ સાથ વાત કરતાં તેમની બુજરેગીને ખાતર તેમને "મમ્મા" કરીને બોલાવતો હતો. મારાં સાસુના પૂછવાની આગમજ તેણે શુભાખીત હીંદુસ્તાનીમાં તેઓ આગળ એક ભાષાણ ચાલુ કીધું. તેઓ બોલયા "તમે એ રાજાનાં રાજ વીશે જરાપણ ફીકર રાખવી નહિ જોઇએ. મેં પચીસ વરસ એ રાજની નોકરીમાં ગુજારયાં છે અને ખરૂં બોલું તો રાજાના પોતાના કરતાં મેં ત્યાં વધારે હાકમી ચલાવી છે. હાલનો રાજા ઘણો જુવાંન, અને ઇંગ્રેજી રાહા રીતિ પ્રમાણે શીખેલો ભણેલો છે. તેના વિચારો ઘણા સુધરેલા છે, અને વિદ્વાનોની દોસ્તીનો તે પુષ્કળ ભુખો છે. આગળા વખતના જંગળી, વેહેમી, અને અભણ રાજકારભારીઓ જેઓ રાજ-કારોબારમાં પોતીકા ,કાવાદાવાથી તરેહવાર ખટપટો ઉભી કરતા હતા, તેઓ મધેના એકે એકને મોટાં "પેનશન" બાંધી આપી રાજ મેહેલથી ઓછામાં ઓછા દશ કોશ દુર રેહેવાનો હુકમ કીધેલો છે, અને રાજકારોબારને ખાતર જાૂદી જાૂદી કોમના તમામ કેળવાયલા આબરૂદાર ગ્રહસ્થોનેજ રોકેલા છે. વળી એ રાજ મધેનો ઇંગ્રેજ સરકારનો હાલનો "પોલીટીકલ એજંટ" પણ એક મીયાં માણસ છે. એ રાજમાં તમારા પારસીઓ

માત્ર ત્રણજ મારા જોવામાં આવ્યા છે અને તેમને બીજી બધી કોમો કરતાં અમો ઇંગ્રેજોનાજ સરખું માન મળે છે. ઈંગ્રેજોના દરએક સંસારી મેળાવડાઓમાં હિંદુસ્તાનના દેશી તરીકે જો હું કોઇને પણ છૂટથી ભેળાતાં જોતો હોતું તો તે માત્ર ઉપલા ત્રણ પારસીઓજ છે. તેઓ રાજમાં મોટા ઓધા ધરાવે છે, અને તેમની ચંચલાઇ, કામ પાછળ લાગવાની ખંત તથા નિમખહલાલીની તે તરફ પુષ્કળ તારીફ થાય છે. મારૂ રેહેવાનું મુકામ રાજાએ એમનું એમ તમો માટે તૈયાર રાખ્યું છે એટલુંજ નહિ પણ કેટલોક સરસામાન જે મેં મારી ગીરોથી ખરીદયો હતો તે સઘળો એમનો એમ રાજાએ બંદી રાખ્યો છે કે તે ભવિષ્યના ડાકટરને કામ લાગે. આખા દિવસની મેહેનત પણ ઝાઝી નથી, અને જયારે ઝાઝી મેહેનત પડી એટલે ચોકસ જાણવું કે તમારા ઘેરમાં "ટંકસાળ" પડવા લાગી, કે જે મેહેનતની કંઈ હાક લાગતીજ નથી. મને રાજા તરફથી માત્ર પાંચસોનો પગાર મળતો હતો, પણ મારી માસીક કમાણીની રાસ છેક હજાર ઉપર જતી હતી અને એ કમાઇ મધેથી તમારા દિકરાને એક દોકડો પણ ઓછો મળવાનું હાલમાં કશું કારણ નથી. રાજા પોતે શીખેલો અને સુધરેલો હોવાથી ઘણો અંદાજાસર ચાલે છે અને તેથી તેની તબિયત ઘણી ઠીક રહે છે, પણ બાદશાહી કુટુંબના બીજા મરહુ ઓરનો ઘી અને ખાંડમાં રમી રહેલાં છે અને ખોદાની બક્ષેશથી તેજ "ઘી ખાંડ" આપણાં બચાંનેબી પાલે છે. આખાં રાજમાં બીજો હરીફ ડાકટર કોઇ નથી, એટલે કોઇવાર તો ખાનગી ઘરાકીમાં માહા મુશ્કેલીથી પુરૂં પડી શકાય છે."

આ સઘળું સાંભળી સાસુનો જીવ ઉશ્કેરાઇ આવ્યો અને તેઓ ભાગી તૂટી હિંદુસ્તાનીમાં પૂછવા લાગ્યાં, "ડાકટર દેખોની એ તો બધું અછું હાએ, પણ ગામકા લોક એસા કેહુતા કે રાજા ઇસકી માયકું હાથીકા પગ તળે કચર દાલેગા તબ ઇસકી માયકા કેશા હાલ થાએગા." ડાકટર બિચારો આ ઉંચી જાતની હિંદુસ્તાની બરોબર સમજી શકયો નહિ તોપણ તેણે પાછું પૂછયું કે "શું "મમા" બી સાથે જવા માગે છે?" આ સવાલથી સઘળાં હસાહસમાં પડયાં. મારા ખાવિંદે સાસુનો ઊપલો સવાલ બરાબર રીતે કહી સંભળાવ્યો અને ડાકટર હસી હસીને તેનો ઇનકાર કરવા લાગ્યો. તેણે વધારે એ કહ્યું કે, "એ રાજાના રાજમાં પચીશ વરસમાં મેં એકબી વાર હાથી જોયો નથી." વધુ ખુલાસો કરતાં ડાકટર બોલ્યા કે "મમા" જે રીતે તમને મોકલવા સારૂ વાંધો લે છે તે રીતે મારાં માય બાપેબી મારે માટે વાંધો લીધો હતો. મારી માયનો હું એકપુરો છોકરો છું. અમારા ગામમાં ડાકટરો ડગલેને પગલે ઊભાઇ જાય છે અને રખડી રઝડીને કકડો બુકલો પેદા કરેછે. માન માન તેઓ દર માંસે વીશ પચીશ રૂપિયા જેટલું પેદા કરતા હશે. એ રીતની ગરીબાઈમાં ભટકવાને બદલે મેં હિંદુસ્તાન તરફ નિકળી આવી જયારે નસીબ અજમાવવાનો વિચાર કીધો ત્યારે મારી માએબી મોટું રમખાન કરી મૂકયું હતું. હિંદુસ્તાનની દોલત વિષે મેં વાર્તાની ચોપડીઓમાં ઘણું ઘણું વાંચેલું હતું એટલે હીરા મોતીની એ ખાંનવાળા દેશ તરફ મારૂં ધ્યાન લાગી રહેલું હતું. મારી માય કાંઈ સમજી શકે એવી નહિ હતી એટલે

એક દિવસે હું ફાટાં તૂટાં કપડાં અને ખીસામાં માત્ર આઠ દશ રૂપિયા સાથ એક વાહાંણુના ડાકટર તરીકે મુસાફરીના કશા પણ દામ વગર નિકળી આવ્યો હતો. તે વેળાએ મારી માતાને મારા વિષે કેવું દુઃખ લાગ્યું હશે તે વિષે જયારે હું વિચાર કરૂં છું ત્યારે આજે પણ મને પસ્તાવો થાય છે તોપણ એ નાફરમાનીનો સઘળો ખંગ હું પઇએ પઇ વાળી ચુકો છું. મારી ઘરડી મા આજે નેવું ઊપરની ઉમરની થઈ હશે અને હજી તે હૈયાતછે અને તેનેજ ખાતર હું પાછો ફરૂંછું. મેં તેમનો દિવસ ફેરવી નાખ્યોછે. એજ રાજાની નોકરીની ખુબીથી મારાં માબાપ આજે પોતીકી મીલકત ઉપર અમનચમનથી વસે છે. મારૂં વતન હજારો કોશ દુર છે, પણ તમારા બેટા તો માત્ર બેજ દિવસના છેટા ઉપર જાય છે, અને તમે જો મારા જુવાન મીત્રને જવાની રજા નહિ આપશો તો હું મારી મિસાલ તેઓને નાસી જવાની સલાહ આપીશ, કેમકે એજ નોકરીમાં પાછળથી તમારૂં પણ એટલું બધું ભલું થશે કે એટલી સેહેજ નાફરમાની તમો પોતે પણ મોટી ખુશી સાથ દરગુજર કરી શકશો. રાજા તરફની પેહેલીજ ભેટ તમો ઊપર મોકલી આપી એટલે તમારો તમામ ગુસ્સો નરમ પડી જશે." "સાબાશ ડાકટર સાબાશ," સાસુ હસીને બોલ્યાં "તુમ તો બોત મજાના માણુસ દીસતા, નાદાનકુ એસી શીખામણ આપતા !" આ પ્રમાણેની લંબાણુ વાતચીત પછી, સર્વે સાથ હસી બોલીને, તૈયાર રાખેલું "રીફ્રેશમેન્ટ" લઇને, તેઓ એક સુગંધી તુરા સાથ રવાના થયા. જતી વેળા તેઓ મારી સાથ શેકહેંડ કીધા પછી સાસુને શેકહેંડ કરવા ગયા, તેવાંજ મારાં સાસુ પોતીકો હાથ આપવાને બદલે જેમ રૂવાનનો સેજદો

કરે તેમ વાંકાં વળીને બે હાથે તેને પગે પડવા લાગાં. આ ઉપરથી ડાકટર પણ સમજી ગયો હોય તેમ તેઓને નમીને પાસેથી ચાલી ગયો. અસલી વિચારની પારસણો પારકા મરદો સાથ "શેકહેંડ" કરવામાં જે રીતની છીત ધરાવે છે તે વીશે પાછળથી મારા ભરથારે ડાકટર આગળ ખુલાસો કરતાં તે માટે પોતે દરગુજર ચાહી હતી, જે ઉપરથી ડાકટરે તેઓ આગળ ખુલાસો કીધો કે માત્ર હાથ હલાવવાના કરતાં બે હાથે પગે પડવામાં હું વધારે માન સમજું છું. જે કોમમાં "શેકહેંડ" કરવાનો રેવાજજ નહિ તે કોમથી એવી ચીજની આશા રાખવી એ મૂર્ખ લોકોનુજ કામ છે. એ રીતે વાતચીત કરતાં મારા ખાવેદ ડાકટરને છેક સ્ટીમર ઊપર વલાવા ગયા અને તેમની ગેરહાજરીમાં સાસુએ સૌની અજાયબી તથા ખુશાલી વચે અમને રાજાને ત્યાં પધારવાની પરવાનગી આપી.

---

## પ્રકરણ—પર.

## મુસાફરીના સરંજામની તૈયારી—એક નવાઇ સરખી જાહેર ખબર.

પ્યારી બેનો,

"ડાકટર પીનકરટન"ના સમજાવવાથી સાસુની ખાતરી થઇ, અને તેઓએ બેલાસક જવાની અમોને પરવાનગી આપી. એવી રીતે ખુશીથી પરવાનગી મળેલી સાંભળી મારા ખાવિંદ પોતીકાં બુઝોર્ગ માતાજી તરફના ઉપકારના ઉભરાઓ સાથ

તેમને ગલે વળગ્યા, અને તે વેળાના મા દિકરા વચ્ચેના એ રીતના હરખ ભરેલા મેળાપથી મારાં બુઝોર્ગ સાસુજીની આંખોમાં આંસુ આવી ગયાં. તેઓએ રડતે અને ખોખરે અવાજે તે વેળાએ મારા ખાવિંદને કેટલાક આશિષ દીધા અને થોડીક વાતની શીખામણો આપી, જે શીખામણોનો મુખ્ય ભાવાર્થ એટલોજ હતો કે સર્વે સાથ જેમ બને તેમ હળી મળીને તેમજ નમીને ચાલવું અને બનતાં સૂધી કોઇનીબી સાથે તુંડાઇ તથા તકોબરી કરવી નહિ.

આ પ્રમાણે જવાની પરવાનગી મળવાથી મારા ખાવિંદ તે માટે તૈયારી કરવા લાગ્યા. "ડાકટર પીનકરટને" મારા ખાવિંદને સાથે લઈ જવાના સરનજામ માટે ખતીખતીને કહેલું હતું કે માત્ર પેહેરવાનાં કપડાં સિવાય તેઓએ કોઈ પણ ચીજ નકામું ગાડીભાડું ખરચીને લઇ જવી નહિ. ઘરસંસારી કામકાજને અનુસરતી દરએક ચીજ ત્યાં આઇતી મળશે, અને નકામા ઘણા સરખા દાગીનાઓની માથા દુઃખણથી મુસાફ્રીની મોજમાં અમારે નાહેકની ખલલ પાડવી નહિ. "ડાકટર પીનકરટન"ની આ સલાહ મુજબ ચાલવાનો મારો તથા મારા ખાવિંદનો ઘણો વિચાર હતા, પણ બુઝોર્ગ સાસુ કાંઇ સમજે? "મુવા જાંગલાઓને શું છે, નાગા ભુખા જયાં હોય ત્યાં તે મુવા તો સમાઈ જાય, પણ એ રીતે મુસાફ્રી કરવામાં આપણી હોરમત નહિ." મારાં સાસુ એ રીતે પોતીકી ફીલસુફી ચલાવા લાગ્યાં, અને જેમ બને તેમ તેઓને ગાઢાં મીઠાં રાખવાની અમારી ગરજ હતી એટલે તેઓએ જેબી નકામો બોજો ઘણી મેહેનતે તૈયાર કરી આપ્યો તે

અમોએ ઊપકાર સાથ કબૂલ રાખ્યો. રાજાનાં ગામમાં જાણે ચાહે ખાંડનો દુકાલ હોય તેમ દશ દશ રતલ તે પણ મંગાવી તૈયાર કીધી. મારા ખાવિંદને જાતજાતના મુરબ્બાનો અને મને ભાત ભાતનાં અચારોનો શોખ હતો એટલે તે પણ એક નાની કીરડલ ભરીને તૈયાર કરવામાં આવ્યાં. ઓઢવા સારૂં જાડાં જાડાં બંદુસો ઇત્યાદિ ગરમ કપડાં મારા સસરા બિચારા પોતેજ મારકીટમાં જઇને ખરીદી લાવ્યા. સાસરી તરફનોજ આટલો બધો અસબાબ જોઇ મહીરી તરફથી એક કરચ પણ સાથે લઈ જવાને મેં નાપાડયું, અને મારા માતાજીને ભરોસો આપ્યો કે મને કાંઈબી જોઇશે તે હું ત્યાં થર પડયા પછી મંગાવીશ, અને ત્યારે તમો બેલાસક તે મોકલી આપજો. મારી તરફથી એ સરંજામમાં કાંઇ પણ નકામી તોક નહિ વધારવાની પૂષ્કળ સંભાળ લીધી હતી, પણ મારા ભ્રથારને પોતીકા ધંધાને ખાતર કેટલાંક વાહાડકાપનાં હથિયારો, રાજાનાં ગામમાં નહિ મળી શકે તેવી અગતની દવા દારૂ અને પોતીકો અભ્યાસ આગળ વધારવા ખાતર ઘણાંક પુસ્તકો લેવાં પડયાં હતાં. પોતીકાં પુસ્તકો "પેક" કરતી વેળાએ તેઓએ મને યાદ દેવાડી, કે "ડીયર શીલા, ત્યાં કાંઇ તુંને અત્રેની મિસાલ સહીમીતીઓ, અને માસી, ફુઇઓ મળવાની નથી, અને કદાચ તુંને ત્યાં સોહોવાશેબી નહિ માટે બોલ તારી ખુશી હોય તો તારાં પુસ્તકોબી સાથે લાગો પેક કરતો આવું?" મારાં પુસ્તકો ઝાઝાં નહિ હતાં. વાહાલા ખાવિંદે પોતેજ ઘણી સંભાળથી મારે માટે તે પસંદ કીધેલાં હતાં. ઘણાં ખરાં તે ઇંગ્રેજીજ અને

બાનુઓને બરનાંજ હતાં. એક વાર વાંચ્યા પછી અભરાઇ ઊપર મૂકી છાંડવાના નહિ પણ ફરીફરીથી વાંચીને અભ્યાસ કરવા લાયકનાં હતાં, અને તેથી તે સાથે લેવાને હું પણ ઘણી ઇંતેજાર હતી, વાહાલા ખાવિંદનો ઊપકાર માની મેં તે "પેક" કરવા દીધાં.

એ પ્રમાણે સાથે લઇ જવાના બધા અસબાબની તૈયારી તો સેહેલાઇથી થવા લાગી, પણ એક અગતની ચીજે અમોને પૂષ્કળ ગુચવાડામાં નાખ્યાં. એ ગુચવાડો, સાથે માણસ તરીકે કોણને લેઈ જવું તેને લગતો હતો. મારાં સાસુની મરજી કોઈ ઘરડી ડોસીને સાથે મોકલવાની હતી કે તે મારી આગળ એક બાઇડી તરીકે કામ લાગે, પણ મને તે ઠીક લાગ્યું નહિ. ડોસાં મારી ચાકરી કરે તેને બદલે મને ડોસાંની ચાકરી કરવી પડે એવાં અભણ, વેહેમી, અને હાથપગ ઘસીને ચલાવી ન શકે તેવાં ડોસાં ડગરાંની મદદમાં મને કાંઇ ઠીક લાગ્યું નહિ—તે છતાં સાસુ આગળ હું ધસીને એ રીતનો ખુલાસો કરી શકી નહિ. સારાં નસીબે મારાં સાસુને પસંદ પડે એવી ડોસી તેમનાં ધ્યાનમાં આવી નહિ એટલે મારી તરફના કશા વાંધા વગર એ સવાલનો પણ નિકાલ આવી ગયો. મારા ખાવિંદની મરજી એક પારસી બબરચીને સાથે લેવાની હતી, પણ મેં તેમને હરૂસે પતાવી સતાવીને એ વિચાર માડી વળાવ્યો, કેમકે ઘેરમાં બાનુ તરીકે હું એકલી, તેઓ આખો દિવસ ધંધે ધાપે રોકાયા અને ઘડીયે ઘડીયે મને રાંધનીનું કામ કાજ પડે; હું અનાજ પાણી કાહડી આપું, અને એવી વેળાએ અરંગધરંગ જેવા પારસી બબરચી સાથ કામ લેવું મને ઠીક લાગ્યું

નહિ. મારા સુધરેલા પિતાજીએ અમારે માટે એક એસ્કી ફીરંગી બબરચી તૈયાર કીધો, પણ પારસી બબરચીને રદ કરવાનું કારણ બતલાવી તેજ કારણથી ફૂરંગી સાહેબને પણ વદયા કરવામાં આવ્યા. મારા સસરાએ સૂચવ્યું કે બઇરાં આગળ કોઇ પણ બઇરૂં તો જોઇયે એટલે કોઇ સારી જેવી રાંધી જાણનાર તેમજ મેહેનતુ બઇરી મળી જાય તો સારૂં. આ વિચાર મારે મન ગમતોજ હતો, પણ હું એક ચાકડી તરીકે કોઇ બાનુને સાથે લેઇ જવા ઝાઝી ખુશી ન હતી. કોઇ ગરીબ અવસ્થાની પણ આબરૂદાર બાનુ મારી જોડે જોડ એક બેન તરીકે અથવા એક અતલગની સહી તરીકે રહી ઘેર સંસારી કામકાજમાં મારી સરોબર મેહેનત કરી મને મદદ આપે એવી એક સદગુણી અને કુશલ બાનુનો સાથ મને વધારે પસંદ હતો. જે સારૂં વાંચી લખી જાણતી હોય, રાંધવા સીધવામાં કુશલ હોય, મેહેનત કરવાની જેણીને કશી આનાકાની ન હોય, અને માત્ર ગરીબાઇનેજ ખાતર થોડે ઘણે દરમાયે મારી સાથ એક સાથી તરીકે આવવાને ખુશી બતલાવે તો તેવી બાનુને રેહેવા, ખાવા તથા પહેરવાના કપડાં ઉપ્રાંત દરમાસે રૂ૨૦ નો પગાર આપી હું મારી સાથે લેઇ જવાને ખુશી હતી. મારો આ વિચાર જયારે મારા સસરાએ જાણ્યો ત્યારે તેઓ તે સાંભળીને ઘણાં ખુશી થયા, પણ તેઓએ મોહો કુમલાવીને કહ્યું કે, "આજના વખતમાં એવી બાનું મળવી મુશ્કેલ છે, જો જરા રતીબી શીખેલી ભણેલી મલશે તો તે કાંઇ રાંધીસીધી જાણતી ન હશે; રાંધીસીધી જાણતી હશે તો તે બિચારી વાંચી લખી જાણતી નહિ હશે. તે કરતાં જો

તમારાં નસીબે કોઇ આબરૂદાર બાઇ મળી શકતી હોય તો તપાસી જોવો." કેટલીક તકરાર અને ચકચાર પછી સર્વેને એ વિચાર જોકે તદન નવાઈ સરખો તોપણ પસંદ પડતો લાગ્યો, અને મારા સસરા, ખાવિંદ તથા પિતાજીએ સાથે મળીને નીચલી જાહેર ખબર તે માટે ઘડી કાહાડી અત્રેના '**જામે જમશેદ**'માં છપાવી હતી.

"**તુરત જોઇએ છે**—એક આબરૂદાર પારસણ બાનુ, બાહાર દેશાવર પધારે છે તેવણ સાથે સાથી તરીકે વસવા ખાતર એક ચંચલ, મેહેનતુ તથા હસમુખા સ્વભાવની જુવાન બાનુ જોઇએ છે. ઘેરસંસારી કામકાજમાં બધી વાતે કુશળ હોવી જોઇએ. વાંચવા લખવાનો પણ માહવેરો હશે તો વધારે સારૂં. રેહેવાનું, ખાવા પીવાનું તથા કપડાં ચપડાં ઉપ્રાંત દર માસે રૂપિયા વીશનો પગાર આપવામાં આવશે, જેઓની ખુશી હોય તેઓએ '**જામ જમશેદ**' આફીસમાં "જી. જી." ને સરનામે તાકીદેથી લખી જણાવવું."

"જી. જી." તે મારા ખાવિંદ ગુસ્તાદજી ગોદરેજજી હત અને તેમની એ જાહેર ખબરને શી રીતનો આવકાર મળ્યો તે આપણે બીજાં પ્રકરણમાં જોઈશું.



# પ્રકરણ—૫૩.

## નોકરીને માટેની એક ઉમેદવાર.

પ્યારી બેનો,

મારી સાથે એક બાનુનો સાથ રાખવા સારૂં એક જાહેરખબર છપાવ્યા પછી મને ત્રણ ઠેકાણેથી જવાબ મળ્યા હતા. આ ત્રણે ઉમેદવાર બાનુઓને મેં જૂદે જૂદે દિવસે મારાં મુકામ ઉપર મોઢે મોઢું મળી તેઓ મધેથી જેબી પસંદ પડે તેણીની સાથ બંદોબસ્ત કરવા સારૂં બોલાવી હતી, જ્યારે સાંજના પાંચએકને સુમારે ઘેરના કામકાજથી પરવારી મારાં દેરાંણી, જેઠાંણી તથા સાસુ સાથે અમો સાધારણ "ગપ-સપ"માં રોકાયલાં હતાં તે વેળાએ પેહેલેથરથી કરી રાખેલી ગોઠવણ મુજબ પેહેલી ઉમેદવાર બાનુ મારી મુલાકાતે આવી લાગી. આ બાનુને મારાં સાસુએજ સભ્યતાથી આવકાર દીધો અને તેવણે આવતાંને વાર "શીરીનબાઇ ક્યાં છે" એ પ્રમાણે પૂછ્યાથી મેં તેવણને મારી પાસે બોલાવીને બેસાડયાં.

આ બાનુ આસરે ત્રીસએકની ઉમરની હશે, જોકે તેવણ દેખાવ ઉપરથી પાંત્રીસ સાડત્રીસનાં જણાતાં હતાં, અને તેમની મરજી પોતાને વીસ પચીસની બતલાવાની વધારે માલમ પડતી હતી. તેવણનાં ડાચાં બેઉ તરફથી બેસી ગયલાં હતાં. તેમનો દેખાવ એક ખુશમીજાજી નોજુવાન બાનુ કરતાં એક બારયલ અને ભખી ખાધેલી કોઈ ડાકણી

જેવો વધારે લાગતો હતો. ગાલો મોઢાંની અંદર ગરક ગયલા હોવાથી આંખની નજદીકનાં હાડકાં બેઉ તરફથી બાહેર નિકળી આવેલાં હતાં. ખુબસુરતીમાં તેવણ આપણે ત્યાંની ફરંગન આયાઓને ટક્કર મારે એવાં સોહોવામણાં હતાં. તેમનું કદ ઊંચું, પાતળું, અને સુલેમાન સાટકા જેવું હોવાથી તેવણ ચાલ હાલ કરતી વખતે પોતીકાં એ કાવલાં શરીરને મરડી મોરીને તરેહવાર રીતનો અકરાત સેહેલથી બતલાવી શકતાં. કોઇ વાર હાંસના સરખી લાંબી ગરદનને તો કોઇ વાર રેશમી પટાથી મજબૂત સીકરાયલી એક વેંહેંટની કમરને તેવણ એવો તો લેહેકો આપતાં કે જાણે ઓએ તેમાં સચક આવી જાય, પણ તેવણે તે વિષેની પુરતી તાલીમ લીધેલી હોવાથી તેમને તે માટેની કશી ફિકર ન હતી. તેમનો પોશાક ઘણો ઉંચો નહિં, ઘણો મોઘો નહિં, પણ બધી વાતે સુધરેલી મડમને અનુસરતો હતો. અરધો અરધ માથું ઉઘાડું હતું અને છેક પાછળથી નામને ખાતર માથાબાનું બાધેલું હતું. જેટલી જગો ઉપર માથાબાનું હતું તેટલીજ જગો ઉપર બરોબર સારીની સોડ રહે એટલા ખાતર સોડના છેડાને માથાબાના સાથ એક ઝીણી ટાંચણીથી મજબૂત રીતે જોડી લીધેલો હતો. આ હિકમતથી અરધો અરધ માથું આગળથી તદન ઉઘાડું જણાતું હતું અને તે ઉપર બેઊ આંખોની બરોબર કિનારી વેરનો એક જાતનો અજબ જેવો ચશ્મા રોકો સેંતો પાડેલો હતો. છાતી આગળથી તેવણથી વાંકું સીધું થવાતું નહિ હતું અને તેવણ અકરવકરે તરાંને તરાં જે રીતે બેસી રેહતાં તે ઊપરથી મેં ધાર્યું કે તેવણે

લોખંડના પટાવાલો "સટે" પેહેરેલો હોવો જોઈએ. સાદી નેટના સદરા ઉપર ઓએ ઉંઘઈ જાય એવા રંગ રૂપ વગરના રેશમી કપડાંનો પોલકો પેહેરેલો હતો, જે ઊપર તરેહવાર "ફેશનોના" પછાડા મારેલા જણાતા, તોપણ એ પોલકાએ સારી નોકરી બજાવી હોય એમ તેની ઘસાઈ પીસાઈ ગયલી હાલત ઉપરથી લાગતું હતું. સારી પણ તેવીજ છીછરાં જેવી તોપણ આઇસકરીમના રંગની હતી, અને તે ઉપર નિશાળની છોકરીઓ ભરે તેવી સેહેલ તરાંહની એક પાતળી કોર મૂકેલી હતી. કમરે રેશમી પટો હતો, અને ભર ચોમાસાંનો વખત હોવા છતાં એક ચીના ચીનીનો ચીનાઈ પંખો તે ઉપર લટકાવેલો હતો. પગમાં "બોરડીંગ સ્કુલ"ની છોકરીઓ પેહેરેછે તેવાં બોરિયાં સાથનાં "સ્લીપર" જેવાં "શુ" હતાં.

આ બાનુનું ખરૂં નામ જણાવવાની હું કશી અગત જોતી નથી. મારાં સાસુ તેવણને "મડમની માસી"ને નામે ઓળખે છે, અને મારી દેરાંણી જેઠાંણીઓ તેવણને તરેહવાર નામે હજી પણ યાદ કરે છે. આ નામોમાં "સલેમન સાંતકી," "મીજાજનું ખોરીયું," અને "મીજાજની કુતરી" એ મુખ્ય છે. તરેહવાર સવાલોના ધીમે સાધે અકડા અકડીને આપેલા જવાબો ઊપરથી તેવણ વિષે અમોએ જાણ્યું કે તેવણ દશ વરસ થયાં કારખાનાનાં એક "મેનેજર" સાથે પરણેલાં છે. પણ ધણી તેવણને રાહતતો નથી. પાસે બચ્ચાં છોકરાં કોઇ નહિ હોવાથી તેવણ પોતીકાં એક પુઇ સાથે વસે છે અને માજીસ્ત્રેટે ધણી પાસેથી તેવણને જૂદાં રેહેવાનો પગાર બંધાવી આપ્યો છે. તેવણનો ધણી સો રૂપિયા કમાય છે,

અને તે મધેથી પચીસનો પગાર તેમને આપે છે. પણ તેટલામાં રહેવા, ખાવા તથા અંગવસતરનું પુરૂં નહિ થતું અને તેથી તેવણ ચાકરી માટે ઊમેદવાર થયાં છે. આ હેવાલ સાંભળી મારાં સાસુએ ધીરજથી પૂછ્યું, “ બેન, તમે રાંધીસીંધી તો જાણતાં હશોજી.” તુરત તે બાઇએ તણકાથી જવાબ દીધો, “ઓ વાય એવું શું પૂછવાનું? બાઇ માણસ સાથે વસવા સારૂં તમને કોઇ આબરૂદાર બાનુ જોઇયે છે કે સુઈ કોઇ રાંધનારી બબરચન જોઇયે છે? બબરચન જોઇતી હોયતો પાધરૂં પૂરૂં તેમજ લખ્યું કાંય નહિં કે નકામો ધકેલો નહિ પડતે?” મારાં સાસુ આ જવાબથી ખસિયાણાં પડી ગયાં, અને તેવણે નરમાસથી માફ માગી ખુલાસો કીધો કે, “ જોવોની માય મારી વહુ અખ્ખઇ રહી ગામ સધાવે છે અને તે પોતે બધું રાંધીસીધી તો જાણેછે પણ બાઈ માણસ છે અને કાંઇ અગવડ પડી, કેમ હોય કેમ નહિ, તો તેવી અડચણને વખતે બે માણસનું કોઈ રાંધીબી આપે અને બાકીનો બધો વખત અખ્ખઈ રહીની પાસેની પાસે રહી તેવણનો બે ઘડી વખત સોહોવાવે એવી અમને એક બાનું જોઇયે છે. જી ભરાઇ એ પોતેજ બધું રાંધશે સીધશેબી, પણ બાઇ માણસ આગળ કોઇ બાઇ માણસજ હોય તો વધારે સારૂં એમ જાણી તમને તસ્દી આપી છે, પણ તમારી જો મરજી નહિ હોય તો માફ કરજોજી.” મારાં સાસુના આ જવાબથી “મીજાજનાં ખોરિયાં” બાઇ બોલ્યાં, “નહિ માય, મારીથી કાંઇ વાસણ કુસણ થશે નહિ, હું કાંઇ રાંધવાનીબી નથી, તમે જાણો કે સામન સુમન નુછે અને કચરો પુંજો કાહાડે તો તે વાતબી કાંઈ બનવાની નથી. સાત વખત તમને ગરજ હોય તો,

મને બોલાવજો—તમારી સાથે એક ટેબલે બેસાડીને જમાડો; જે તમે પેહેરો તે મને પેહેરાવો, અને જયાં તમે ફરોહરો ત્યાં મને સાથે લઈ જવાનાં હોવો તોજ મને તસ્દી આપજો. બપોરના એક કલાક મને આશાએસનો જોઈશે, ભરવા તથા ગુંઠવામાં કહેવો તો મદદ કરીશ, અને મારે લાયકનું જેબી પરચુટણ કામકાજ હશે તે હું ખુશી સાથ કરીશ." આવા તોરથી મારાં સાસુનું પુષ્કળ ગરી ગયું અને તેથી તેવણે ઠંડે કલેજે પાછું પૂછીયું, "માય તું રાંધવા સીધવા તો ના કહે છે, વાસણ કુસણબી તારીથી તો થાય નહિ, કચરો પુંજોબી બનશે નહિ ત્યારે બીજું પરચુટણ કામ તે તું શું કરવાની છે"? "ઓવાય ડોસાં તમેબી શું ડોલા બારો છો," પાછો તેવણે ઉત્તર દીધો. "ઘેરનું કામકાજ એટલાંમાંજ આવી રહ્યું કે? કેહેવો તો ખાના પેટીની ચાવીઓ હું મારી પાસે રાખીશ, કપડાં ચપડાંનો હવાલો રાખીશ, અને જોઇશે તેમ કહાડી આપીશ, ઘેરના બબરચીને રોજનો સીધો કહાડી આપીશ, હમાલ મસાલ ઉપર તકેદારી રાખીશ, રોજના વર્તમાનપત્ર વાંચી સંભળાવીશ, અને જે કેહેશો તે કરીશ." "હા, માય હા, એબી ઘણું મહાભારત કામ છે, બરે મારૂં ધક, મને તે વિષેનું તો કશું ભાંનજ રહ્યું નહિ." એ પ્રમાણેના જવાબથી મારાં સાસુએ તકોર ચલાવી. છેલ્લે એ પીડા કાંઇ પરવડે નહિ એમ વિચારી મેં ટાઢાં પાણીએ કાસર પતાવી કે, "માફ કરજો બેન તમને નાહેકની તસ્દી પડી, પણ અમને તો કોઇ રાંધી જાણે, કચરોપુંજોબી કહાડે અને વાસણકુસણબી મારી સાથે કરવા લાગે એવી બાઇ જોઇયે છે." "ચુકું તારે, તમે શું રાખતાંતાં, ત્યારે તો તમને કોઈ ગ્રહસ્થ

બાનુને બદલે મજુરદીજ મળશેતો." આ પ્રમાણે બોલી તેવણે તણકાથીજ ઉઠીને ચાલતી પકડી અને તેમના પધાર્યા પછી અમે સરવે પેટ પકડીને હસવા લાગ્યાં. મારાં નણંદ મને મજબૂત ભલામણ કરવા લાગ્યાં કે જરૂર મારે એજ બાઈને મારી સાથે લઇ જવી કેમકે તે બરોબર મારો વખત સોહોવાવી નાખશે! પાછળથી એ બાઈના નામ નિશાન ઉપરથી વધુ તલાસ કરતાં મારા ખાવિંદ ખબર લાવ્યા કે તેણીનો ખાવિંદ કોઇ પણ છાપાખાંનાનો મેનેજર નહિ પણ એક ગરીબ "કમપોઝીટર" છે અને દર માસે પચીસથી ત્રીસ રૂપિયા કમાય છે. પરણ્યા પછી લાડમાં ઊધરેલી એ બાઇ પોતીકા રાંક ખાવિંદ ઊપર પોતીકાં ખાધા પીધાના અને પેહેરવા ઓઢવાના ઉડાઉપણાથી પુષ્કળ દોર ચલાવા લાગી અને પટાવી સટાવી તથા ધણીક ધમકીઓથીબી નહિજ સંમજવાને લીધે અંતે કંટાળીને તે બિચારા રાંક ખાવિંદે તેણીને દસ રૂપિયાનો માસીક પગાર બાંધી આપી પોતીકાં ઘેર મધેથી કાહાડી મૂકી હતી અને પોતે વર્તમાનપત્રોમાં જાહેરખબર છપાવી હતી કે કોઈએ પણ તેણીને કાંઈ ધીરવુ નહિ, નહિ તો તેનો તે જોખમદાર રેહેશે નહિ. ધણીએ કાહાડી મૂકીયા પછી તે પોતીકી એક ચીકાસદાર સગી સાથે રેહેતી હતી, અને તે સગીની દિકરીઓ જે જાતના પોશાકો કરતી તેમની ભાગી તૂટી નકલ કરી તેમનાજ રદ કીધેલાં જુના પુરાંના કપડાં ચપડાંથી પોતે બની ઠણી રેહેતી હતી. તે સગીને ત્યાં તેણી ઘેર સંસારી સઘળો ઘસડબોરો કરતી હતી, કચરોપૂંજો કહાડતી, વાસણકુસણબી કરતી અને

રાંધતી સીધતી પણ હતી અને તેના બદલામાં ખાવા પીવાનું અને ધારા પ્રમાણેના કપડાં ચપડાં ઉપરાંત સાત રૂપિયાનો તેણીને માસીક દરમાયો મળતો હતો, જે સાતે રૂપિયાનો ધણી તરફના પગાર સાથ તેણી પોતીકી બાઇની દિકરીઓના પોશાકની નકલ કરવા જતાં તદન ધૂમાડો કરતી હતી. આવી આ પનોતી ઉમેદવારને સઘળાંઓએ હસી બોલીને એક મતે રદ કરવાની કશી અગત રહી નહિ હતી, કેમકે તેવણજ મિજાજમાંને મિજાજમાં ઉઠીને ચાલી ગયાં હતાં.

---

## પ્રકરણ—૫૪.

### સસરાજીની એલતેમાસ—"ઝુડની ઝુનાઇ."

પ્યારી બેનો,

મારી સાથે સાથી તરીકે ગામ લઇ જવા સારૂં એક બાનુ માટે જે જાહેરખબર છપાતી હતી તેની રૂએ બીજી બે બાનુઓ ઉમેદવાર થઇ હતી, પણ તેમનેબી ઘણી આનાકાની સાથે નામંજૂર રાખવામાં આવી હતી. એક બાનુ ચૌદ પંદર વરસની તદન નાદાન વયની હતી, દેખાવે ઘણીજ સોહામણી અને રોશન ચેહેરાની હતી, અને પરણ્યા અદરાવા વગરની કુમારી હતી. આ બાનુએ ઘર સંસારી દરએક કામકાજમાં મને મદદ આપવાની કબૂલાત આપી હતી, અને તેણીની સાથની સભ્યતા ભરેલી વાતચીત ઉપરથી હું એકદમ તેણી ઉપર મોહીત પડી હતી, અને મારી ઘણી ખુશી હતી કે હું

તેણીને મારી સાથે લઇ જાવું, પણ મારાં બુઝોર્ગ સાસુને ઊપર જણાવેલાં ત્રણ કારણસર કોઈનાં કાચાં કુમારાં બચાંને દુર વેર મારી સાથે મોકલવાનું દરૂસ્ત લાગ્યું નહિ. તેણીની નાદાન વયને લીધે તે કાંઇ મારી બરોબરના સાથી તરીકે ગણાઇ શકાય નહિ, તેણીની ખુબસુરતી પણ તેણાની વિરૂદ્ધ જતી હતી, કેમકે એવી સોહામણી નારને સંભાળવાની ફરજ મારે માથે વધતી હતી, અને છેલ્લે તેણી કુમારી હોવાને લીધે, પારસીઓની વસ્તી વગરનાં દુરદરાજ ગામમાં વરસો સૂધી મારી સાથે પડી રહ્યાથી તે બિચારીનો ઉઠાવ થાય નહિ, અને તે પણ મારાં બુઝોર્ગ સાસુને દરૂસત લાગું નહિ. મારી પોતીકી સગવડ અને સુખનો વિચાર કરતાં આ પુતળાં સરખી સોહામણી "પીરોજા" મને તો બહુ પસંદ પડી, પણ મારા સાસુ મારાં જેટલાં આપમતલબી ન હતાં. તેવણે સપર પેહેલાં તે સુંદર કુમારિકાનાં પોતીકાં કલ્યાણ તરફ જોયું, અને તેમાં તે બાનુને પુષ્કળ નુકશાન હોવાથી તેવણે કેટલીક શીખામણો સાથ તે બાઈને ધિરજથી દિલાસો દઇ પાછી ફેરવી.

ત્રીજી ઉમેદવાર બાનુ એક "સ્કુલ મીસટ્રેસ" હતી. તેઓને પણ સંસારી વસડબોરાનો ઓછો ખ્યાલ ન હતો, તોપણ પેહેલી ઊમેદવારના જેટલી ઇતરાત શીરિયારી તેમનામાં બિલકુલ નહી હતી. તેવણ ઘરસંસારી કંકાસને લીધે પોતીકા ખાવિંદ, માતપિતા, અને સાસુ સસરાની ઊપરવારાં થઈ શેહેતાન ડાબો કરવાની મકસદથી મારી સાથે આવવા માગતાં હતાં, પણ તે વિષેની તેમના ખેશીઓને ખબર પડયાથી તેઓએ મારાં સાસુ આગળ આવી તેમને મના કીધાં હતાં.

કે તેણીને મારી સાથે મોકલવી નહિ. તેણીનો ખાવિંદ મારા બથાર પાસે આવી રડી પડયો કે એ ત્રણ નાના ભુલકાંઓને તજીને તેમની બચરવાલ માતા એ પ્રમાણે નાસી આવવા માગે તેણીને તમો જેવાં સારાં માણસોએ ઉત્તેજન આપવું નાહ જોઇયે. હોય, સંસાર હોય, ત્યાં બોલાચાલી અને કજીઓ કંકાસ તો બધે હોય, પણ તેથી કાંઇ એમ ઘરબાર અને બચ્ચાં છોકરાંને તજીને નાસી જતાં કાંઈ પરવડે નહિ. આ બિના મારા ખાવિંદના પણ ધ્યાનમાં ઉતરી અને તેમના સમજાવવાથી અમોને આ "સ્કુલ મીસટ્રેસ" ને પણ પાછી વાળવાની ફરજ પડી.

ત્રણે ઊમેદવારોનો એ પ્રમાણે નિકાલ આવી ગયો, અને મારી ધારેલી નેમમાં એ પ્રમાણે નાસીપાસ થવાથી મને બહુ લાગ્યું. મને હવે હલકા નોકર નફર અથવા કોઇ અભણ ડોસી ડગરી વગર છૂટકોજ નથી એમ વિચારી હું બલાપો કરવા લાગી, તેટલાં એક દિવસે રાતનું ખાનુ ખાધા પછી અમો ધારા પ્રમાણે સાસુ સસરા સાથે ભેગાં બેશી ખુશનુમા વાતચીતમાં રોકાયલાંહતાં, તે વેળાએ ઉપલી ત્રણે ઉમેદવારોનો સઘળો હેવાલ સાંભળી મારા સસરાજી બોલ્યા કે, "જાહેર ખબરના એવા પછાડા મારવાનું મેલી દેવો, અને હું કહું તેમ ચાલશો તો તમેબી સુખી થશો, અને કોઇ ગરીબ, રાંક અને કમનસીબ બાઇ માણસનેબી સુખી કરી શકશો. અજબ જેવું છે કે તમે લોકો ચાલી ચલાવી ગામમાં જાહેર ખબરનો ઘંઘેરો પિતાવા ગયાં, અને તમારાં નાકના દાંડા આગળની તમારી એક કમનસીબ બેન તરફ તમારૂં ધ્યાન હજી સુધી જઇ શકયું નથી. આપણી ફુઈની સુનઈ વિષે હું તમોને

કેહેવા માગું છું. કેવી મઝાની ખડતલ, મેહેનતુ, અને બધી વાતે નમાની છોકરી છે. બિચારી દસ વરસ થયાં ભર જુવાનીમાં રંડાઇછે ત્યારથી દુનિયાદારીને અકારી કરી પોતીકા એકપુરા દિકરા સાથે પડી છે. જયારે હું તેણીને જોવુંછું ત્યારે મારાં દિલમાં ચુંઠાઇ આવે છે. તેણીની ઘરડી માતાનુંબી ખોદાએ શું ભલું કરશે કે તુરત કાંઈ પૂછપરછ કરી બાછી તેણીને ઠેકાંણે પાડી હતે તો આજે એટલી દુઃખી થતે નહિ, પણ માયબી બિચારી ગૂજરી ગઇ, અને આજે તે બિચારી ઉપર ખાધાનાબી વાખા પડે છે. દિકરો માનમાન અગિયાર બાર વરસનો હશે અને તે મોટો થઈ રળી કમાઇને માયનું ગૂજરાન કરે ત્યારની વાત, પણ હાલ તો તે બિચારી માગી મૂકી, તથા ઘરેઘરનું વહીતરૂં કરીને પોતીકું પૂરૂં કરે છે. ભાયગે તે બિચારીને પચીસ છવીસ વરસ હશે, અને કાજગરી જુવાની તે બિચારી બળીજળીને પૂરી કરેછે. એવાં ખરાં હાજતમંદ નાચાર બેચારને બની શકતું હોય તો સાહય થવાની આપણી ફરજ છે."

આ સખુનો સાંભળી મારાં સાસુએ જરા તનકાથી પૂછયું કે, "એવાએ, પછી તેના એક પૂરા પોટ્ટીયાનું શું થાય? તેને કોણ ઊપર નાખીને જાય?"

"દુવા માગો કે તે એક છોકરો છે અને છોકરી નથી," મારા સસરાએ જવાબ દીધો, "આપણે ઘેર રેહેશે તો શું બારી પડવાનો છે? હાલ એમ તો વગર નોકરીએ દર માસે છોકરાનો ઈસ્કોલનો પગાર અને ચોપડીઓ તેમજ ઘેર ખરચને માટે આપણી ગુંજાસ સુજબ પાંચ રૂપિયા આપણે પુરીએ છીએતો

ખરાં કેણી, પણ આંખમાં શરમવાલાં રાંક માણસોનો ધારો છે કે કાંઈ પણ બદલો વાળ્યા વગર એવી મુફતની સખાવત ઉપર જીવતાં તેમનું મોહોત થઈ જાય છે. કાંકવાલી આપણી એ ગરીબ સગીને એ રીતનો ઓશિયાળો ટૂકડો ખાતાં કેટલું ભારી પડવું જોઈયે તે હું સારી રીતે સમજું છું. આગળ જયારે દર માસે તે બિચારી ચાલી ચલાવીને પોતીકો પગાર લેવા આવતી ત્યારે તેણીનો ઉદાસ ચેહેરો જોઇ મારા દિલમાં ચુંઠાઈ આવતું હતું, અને ત્યારથીજ મેં તેવણુને એ રીતની તસ્દી લેતાં મના કરી ઘેર બેઠાં પગાર પૂગાડવાનો બંદોબસ્ત કીધો હતો. પણ હવે જો તમો તે બિચારીને તમારી સંભાળ તળે લેશો તો તમારી એક સો શીખેલી ભણેલી બાનુઓ કરતાં તે બિચારી તમને હજાર દરજ્જે વધારે ઉપ્યોગી થઈ પડશે. એમબીને એમબી કોઇ પારકાંનેબી તમે લોકો વરતાવવા તો નિકળ્યાં છો કેણી, તો પછી આપણી પોતીકી અને આપણી પુરેપુરી ખાતરીવાલી એક ભલી બાનુને શું કામ ગેરઇનસાફ કરવો જોઇયે. તે કાંઈ છેકજ અભણુ અને વેહેમી નથી. હું જો ભૂલતો નહિ હોવું તો શીરીનની બરોબરનીજ તેણીની ઉમર હશે અને તેઓ એકજ નિશાળે સાથે શીખેલાં હોવાં જોઈયે. વળી કેવી મિલનસાર અને ગરીબ ઓકરાં જેવી છે, તે ઉપ્રાંત ટુંક ઉમરમાં ગરીબાઈ અને ભ્રથારના કવખતનાં મોતથી તે બિચારી દુનિયાદારીના અનુભવમાં ઘડાઈ ચૂકી છે અને મારી ખાતરી છે કે એવી મેહેનતુ, ચંચલ, તથા કેહેનસરની છોકરી તમને બીજી કેયેથીબી મળવાની નથી."

મારા સસરાની આ સૂચના સર્વેને પસંદ પડી. મારાં સાસુને પ્રથમ તે બાનુના એકપૂરા છોકરા માટે ધાસ્તી લાગતી હતી પણ જ્યારે સસરાએ પોતેજ તેને પોતાને ત્યાં રાખવાને જણાવ્યું ત્યારે સાસુબી ઘણાંજ ખુશી થયાં. "ફુઇની સુનઈ" તે કાંઈ ખરેખરજ મારી અથવા મારા ખાવિંદની ફુઇની છોકરી ન હતી, તે મારા સસરાની દુરની સગી થતી હતી. તેણીનાં મા ગામના ફુઇ ગણાતાં હતાં, અને તે ઉપરથી પોતીકાં ઓળખાણ પિછાણમાં તેમની આ કમનસીબ દિકરી "ફુઈની સુનઇ"ને નામે ઓળખાતી હતી. "સુનઈ" જાતે ઘણી હસમુખી, ઢોંગી, અને રમુજી હતી. જેટલી તેણી મેહેનતુ, તેટલીજ ખુશ મિજાજી પણ હતી પણ માઠાંભાયગે ઉપરાસાપરીનાં દુખે તેણીનું જીવતર બાળી નાખ્યું હતું. તેણીના જનમની ત્રણ માસ અગાઉ તેણીએ પોતીકા પિતાને ખોહ્યો હતો. માતાએ અસલના જંગલી ધારા પ્રમાણે તેણીને નવ દસ વરસમાં પરણાવી હતી. તેણીનો ભથાર એક અભણ અને ઉડાઉગીર જુવાનિયો હતો તે છતાં ભથાર તરફની તાબેદારીમાં તે બિચારી પોતીકું સુખ માનતી હતી. તેરમે વરસે તેણીએ એક છોકરીને જનમ આપ્યો હતો પણ તે વરસ દહાડાની થવા પામી ન હતી. ચૌદમે વરસે તેણીએ એક છોકરાને જનમ આપ્યો હતો, જે હાલ દસ અગિયાર વરસનો થયલો હતો અને જેની અંદર તે બિચારીની આ જહાનની સઘળી દોલત, સુખ, અને જીવ ભરેલો હતો. આ દિકરો માનમાન બે વરસનો થયો હશે તેટલાં તેનો પિતા એક ભયંકાર અકસમાતથી મરણ પામ્યો અને ત્યારથી તે

બિચારો બાપ વગરનો અને ફુઇની સુનઈ ભથાર વગરની થઇ. એ રીતે જોતાં "સુનઈ" બિચારી સોલમે વરસે વિધવા થઇ હતી. આવી જુવાન જોત રંડાયા પછી તેણીની માતાએ તેણીને ફરીથી ઠેકાણે પાડવા સારૂ જોર મારવામાં કશું બાકી રાખ્યું ન હતું પણ તે બિચારીનાં નસીબજ નાનાં હતાં. રંડાયા પછી વરસ દહાડામાં તે માતાબી મરણ પામી અને એ રીતે આ જુવાન બાનુ પોતીકાં નાનાં બાલક સાથ આ દુનિયામાં સબરદબર આસરા વગરની થઈ પડી હતી. ત્યારથી મારા સસરા તેણીને અવારનવાર પૂછતા પરછતા હતા, સરઅવસરે પોતીકે ત્યાં બોલાવતા હતા, અને તેણીના એકપુરા બેટાનો સઘળો નિશાળનો ખરચબી પોતેજ આપતા હતા. આવી કમનસીબ પણ ભલી બાનુ તરફ અમારૂં પેહેલું ધ્યાન મારા સસરાએજ ખેંચ્યું અને અમોએ બીજેજ દિવસે તેણીને બોલાવી મંગાવી તેણીની નોકરી માટે માગણી કીધી. આ માગણી સાંભળતાંજ તેણીનો દીબો ભરાઇ આવ્યો અને એકદમ રડી પડીને તે બોલી, "મારાં એકપુરાં ફરજંદને હું કોણને સોંપીને આવું?" મારાં સાસુએ તેણીને તરેહવાર દિલાસાઓથી ઠંડી પાડી અને સધિયારો આપ્યો કે તેણીના એકપુરા બેટાને તેવણ પોતીકી આંખ આગળ રાખી પોતીકાંજ ફરજંદની મિસાલ સંભાળશે અને મારી તેમજ મારાં દેરાણી જેઠાણી તરફથી પણ તે માટેની ખાતરી મળતાં "ફુઇની સુનઇ" મારી સાથે આવવાને કબૂલ થઈ હતી.

---

## પ્રકરણ ૫૫.

### "અમે અમારે ગામે જઇએ—બાઇ રામ રામ છે."

પ્યારી બેનો,

"ફુઇની સુનઇ" અમો સાથ આવવાને કબૂલ થઈ ત્યાર પછી અમારી મુસાફરી માટે વિલંબ લગાડવાનો કશો સબબ ન હતો, મારા ભ્રથારે ત્યાર પછી અમારી કુચનો દિવસ નક્કી કીધો અને સાસુના હુકમથી હું બે દિવસ મારાં માતપિતાને ત્યાં રહી આવી. મુંબઇથી ઉપડવાની એક દિવસ આગમજ માબાપને મળી ભેટીને સાસરે પાછી ફરી અને આવીને જોવું છું તો અણીથી તે પણી સૂધીની સઘળી તૈયારીઓ થઈ ચૂકી હતી. "ફુઇની સુનઈ" પણ પોતીકા એકપુરા દિકરા સાથ એક દિવસ આગમજથીજ પોતીકાં કપડાંચપડાં લઇ મારે સાસરે રહેવા આવી હતી. રાતનું ખાણું ખાધા પછી થોડોવાર ધારા પ્રમાણે હસ્યાબોલ્યા પછી સસરાના હુકમથી સર્વે તે દિવસે સકારાં પોહોઢવાં ગયાં હતાં, અને બીજે દિવસે સવારના પોહોરમાં સપર પેહેલાં સાસુ ઉઠીને આખાં ઘરમાં ઢમાલ ચલાવા લાગ્યાં. આખા ઘરમાં ઓરડે ઓરડે અને ઊંબરે ઊંબર તેવણે ચોક પુરાવ્યા, બારણે બારણે નવી તોરણો ટંગાવી, અને ઘરમાં એક સાલગરીના જેવી ધામધુમો થવા લાગી. નાસ્તાને સારૂં સેવ ઓસાવી હતી. અને બપોરને સારૂં સધરાંનાનું રંધાવ્યું હતું. મારા ભ્રથારને ત્રણ ત્રણ દિવસ થયા તેમના મિત્રો ખાણાં આપતા હતા તે છતાં તેવણ પોતીકા સઘળા મીત્રો અને મુંબઇનાં ઘરાકોને મળી પરવાર્યા

નહિ હતા અને તેથી મુસાફરીને દિને પણ સવારથી બાકી રહેલી મુલાકાતો માટે પધાર્યા હતા. ઘરનું ધારા પ્રમાણેનું કામકાજ થઇ ચૂકા પછી સાસુએ પોતે ઉલટથી નવાં કપડાં બદલયાં હતાં અને ઓંહોંશ ઉપર ઓંહોંશ કરી સઘળી વહુઓ અને પોતીકી દિકરીને પણ બદલાવ્યાં હતાં. જોકે સાસુ અમને મોકલવાને પેહેલે નાખુશ હતાં તોપણ અમારી મુસાફરીને દિને આખાં ઘરમાં તેવણના જેવું ખુશી બીજું કોઇ પણ જણાતું નહિ હતું. આખો દિવસ તેવણ હસતાંને હસતાંજ અને ખુશ મીજાજમાં જણાતાં. ગમગીની, ઉદાસી કે ચિંતાનાં કાંઇ પણ ચિન્હો તેમના ચેહેરા ઉપર જણાતાં નહિ હતાં. તે દિવસે ખસુસ કરીને મારી ઉપર તો તેવણ ફીદા ફીદા હતાં અને તે એટલે વેર કે મારા ધારવા પ્રમાણે મને જનમ આપનાર મારાં વાહાલાં માતાજી વટિક એટલું બધું વાહાલ મારા ઉપર બતલાવી શકતે નહિ. માય કાંઈ વિસરતીનાં, માય ફલાનું લીધું, માય ચીનું લીધું, એ રીતના હજારો સવાલોથી તેવણ કેટલીકવાર ખરેખરી હાજત જોગી ચીજોની એવી તો આબાદ યાદ આપતાં કે જે વગર ખરેખર અમને મુસાફરીમાં ઘણું ખમવું પડતે. તે દિવસે સાંજે છ વાગેની "મેલ ટ્રેન"માં અમો બોરીબંદર ઉપરથી ઉપડનાર હતાં, એટલા માટે બપોરનાં માત્ર સસરા સીવાય અમો સઘળાં ધારા પ્રમાણે સાથેજ બેસીને જમ્યાં. સાસુ સસરાનાં પનોતાં ઘરનું એ અમારૂં છેલ્લુંજ જમણ હતું. તે દિવસે સસરા પોતે બજાર ખરીદી લાવ્યા હતા અને સેવ, દહી, કેરાં, મોરૂં ઘાનદાર, મોટી મોટી માગનનો પાટિયો, ઈત્યાદી તેવણનીજ વરદીથી રંધાવ્યું હતું.

વળી તે ઉપરાંત અમારી સાથે આપવા સારૂં બજાર મધેથી-જ જાત જાતની ફ્રુટનો એક કંડિયો પેક કરાવીને લાવ્યા હતા. માઠાં ભાયગે તે દિવસે વેલાતના મેલનો દિવસ હોવાથી સસરાને આખો દિવસ આફીસમાં રોકાઇ રહેવું પડયું હતું, તે છતાં તેવણ ચાર વાગતામાં સીનોરની પોતીકી બે ગાડીઓ લઈને નિકળી આવ્યા હતા. સીનોર તથા તેની મડમે અમો માટે સુગંધી ફુલોના બે તુરા મોકલી આપ્યા હતા. સાંજે ચાહ પાણી કીધા પછી મારાં સાસુએ પોતીકે હાથે પેહેલાં મને સેશ ભરી સઘળાં કપડાં બદલાવ્યાં, પોતીકી તરફથી એકત્રીસ રૂપિયા પેહેરાવ્યા અને "હીરાં માસીએ" જુદી સેશ સાથ અમો માટી બઇયેર માટે એકવીસ એકવીસ રૂપિયા જુદા મોકલી આપ્યા હતા તે પણ અમને પેહેરાવ્યા. મારા ભથારે પ્રથમ સેશ ભરાવાની આનાકાની કીધી પણ જરાબી ચિરડાવા વગર ખુશ મીજાજમાં સાસુએ હસ્તે ચેહેરે ડોળા મૂરકી દમામથી તેમને ધમકાવતાં હોય એવો ધસોરો મૂકયો કે તુરત તેવણ પણ એક ગરીબ બકરીની માફક ચાલીને આવ્યા. સર્વેની હસાહસ વચ્ચે સાસુએ તેવણને તેમની ઓાં-હોંસ ઉપરાંત કપાલ ઉપર એક મોટો તીલો કીધો, તેમના હાથમાં નારિયળ આપ્યું અને એકત્રીંશ રૂપિયાનું એક બીજું પડીકું તેમના હાથમાં મેલ્યું અને ત્યાર પછી ખોટાં દીલથી નહિ પણ ખરેખરાં જીગરથી એવા તો ઓવરણા લીધા કે આંગળાંના સાંધે સાંધાઓએ કરરર દઈને તેની ગુવાહી પુરી. મને જોકે પેહેલાં સેશ ભરી પેહેલાં ઓવરણા લીધા હતા તો પણ એમાંના અરધા કતકા પણ ફૂટા ન હતા. મારા ભથારની

અહેબાઘ કરીને હું કાંઇ એ બીના જણાવતી નથી, પણ એ ઉપરથી વાંચનારી બેનીઓ જોશે કે પોતીકાં પેટના દિકરા દિકરી માટેનો એક માતાનો પ્યાર ઓરજ ચીજ છે. સાસુ સેશ ભરી રહ્યા પછી નણંદ, તથા દેરાંણી જેઠાંણી તરફથી અમને ઓવરણા લેવાની ઢમાલ ચાલી, તેમાં કેટલાક ખરાં દિલનાં, અને કેટલાંક તદન દિલ વગરનાં આસપાસનાઓને બતલાવવાનાજ હતા. મારાં નણંદે અમને બેઉને પાંચ પાંચ રૂપિયા પેહેરાવ્યા અને તેના બદલામાં મારા ભથારે પોતીકી આ પ્યારી બેનના હાથમાં સર્વની હરૂસે એકત્રીશ રૂપિયાવાળું એક પડીકું સેરવી દીધું. બરોબર પાંચ વાગે સીનોરની બેઉ ગાડીઓ ભરીને અમો બોરીબંદરનાં સ્ટેશન ઉપર જવા નીકળ્યાં. મારા સસરા એક કલાક આગમજથી અમારો અસબાબ ચહડાવવાને પધાર્યા હતા. સ્ટેશન ઉપર જઇને જોઇયે છીયે તો મારાં બેનો બાવામાય સાથે આવીને અમારી રાહ જોતાં હતાં. વળી ગાડી મધેથી ઉતરીયે તેટલાંજ નહી ધારેલાં હીરાંમાસી ભાખરાનાં પરીકાં સાથે પોતીકી ગાડી મધેથી ઉતરતાં જણાયાં. તેવણ પોતીકાં બેનને દિલાસો દેવાની મકસદથી આવેલાં હતાં, પણ મારાં સાસુને ઠંડે કલેજે હસતાં અને ઉલટમાં આવેલાં જોઇ તેંવણ વધારે ખુશી થયાં હતાં. સાસુની હાલતનું સઘળું માન હીરાંમાસીનેજ ઘટેછે. અમને મોકલવાની હિમાયત કરતી વેળાએ તેવણેજ શીખામણ આપી હતી કે, “દિકરા દિકરીને રવાને કરતી વેળાએ જો આપણે રડીયે બળીયે તો સામા તેમને તેથી અપસગન થાય છે.” અને હીરાંમાસીનો એ વિચાર મારાં વેહેમી સાસુનાં મગજ ઉપર જબરો

ઠસી ગયો હતો, અને તેથીજ તેવણ છાતી ધાડી કરી સવારના પોહોરથીજ હસતાં ઉઠયાં હતાં.

પણ મારા સસરાની હાલત જૂદીજ હતી. તેવણ સવારથી અમારે માટેની સેંકડો તૈયારીઓમાં ગુંતાયા હતા. તોપણ તેમના ચેહેરા ઉપર ઉદાસીના ચિન્હો સ્પષ્ટ રીતે જણાઇ આવતાં હતાં. તેવણ અમને મોકલવાને પેહેલેથીજ ખુશી હતા, અને જો કે તેવણ બુઝોર્ગ વયના એક મરદ હતા તોપણ પોતીકા દિકરાઓને કદી પણ આંખ આગળથી ખસાડેલા નહિ તે ઉપરથી આવી વેળાએ તેમને પુષ્કળ લાગતું હતું. તેવણ અમારી આગમજ અસબાબ ચઢાવા ગયલા હતા અને તે વેળાએ યાદ આવવાથી એક મિઠાઇની ટોપલી તથા “સોદા લેમન” ની થોડીક બાટલીઓ પણ ગાડીમાં કામ લાગે એવું વિચારી લઈ આવ્યા હતા. અમારી ટીકીટ પણ તેવણજ ખરીદી લાવ્યા. એક તરફથી ગાડી ઉપડવાની દશ મિનીટ આગમજનો ઘાંટ વાગવા લાગ્યો, અને અમો એકબીજાંથી જૂદાં પડવાની તૈયારી કરવા લાગ્યાં. હું મારાં માતાજીને તથા બેનોને અને ત્યાર પછી વારા ફરતી મારી દેરાંણી, જેઠાંણી, નણુંદ તથા સાસુજીને ગળે વલગી—મારી પોતીકી આંખોમાં પાણી આવી ગયાં—તે જોઇ મારાં માતાજીએ પોતીકી આંખોમાં રૂમાલ ચાંપ્યો,—મારી બેહેનોની આંખો દોહોવાઇ આવી હોય એવો રંગ પકડવા લાગી—હીરાંમાસીએ તે જોઇ ધસોરો મુકયો કે “એ શું ચેડાં”—તે છતાં મારાં રાંક અસરાફ સાસુ અજબ જેવી હિમત રાખી શકયાં. મારા પિતાજીએ મારી પીઠ પસવારી મને આશીરવાદ દીધા. મારા ભ્રથારે

મારા પીતાજી તથા પોતીકા ભાઇઓ સાથે સેકહેંડ કીધા પછી પોતીકાં બુઝોર્ગ માતાજીને તેવણે પણ કોટી કીધી પણ જયારે તેવણ પોતીકા બુઝોર્ગ પિતાજી સાથે બગલગીરી કરવા લાગ્યા તે દેખાવ જોતાંજ ફરીથી મારી આંખો ભીંગાઈને તરબોર થઈ ગઇ. મારા ભ્રથારને કાંઇ પણ લાગતું હોય એવું જણાયું નહિ પણ મારા સસરા જયારે વાહાલા બેટા સાથની બગલ-ગીરી કરી જૂદા પડયા ત્યારે તેમની આંખો મધેથી બે ત્રણ આંસુ ટપકતાં મેં જોયાં પણ તેવણ તુરત મોંહો ફેરવીને જરા દૂર ચાલી ગયા તે ઉપરથી તે બીજાં કોઇનાં જોવામાં આવ્યાં નહી હશે. છેલ્લે ફુઇની સુનાઇને મારે ભુલી જવી નહિ જોઈયે. તેણીએ પોતીકા હાવાઈ નવાઇનાં એકપુરા દિક-રાને ચાંપીને કોટી કીધી અને પછી તેનું પાંખડું પકડીને પ્રથમ મારાં સાસુને સ્વાધીન કીધું તથા ત્યાર પછી મારા સસરા આગળ જઈ તેમને કહ્યું, "બાવા, બાપ વગરનું આ બચ્ચું તમારે આધારેછે અને એની ઉપર ઘટતી દેખરેખ રાખશો તો ખોદા તમારૂં ભલું કરશે, તમારી રોજીમાં વધારો કરશે અને તમને લાંબા જી આપશે." મારા સસરાજીએ તેણીને સધિયારો આપ્યો કે, "તમારે કશી ચિંતા કરવી નહિ, જેઓની સંભાળ મારાથી લેવાઇ શકાતી હોય તેમનેજ હું મારાં મુકામનો આસરો આપુંછું અને નહિ તો સાફ ના પાડુંછું. વળી આપણો ઉપકાર એકતરફી નથી પણ અરસ-પરસનોછે, તમે મારા ઉસ્તાદ તથા શીક્ષામાંયની સંભાળ લેશો તેના બદલામાં તમારાં તેંગનને સંભાળવાની મારી ફરજ છે." આ સધિયારાથી "ફુઈની સુનઈ" ઉપર એટલી તો અસર થઇ કે તેણીના ચેહેરા ઉપરથી સઘળી ઉદાસી વિજળીના

ચમકારાની મિસાલ તુરત ગુમ થઈ ગઇ. ગાર્ડે દોડાદોડી કરવા માંડી, ગાડીના બારણાઓ બંધ કરવાની તૈયારી ચાલી, તે વેળાએ બાનુઓ માટે અલાયદો વર્ગ રાખવામાં આવતો ન હતો અને તેથી હું મારા ભ્રથાર તથા ફુઈની સુનાઇ સાથેજ સેકંડ કલાસમાં બેઠી. અમને ભાંયખલા વેર મૂકવા આવવા સારૂ અમારી ગાડીમાં મારા પિતાજી તથા દેરો પણ બેઠા. બાનુઓ ગાડી ઉપડવાનો વખત થવાથી અમારી ગાડીથી દુર જઇને ઉભી હતી પણ મારા સસરા ગાડીનું કડું પકડીને ઉભા ઉભા તે છેક નવો "ચેતવણીનો" ઘાંટ વાગો, ગાર્ડે પોતીકી નાની સીસોડી ફોડી, "ઓલરાઈટ"નો પોકાર કીધો, એનજીને વધારે મોટેથી ચીચારી પાડી અને કીડીની મિસાલ અંદર બેઠેલાંઓને માલમની ન પડે તેમ જયારે અમારી ગાડીના પૈડાંઓ ફરવા લાગ્યાં ત્યારેજ મુરબ્બીજી સસરાએ ગાડીનું કડું છોડી બોખરે અવાજે છેલીવાર અમને કહ્યું કે, "દિકરા આવજે, માય આવજે, પોહોચતાંના વારમાં તુરત તાર કરજો."

---

## પ્રકરણ—૫૬.

## છેલ્લી ઘડીએ સસરાજીએ આપેલી યાદ.

પ્યારી બેનો,

મુંબઈથી ઉપડતી વેળાના મારા હેવાલમાં હું એક અગત્તની બીના જણાવતાં ભૂલી ગઇ હતી. અમારી ગાડીનું કડું પકડીને મુરબ્બીજી સસરાજી અમો આગળ ઉભેલા હતા ત્યારે અમને તરેહવાર ચીજોની યાદ આપતાં તેવણે પૂછયું

"શીક્ષામાએ ભણવાની ચોપડી બોપડી લીધી છે?" આ સવાલ સાંભળતાંજ ગભરાટથી ફીકિ પડી જઇ મેં મારા ભ્રથાર તરફ જોયું અને તેવણે મારી વતી જવાબ દીધો કે, "મેં તો કાંઇ લીધી નથી." મને પણ શરમીંદગી સાથે કબૂલ કરવું પડયું કે, "હું પણ તે લેતાં ભૂલી ગઇ છું." આ ભૂલ માટે વધારે મને હીણું એમ લાગ્યું કે મેં મારી વાંચવાની અને અભ્યાસની કેતાબો ધ્યાન રાખીને લીધી હતી અને દરરોજ ઓછાંમાં ઓછી બે વાર ખાસ જરૂરની કેતાબ તેજ હું ભૂલી ગઇ હતી. પણ આ ભૂલથી અમારાં નસીબમાં મુરબ્બીજી સસરાજીને મોઢેની બે મીનિટની એક છેલ્લી વાયજી સમજવાનું લખેલું હતું, અને તેથી અમોએ તેવણને મોઢે સાંભળ્યું કે "જોવો માય, હાલની તમારા ભ્રથારની નોકરી, જાહોજલાલી, અને ચહડતી દશા, એ સઘળું માત્ર તમારી રાત દિવસની નેક મનશાનીની બંદગીને લીધેજ છે. પણ યાદ રાખજો કે એ બંદગી ઉપરથી જયારેબી તમોએ મન ઉતારો કીધો એટલે તુરત નસીબનું ચકર ફેરવાઇ જતાં કશો વિલંબ લાગવાનો નથી. ચહડતી દશાએ પૂગતાં ઘણો વખત લાગેછે—તે માટે ઘણી મેહેનત, ઘણી હુશિયારી, ઘણો અભ્યાસ, અને ઘણી ઓજરખાઇ ભરેલી બંદગીની અગત પડેછે પણ ખોદાને નારાજકરી તેની ખફગીમાં આવ્યા પછી બુલંદમાં બુલંદ હાલત ઉપરથી તુટી પડતાં એક પલનો પણ વિલંબ લાગતો નથી. હમણાં તલગ તો તમો હમારાં છત્ર તળે હતાં, પણ હવે જયારે તમો સ્વતંત્ર જીંદગી ગુજારવાને જાવો છો ત્યારે આગળ કરતાં વધુ જરૂરનું છે કે તે હાલતમાં ખોદા તમને નિભાવે અને તમારૂં રક્ષણ કરે એટલા ખાતર તમોએ તે સાહેબને પલકે

પલક વધુ યાદ કરી તેની તરફની મદદ અને સાહેતા ચાહાવી જોઇયે—લેવો માય હાલ તરત તો મારાં ખીસા મધેની આ નાની કેતાબ તમો પાસે રાખો, અને હું કાલને કાલ તમો બન્નેની ભણવાની ચોપડીઓ ટપાલ મારફતે મોકલી આપીશ."

સસરાજીની આ વાએજથી મારા ખાવિંદને પણ કેટલુંક ખસિયાણું લાગ્યું અને ભાયખલાનું સ્ટેશન મૂક્યા પછી જ-યારે મારા પિતાજી અને દેરોથી અમે છૂટાં પડયાં ત્યારે લાંબો વખતવેર અમો માટી બઈયેર સસરાજીની આ વાયજ ઉપર વાદવિવાદ ચલાવા લાગ્યાં. મારા ખાવિંદે કબૂલ કીધું કે તેવ-ણુ જાતી શોખથી અને ખરાં એકીનથી ઘેરમાં બદગી કરતા નહિ હતા. ઘેરમાં માત્ર સર્વેનો બંદગી કરવાનો સરેસ્તો હતો અને તે સરેસ્તાની રૂહે પોતીકા ખોદાના કરતાં પોતીકા મુર-બ્બીને વધારે રાજી કરવા ખાતર તેવણ બંદગી કરતા હતા, અને તેવણે ધાર્યું કે હવે નવે ગામના નવા મુકામમાં તેવણ પોતેજ મુરબ્બી અને શેઠ હોવાથી, તેવણને ત્યાં બંદગીની ફરજ પાડનાર કોઇ મળશે નહિ, અને તેથી ભણવાની ચોપ-ડીની કશી અગત પણ પડશે નહિ. માત્ર એજ વિચારથી, જોકે તેમને યાદ હતી તે છતાં, તેવણે ભણવાની ચોપડી સા-થે લેવાના અખાડા કીધા હતા. તેવણને મોઢેનો આ ખુલાસો સાંભળી હું જરા પણ ખુશી થઈ નહિ. મને આ ખુલા-સાથી ઘણું દુ:ખ લાગ્યું. હું પોતે કાંઇ પેહેલેથરથીજ ભણ-નાર ગણનાર નહિ હતી, પણ મારે પનોતે સાસરે પગ મૂ-કયા પછી ત્યાંના એક ચાલુ રવૈયાથી મારૂં ધક પેહેલવેહેલું ખોદાની બંદગી ઉપર લાગ્યું હતું. થોડાજ માસમાં મેં તે બંદ-

ગીના ગેબી લાભો જોયા. એક નાદાન અને છોકરવન વયનાં મારાં ચિબાવલાંપણાંઓ રફ્તે રફ્તે નાબૂદ થતાં ગયાં, તેમાં હું મોટી ખુબી મારી બંદગીનીજ વિચારતી હતી. મારી તનદરોસ્તીમાં પણ તેથી ઘણો ફાયદો થયો. મારી સહીઓ વારંવાર અજાયબી સાથ મને પૂછતી કે, "અરે શિલા, તું કાંઈ આગલ એટલી બધી ખુબસુરત દેખાતી નહિ હતી પણ પરણ્યા પછી એટલી બધી ગોરી શાથી થઇ?" ખરેખર જોતાં તો હું કાંઈ આગળ કરતાં વધુ ગોરી થઇ નહિ હતી, પણ ધણી અને સાસરાંના સુખ, ચીંતા ફિકર વગરનો નભરવસ જીવ, તથા ખોદાની વિશેષ મેહેરબાનીથી મારી અસલ તનદરોસ્તીમાં મોટો ફરક પડયો હતો, અને તે સુધરેલી તનદરોસ્તીને લીધેજ મારો ચેહેરો વધુ ખુબસુરત નહિ પણ વધુ ખીલેલો, ભરેલો, તનદરોસ્ત દિસતો હતો, અને એટલા ફેરફારથી મારી સહીઓ અજબ થતી. મારી હાલતમાં થયલા આવા દેખઇતા ફેરફારથી મારૂં બંદગી ઉપર મજબુત એકીન બેઠું હતું. વળી આગળ મુરબ્બીઓની શીખામણો મને ઝેર જેવી કડવી લાગતી હતી તેને બદલે રાત દિવસની બંદગીની ટેવ પછી મારા વિચારો એટલા બધા બદલાઈ ગયા કે મારાં સાસુ સસરાના બોલે બોલને હું માન આપીને ચાલતી. તેમના હુકમો માથે ચહડાવતી, અને કોઇબી રીતે પોતીકાંજ સુખનો વિચાર નહિ કરતાં, પારકાંઓને રાજી રાખી તેમના સુખમાં આપણેબી સુખી થવું એવા ઉતમ નિયમ ઉપર ચાલવાને હું શીખી હતી. જે બંદગીએ મારી હાલત અને આચાર વિચારમાં એટલોબધો ફેરફાર કીધેલો, અને જે બંદગીની ખુબીથીજ મારા હરાંમ હાડ-

કાંઓ કસાતાં અને મેહેનતુ થયાં હતાં તેજ બંદગીને જીંદગીની છેલ્લી ઘડી તલક નહિ વિસરવાનો મારો ઠેરાવ હતો, અને તે છતાં ઉપલી મુસાફરીને દરમિયાન હું શી રીતે ભણવાની ચોપડી લેવાને ભૂલી ગઇ તેની મને સમજ પડી નહિ. મેં ઉપકાર સાથ સસરાજીની પાકેટ બુક કબુલ રાખી અને વાહાલા ખાવિંદને પણ આએ રસ્તે સસરાજીની છેલ્લી વાયજ ઉપર મારી તરફની સહરે ચલાવી સારી રીતે સમજાવ્યું કે "ખરેખરી બંદગીની જરૂર આપણને તો હવેજ છે. એક દિનચુસ્ત અને ઇમાનદાર મુરબ્બીના છત્રની સાહેતાતળે જ્યાંસુધી આપણે હતાં ત્યાંસુધી તો તેમની બંદગી આપણી આડે આવી આપણું રક્ષણ કરતી હતી, પણ હવે જેમ દુનિયાદારીમાં પોતીકે આધારે રહેવાની આપણે માથે ફરજ આવી પડી છે તેમજ તેજ દુનિયાદારીની આપણી ઉમેદો બર લાવવા ખાતર આપણે તે સાહેબનોજ આસરો પકડવો જોઇએ." મારી આ સમજાવટનું પરિણામ એ આવ્યું કે મારા ખાવિંદ વખત મળેતા દરરોજની બંદગી ચાલુ રાખવાને કબુલ થયા હતા.

## પ્રકરણ—૫૭.

### "બે દિવસનો આગ ગાડીની મુસાફરી."

પ્યારી બેનો,

અમો મુંબઇથી સાંજે છ વાગે ઊપડેલાં ત્રીજે દિવસે સાંજે બરોબર વખતે વખત ધારેલે ઠેકાંણે જઇ પુગ્યાં. લાગત બે દિવસની મુસાફરીથી અમો હાકીને લુસ થઈ ગયલાં હતાં, તોપણ ખોદાની મેહેરબાનીથી ચોમાંસાંની મોસમ હોવાને લીધે આખે રસ્તે ઝાઝો તાપ અથવા ધુમાડાનો કશો પણ કંટાલો ન હતો. થોડોજ વખત વેર મારમારનો વરસાદ નડયો હતો, પણ ગાડીની વધુ મુસાફરી ઝરમર ઝરમર થતા વરસાદની ઠંડી લેહેકી વચ્ચે પસાર કીધી હતી. અમારી ગાડીમાં ઊતારૂઓની પણ ઝાઝી ગીરદી નહિ હતી. કેટલાક રાંક હિંદુ મુસાફરો અમો બાઈ માણસોને જોઈ પોતાની મેળે પાસેના "કમપાર્ટમેન્ટ" માં બેસતા હતા. એકાદ બે ચલેજાવજી જેવા પારસી જુવાનિયાઓ ખામખા અમારી ગાડીમાં ઘુસ્યા હતા, પણ પાછળથી તેમને પોતાનેજ અમારી હાજરી પાળવી નહિ, કેમકે અમારે લીધે તેમનું હસવા બોલવાનું અને ખરેખરૂં બોલું તો "ટાંસવાનું" બંધ પડી ગયું હતું, અને તેથી તેઓ બે ત્રણ કલાકવેર સાથે મુસાફરી કીધા પછી અમોથી જૂદા પડી બીજી ગાડીમાં જઇને બેઠા હતા. એકાદબે ઇગ્રેજો ધરપચમાં અમારી ગાડીમાં બેસવા આવ્યા હતા, પણ બિચારા એક લાયકીવાલા ગાર્ડે તેમને સમજાવ્યાથી

તેઓ પણ ભલા માણસ હોવાને લીધે જુદા જઇને બેઠા હતા' પણ એક તિસમાલખાં મીયાંજી જેમને માથે "કસબી ચલમ" લટકાવેલી હતી, અને જેમના પોશાગનો ઠાઠ માઠ, તાણીતોડીને બાહર કહાડેલી છાતી, મુછોના આંકડા, મેંદીથી રંગેલા હાથના નખો, ગુચ્છાના બાલોને કાલી કાંહાંસકીની મિસાલ પોહોળા કરી કોસમેટીક યા ખુપરાંથી કપાલને વળગાવવાની ઢપ, એ સઘળું બતલાવતું હતું કે તેવણ પોતાને કોઇ બંડખામાં ખપાવા માગતા હતા, તેમના વાસકુટને સોનાનાં બટન હતાં, અને પિતળના છેડા સાથનું એક "રોસકોપ" નુ રાઠોડ ઘડિયાળ તેવણ પલક પલક કાહાડીને જોતા હતા,—તેવણ છેક ચાલતી ગાડીએ ગભરાટમાં અમારી ગાડીમાં થબી ગયા હતા, પણ તેવણે જયારે અમને તે ગાડીમાં જોયાં ત્યારે મારા ધ્રધાર પાસે માફ માગી બીજાં સ્ટેશન ઉપરથી ગાડી બદલવાની પોતાની મરજી બતલાવી. આ તેમની લાયકી માટે મારા ખાવિંદે તેમનો ઉપકાર માન્યો અને તે ઉપરથી તેવણ આ મીયાંજી સાથે વાતમાં રોકાયા. મીયાંજી "બારા કોસકા માડવ"ના સરખી એવી એવી તો તોપ ચલાવતા હતા કે તે સાંભળતાં અમારો પણ વખત સોહોલાઇ ગયો. મારા ધ્રથાર તેમની સઘળી દફાંસ સમજતા હતા, તોપણ લાયકીને અર્થે તે સઘળું ખરૂંજ માનતા હોય એવી અજાયબી સાથ તે સાંભળતા વળી અમો પણ ગુપચુપ મીયાંજીની દફાંસ સાંભળતાં હતાં અને તેથી મીયાંજી વધારે ઉલટમાં આવી એવી તો સીફતથી સરાઘાત ચલાવતા કે જાણે એ ઘડી સાંભળયાજ કરીયે. આવી દફાંસ વચ્ચે ચાર કલાકનો એક ટપ્પો કેવી રીતે પસાર થઇ ગયો તે પણ અમો સમજી શકયા,

નહિ. બીજાં સ્ટેશને મીયાંજી ઉતરી ગયા પછી અમોને મીયાંજીની દફાંસ ઉપર હસવાના પુષ્કળ ભાવ પડીયા. “ફુઈની સુનઇ” પોતીકાં એકપુરાં ફરજંદને મુંબઇ છોડી આવવાના બલાપામાં ગૂપચૂપ બેસી રહી હતી તેણીની પણ જબાં હવે ઉપડવા લાગી. મીયાંજીની એક એક વાત જેમ અમોને યાદ આવતી ગઈ તેમ તેમ તે ઊપર હસવાના ભાવ પડતા. સારાં ભાયગે રાતની વેળાએ અમારી ગાડીમાં કોઇ પણ પારકા ઉતારૂ નહિ હોવાથી અમોને નચિંતાઈથી ઉંઘ કાહાડવાને પણ બની આવ્યું હતું, પણ મારા ભ્રથારને આખી આખી રાત વેર બેસીને અમારી ચોકી કરવી પડતી હતી. આ ઊજાગરાનો બંગ તેવણ દિવસનાં પોતીકી બેઠક ઉપરજ લાંબા પગ કરી બેસીને વાળી નાખતા હતા. માત્ર ચાહે કારી સિવાય બે દિવસમાં અમોને સ્ટેશન ઉપરનાં રીફ્રેશમેન્ટ રૂમો મધેથી કશું પણ ખરીદવું પડયું નહિ. અમારી સાથનું ભાતિયું અને સુકું પાકું એટલું બધું હતું કે બેને બદલે ચાર દિવસ પણ ચાલી શકતે, પણ તે સઘળું અમો માટીબઇયેર માટે નકામું હતું. જેમ મને તેમજ મારા ભ્રથારને કાંઈ પણ “અચરકચર” ખાવા ગમતું નહિ હતું. ટાઢું ગોરા, ટાઢી માછલી, ટાઢી મરઘી, ઇડાંના ટાઢા પોરા, ટાઢા કટલેસકવાબ, એ સઘળું સાસુએ અમારે ખાતર તૈયાર કરીને આપ્યું હતું, પણ તેમને તો અમોએ આંગળી પણ લગાડી નહી હતી. એ સઘળું “ફુઇની સુનાઈ” ખુશીથી ખાતી, પણ તેણીના સરખી દસને ચાલે એટલું બધું તે હતું. અમો માટીબઇયેર માટે થોડુંક માખણ, વેલાતી જેલીનાં ટીન, મુંબઇની તાજી બિસ્કીટ, પીયરસનાં પાંઉ, સસરાજીએ મૂકેલી કેકની ટોપલી, અને હીરાં

માસીને હાથના મકરૂમ જેવા ભાખરા, સાંજ સવારની સ્ટેશન ઉપરની ચાહા કાફી સાથ પૂરતું હતું. આઇસ, સોડા અને લેમનથી પાણીની ગરજ સરતી હતી તોપણ હાથ મોઢું ધોવા ખાતર પાણીનો એક કુંજો સાસુએ ઓંહોંસ કરીને આપ્યો હતો અને તે અમોને ઘણો કામ લાગ્યો હતો.

મારા ભ્રથારે ગાડીમાં સોહોવાવા ખાતર પોતાની સાથે "સેમ્યુઅલ વોર્ન" ની "ધી ડાયેરી ઓવ એ લેટ ફીઝીશિયન" નામની ડાકટરને લાયકીની જૂદી જૂદી વાર્તાઓની એક રસીલી કેતાબ લીધી હતી અને તેવણ ઘણીવાર એ ચોપડી હાથમાં લેઇ વાંચતા વાંચતા ઊંઘઈ જતાં હતા, અને અમો તેવણને રાતની ચોકી ખાતર એ પ્રમાણે ઊંઘાવા દેતાં હતાં. "ફુઈની સુનઇએ" અમોએ સાથે લીધેલી "પકવાન પોઠીમા" અવાર નવાર મુસાફરીનો કંટાલો તાળવાની તજવીજ કીધી હતી. સુનઈ રાંધવામાં ઘણી બાહોશ હતી તોપણ આ પોઠીમાં જણાવેલી નવી નવી વાણીઓ અને મીઠાઇઓ વિષે વાંચી તે ઊપરના પોતીકા ટીકાઓથી અમને તે ઠીક ગમત આપતી હતી. મેં મારે માટે "મુંબઇ ગેઝટની" અઠવાડિયાંની સમરી—જે અમારી મુસાફરીને દિનેજ બાહાર પડી હતી, અને જેના મારા ભ્રથાર જાથુકના ઘરાક થયલા હતા તે —તથા "હોમ ન્યુસ"ની એક નકલ સાથે લીધી હતી, અને તે મધેથી જાણવા જેવી બાબદો હું કોઇવાર મોટેથી મારા ભ્રથારને વાંચી સંભળાવતી અથવા મનમાં વાંચેલી બીના તેમને પાછળથી કહી સંભળાવતી. બપોર પછી બે ઘડી અમે પાના રમતાં અને સાંજને છેડે પવનની ધીમી લેહેકીઓ

વચ્ચે ઘણે ઝીણે સાદે, આસપાસની ગાડીઓમાં અમારો અવાજ નહિ જાય એવી રીતે મધુર ગાયનો ગાતાં હતાં. એ પ્રમાણે ખાઇ પી, હસી બોલી, અમોએ બે દિવસની મુસાફરી પસાર કીધી હતી, અને જોકે એ મુસાફરીને દરમિયાન અમો થાકીને લુસ થઇ ગયા હતાં, તોપણ તે ઝાઝી કંટાલાભરેલી નહિ હતી.

---

## પ્રકરણ ૫૮.

### નવું મુકામ—નવો રાહુગાન—નવી ગોઠવણો.

પ્યારી બેનો,

ખાતાંપીતાં અને હસતાં બોલતાં બે દિવસની મુસાફરી પછી અમો ધારેલે ગામ જઈ પુગ્યાં ત્યારે રાજાની એક જોડીની ગાડી, તેવણના એક હિંદુ કારભારી, બે હથિયારબંધ સીપાઇઓ અને માલ લાધવા સારૂં એક ગાડું, એટલી ચીજો અમો માટે સ્ટેશન ઉપર રાહા જોતી ઊભેલી હતી. જેવી અમારી ગાડી સ્ટેશન ઉપર જઇ લાગી કે રાજાના કારભારી ચુનીલાલે આવી અમારી ગાડીનું બારણું ઉઘાડયું. મારા ખાવિંદે તેવણ સાથ ગાડી મધેથીજ શેકહેંડ કીધી અને પ્રથમ મને તથા ફ્રેનીની સુનાઇને ઊતારી પોતે અમારો સરસામાન કહડાવા લાગ્યા. પેલા બે સીપાઇઓને ભાલા તથા બંદુક સાથ અમારા સરસામાન ઉપર દેખરેખ રાખવાને મોકલ્યા હતા, અને અમને કશી પણ તસ્દી આપ્યા વગર

પેલા અસીલ કારભારી ચુનીલાલે અમારો સઘળો અસબાબ ગાડી મધેથી ઉતરાવી પોતે જાતે પેલાં તૈયાર ગાડાંમાં ભરાવ્યો અને પેલા હથિયારબંધ બે સીપાઇઓની સંભાળ તળે અમારાં મુકામ ઉપર મોકલી આપ્યો હતો.

જ્યાંવેર અમારા સરસામાનથી ગાડું ભરાયું ત્યાંવેર અમો સ્ટેશન ઉપર થોભ્યાં હતાં, અને જ્યારે ગાડું ચાલવા લાગ્યું ત્યારે અમો પેલા કારભારી ચુનીલાલની રજા લઇ અમો માટે ખોટી થતી જોડીની ગાડીમાં બેઠાં. ચુનીલાલેજ અમારા કોચમેનને હુકમ કીધો કે "ડાકટર પીનકરટન 'ના બંગલામાં ગાડી લઇ જવી, અને તેવણ પોતે પોતાની એક ઘોડાની ગાડીમાં અમારી પાછવાડે અમારેજ બંગલે આવી લાગ્યા.

રાતના સાતએકને સુમારે અમે અમારાં નવાં મુકામ ઉપર જઇ લાગ્યાં હતાં. "ડાકટર પીનકરટનનો" આ બંગલો ઝાઝો મોટો ન હતો. આ બંગલો માલ વગરનો બેઠોજ હતો. વચમાં એક મધ્યમ કદનો "હોલ" અને બેઉ હાથ ઉપર બબે ઓરડા હતા, અને આખા બંગલાને ફરતી ફુસાદે "વરન્ડા" હતી. આ બંગલો રાજાના મેહેલથી, તેમજ શેહેરના વસ્તીવાલા ભાગથી લગાર દૂર તોપણ ખોલી, હવાવાલી, અને સુકિયાંની જગો ઉપર આવેલો હતો. અમારા બંગલાની જોડેજોડ "રેસીડંટ" નો પણ બંગલો હતો. એ બેઉ બંગલાઓ આગળ એકજ ધણીના હતા પણ પાછળથી રાજાએ સામટા ખરીદી લીધા હતા અને એકમાં જેમ ડાકટરને મુફ્ત રેહેવા દેવામાં આવતો હતો તેમજ બીજામાં

વગર ભાડે રેસીડંટ સાહેબ વસ્તા હતા. બેઊ એકજ સરખી બાંધણીના, અને નાના મોટા પણ એકજ સરખાજ હતા. બેઊને એક સરખા ચોતરફથી ફરતા નાના કમપાઊંડ હતા, જેમાં બેઊ શોખીન ઇગ્રેજોએ થોડાં પણ સારા "ટેસ્ટ" થી ઊગાડેલાં ઝાડપાનોથી નાના નાના બાગો બનાવવામાં આવ્યા હતા.

થાકેલાં પરાકેલાં રાતે સાત વાગે જઇ પુગ્યા પછી પ્રથમ ચુનીલાલને અમારાં રાતનાં ખાણાં માટે ચટપટ થવા લાગી. અમને ભૂખ કરતાં થાક વધારે લાગેલી હતી અને ખાવાની તો મુદલબી ઇચ્છા નહિ હતી. મારા ભથારે તાજી ચાહેનાં એક "કપ" માટે ઈચ્છા જણાવી, અને અમને પણ ચાહેનું નામ સાંભળતાં તે માટે તલપ થઇ આવી. વાહાલા ખાવિંદની ઈચ્છા સાંભળી પુઈની સુનઇ ચાહે નામની તૈયારી કરવા લાગી અને એ પ્રમાણે ચાહેની એક કીટલી સાથ તેણીએ પોતીકા ઓધાનો પેહેલવેહેલો "ચાર્જ" લીધો. પણ દયાલુ ચુનીલાલને એ ગોઠવણ ઠીક લાગી નહિ. તેણે કહ્યું, કે "શીદને કરીને ભુખાં રહોશો, તમે કહો તો અબ ઘડી જઇને રસોઇ પકાવી ઈશ્વરે આલ્યું હશે તે લાવીને હાજર કરી દઊં. ગરીબ ઘરનું શાક તમને ભાવશે તો નહિજ, પણ જરા દુધપાખ પુરી તો મોંમાં લાખી જોજો. તમારા સમ છે ગોસ્તાદજી શેઠ જો તમે મારો સુકન પાછો ફેરવ્યો શેતો." આ પ્રમાણે ગરીબ બિચારો ચુનીલાલ માથું ખાઈ જવા લાગ્યો અને તેથી તેમની માંગણી માત્ર નામને ખાતર અને માથે ચહડાવવી પડી. તેવણ એક તરફથી દુધપાખ

પુરી લેવા પધારીયા, કે બીજી તરફથી પુઈની સુનાઇ "કેરો-સીન" તેલના એક નાના ચુલા ઉપર બંગલાનાજ એક ઓરડામાં અને અમારી હજુરમાંજ ચાહેની તૈયારી કરવા લાગી. હું સરસામાન ગોઠવગાઠવ કરતી, અને મારા વાહાલા ખાવિંદ એક સોફા ઉપર અલેટાઇ મને ઠપકો આપવા લાગ્યા કે "શીલા, રાતો રાત શું અગત છે કે એવા જાફ્રા પછા-ડામાં પડીછે. શું સરસામાન નાહાસી જવાનો છે, સવારે ગોઠવગાઠવ નહિ થશે?"

"ઓ વાય, તમે તમારે પોઢી રેહેવોની, તમનેતો કોઈ ગોઠવગાઠવ કરવા નથી કહેતું, માથેથી જેટલી જંજાલ ઓછી થઇ તેટલું ખરૂ." આ પ્રમાણેનો બંચાવ કરી હું મારા કામ ઉપર ધ્યાન આપવા લાગી. થોડેક વારે ચુનીલાલે ગરમાગરમ દુધપાખ, પુરી અને લાવરા મોકલી આપ્યા, જેને અમોએ એક તરફથી ના કેહેતાં જઈ સારીકાણી ઇનસાફ આપ્યો, પણ મારા ખાવિંદે તે મધેથી કશાંનેબી આંગળી લગાડી નહિ. તેવણ શીખેલા અને સુધરેલા હતા તોપણ તેમને હિંદુ, મુસલમાન, કે ફરંગીને હાથના ખાણાંની મોટી છીટ હતી, અને પારસી બબરચીને હાથનું જોકે તેવણ ખાતા હતા તોપણ તેમને ઘેરનાં બઈરાંઓને હાથનું રાંધેલું વધારે પસંદ હતું. ખાણાંના સવાદ કરતાં તે પકાવાની સુઘડાઇ માટેજ તેવણ ઘેરની બાનુઓને હાથના પકવાનો પસંદ કરતા હતા. તેવણની આ છીટ અને સુગને લીધે તેવણને વારંવાર ઘણે ઠેકાંણે ભૂખું ઠોકાવું પડતું હતું, અને તે પ્રમાણે અતરે પણ જ્યારે અમોએ પેટ ભરીને દબાવ્યું ત્યારે તેવણ બિચારાને

હીરાંમાસીના વાસી ભાખરા અને ચાહેના એક કપ ઉપર સબર પકડવી પડી હતી.

રાતોરાત મારા ખાવિંદ રાજા ઉપર પોતીકી પધરામણીનો પેગામ લખવા બેસતા હતા, પણ તેટલાં ચુનીલાલેજ તેવણુ આગળ ખુલાસો કરી તેમને એટલીબી તસ્દી લેતા અટકાવ્યા. ચુનીલાલે કહ્યું કે તેવણુ કામનેસર રાજાની મુલાકાતે જનાર છે, અને તેવણુ મોઢેમોઢું રાજાને એ પધરામણી માટે વાકેફ કરશે.

અમારાં મુકામ ઉપર સરસામાનની કશી કાચાઇ ન હતી, એક સુધરેલાં ઇંગ્રેજી કુટુંબને લાયકનું સઘળું રાચરચીલું તૈયાર હતું, પણ રાતોરાત અમને આ નવાં મુકામમાં બે ચીજની અડચણુ જણાઈ. એક તો એક આખા બંગલામાં વાડા મોરી જેવું કાંઈ પણ નહિ હતું, અને બીજી અડચણુ એકે બબરચીખાનું બંગલાથી દૂર અલાહેદું હતું. જે કુટુંબમાં બબરચીઓ હોય તે કુટુંબમાં એવાં અલાહેદાં બબરચીખાનાં પાલવી શકે, પણ જ્યાં હાથો હાથ રાંધવાનું અને તે પણ બાઇ માણસોએ પોતેજ—ત્યાં એટલું દૂરનું અલાહેદું બબરચીખાનું કેમ પાલવે ? અને અમને સુધરેલી ઢપના નાના સુક્રિયાના વેલાતી ચુલા સાથનું એક બબરચીખાનું, બંગલાના કોઈપણ ભાગમાં ધુમાડો નહિ થાય એવી દશા ઉપરના એક નાના ઓરડામાંજ કરવું પડયું. વાડા મોરી માટે અમને જે અગવડ લાગતી હતી તેથી તો મારા બ્રથાર પુશકલ ખુશી થઇ ગયા કેમકે તેવણુને ઓરડે ઓરડેની મોરીઓનો મોટો કંટાલો હતો. તંદરોસ્તીના બાબમાં મોરીની

ગટર માટે તેમને એટલીબધી સુગ હતી કે એવા મોરી સાથના એક બંધિયાર ઓરડા કરતાં તેઓ ખુલ્લી હવામાં સુવાનું વધારે પસંદ કરતા હતા. એ અગવડ પણ વાહાલા ખાવિંદની મરજીને માન આપી એવી રીતે ટાલવામાં આવી કે જેથી બંગલામાં, અને ખસુસ કરીને સુવાના ઓરડામાં જરા પણ ગંધારો અથવા નજીસાઇ જણાય નહિ.

પશ્ચિમ તરફના બે ઓરડા અમો માટીબઇએરે અમારા ખાનગી વપરાસ માટે રાખ્યા, જે મધેના એકમાં ફકત સુવાનું અને બીજામાં કપડાં ચપડાં રાખવાની કબટો, અલેટવા માટે એકાદ બે નાની કોચ, તથા "ડ્રેસીંગ"ને લગતો સરસામાન રાખ્યો હતો.

અમારા એ બેઉ ઓરડાની સામેના પશ્ચિમ તરફનાજ વરંડા ઉપર મારા ખાવિંદે પોતીકી ઓફીસ અને લખવા વાંચવાની બેઠક રાખી હતી, જ્યાં મારે માટે પણ એક "લેડીઝ રાઈટીંગ ડેસ્ક" આગળા ડાક્ટરના વખતનીજ બિરાજતી હતી. હોલના બીજા હાથ ઉપરના બે ઓરડાઓ મધેથી એક કુઈની સુનાઇને આપ્યો હતો, અને તેની પાસેના ઓરડામાં રાંધણીને લગતો સરસામાન તથા અનાજપાણી ભરવામાં આવ્યું હતું તથા તે તરફના વરંડાને બંધિયાર બનાવી ત્યાંજ કામચલાઉ બબરચીખાનું ઉભું કીધું હતું. એ પ્રમાણે બેઉ હાથ ઉપરની "વરંડા" પણ રોકાઇ ગઇ હતી અને તેમજ બંગલાના પાછળા ભાગ ઉપરની વરંડા ડાક્ટર પીનકરટનના વખતથીજ જમવાના ઓરડા તરીકે વપરાતી હતી. આ "ડાઇનીંગ રૂમમાં" આઠ માણુસ સેહે-

લાઈથી બેસી શકે એવી એક સુક્રિયાની ઇડાંરોકી આકારની ટેબલ, તેવીજ સુક્રિયાની ડઝનએક ખુરસીઓ તથા નાકા ઉપર એક ભપકાદાર "સાઈડબોર્ડ" મુકેલી હતી. છરી, કાંટા, ચમચા, ગલાસ, ટમલર, પ્યાલાં રકાબી, દરેક ચીજ એક ડઝન માણુસને બસ થઈ શકે એવા તેમના સટના સટ હતા અને વળી તે ઘણા સુક્રિયાના રાખેલા હતા. આવા એક નાના પણ પાદશાહી મેહેલની હું રાજ કરતી ઘેર ધણિ-યાણી થઇશ એવું જ્યારે હું પરણી ત્યારે મારા સ્વપ્નામાંબી નહિ હતું. અત્રે મારે જણાવતાં ભૂલી જવું નહિ જોઇયે કે જેવાં અમો સ્ટેશન ઉપર ઉતરીયાં હતાં તેવો અમારી સહી સલામત આવી પુગવા વિષેની વધામણીનો તાર, સ્ટેશન ઉપરથીજ, મુરબ્બીજી સસરાજી ઉપર કરવામાં આવ્યો હતો.

---

## પ્રકરણ—૫૯.

## વાહાલા ખાવિંદની દરરોજની રોકાણો.

પ્યારી બેનો,

રાજાનાં ગામમાં જઈને ઠર પડયા પછી અમારો ઘરસંસાર નિયમસર, એક યંત્રની મિસાલ, દરએક કામકાજ માટે ઠેરવી મૂકેલા વખત પ્રમાણે, એવી રીતે ચાલતો હતો કે તેમાં ક્વચીતબી ફરક પડતો ન હતો. આઈબાઇઓ, સહીમી-તીઓ, અને સગાંવાહાલાંઓથી દૂરદરાજ પડેલાં હોવાથી જેમ અમારે માથે હર વેળાએ કોઇને જોવા જવાની, અવારનવાર

બેસવા જવાની, અથવા કોઈ ઠેકાણે ખાવા પીવા ઉતરી પડ-વાની કશી ફરજ લટકતી નહિ હતી, તેમજ કામકાજને વખતે અમારે ત્યાં ઊતરી પડનારાં સગાંઓનો પણ કશો કંટાલો ઝાઝો નહિ હતો. મારા ભથાર, ફુઈની સુનાઈ, અને હું પોતે એટલાં ત્રણ જણાઓનું અમારૂં કુટુંબ બનેલું હતું, અને અતલગની સહીઓમાં માત્ર એકજ ભલા ખવાસની અસીલ અને વિદ્વાન બાનુ હતી. એ બાનુ અમારી પડો-સમાં રેહેનારા "રેસીડંટ"ની લાયકીવાલી મોહોરદાર હતી. જેવો તેણીનો ખાવિંદ તમામ દેશીઓનો ખેરખાહ હતો, તે-મજ તેની આ ભલી મોહોરદાર પણ હતી. થોડીક પિછાણ પડયા પછી આ લાયકીવાલી મડમ મારી પાસે ગુજરાતી શીખતી, અને તેના બદલામાં તે મને તેમજ ફુઇની સુઇને "પીયાના" ઉપર "મયુઝીક" શીખવતી હતી.

પ્રથમ હું અમારા આખા દિવસનાં કામકાજની બાબદ ઉપર આવું તેની આગમજ મારા વાહાલા ખાવિંદની દરરોજની રોકાણોનો માત્ર ખ્યાલ આપવાની હું અગત વિચારૂં છું. ત્રણસો રૂપિયાના પગારની જોકે તેમને એવી નોકરી મળી હતી કે જે માટે ઘણાક શીખેલા ડાકટરો તેમની અદેખાઈ કરી શકે તોપણ તે માટેની તેમની રખડ અને મેહેનત કાંઇ નાની સુની નહિ હતી.

દરરોજ તેવણને સવારના પાંચ વાગતામાં ઊઠવું પડતું હતું, અને તેવણને ખાતર અમોને પણ એજ વખતે બિ-છાણું છોડવું પડતું. તેવણ એક તરફથી ઠંડાં પાણીએ નાહીધોઇ ખોદાની બંદગી કરવા બેસતા, બીજી તરફથી

ફુઇની સુનઇ એટલા વખતમાં દાતનપાણી કરી ચુલો સળગી, પાસણકુસણ કરી, ચાહે યા કાફી તથા સેહેજસાહાજ નાસ્તો તૈયાર કરતી હતી, અને ત્રીજી તરફથી હું કસ્તીપાયજ્મ કરવા સારૂં કુવા મધેથી તાજાં પાણીનો એકાદ હાંડો કાહાડતી, ઉભાં ઉભાં કચરો વળાય એવી લાંબા હાથ સાથની ઝાડુથી હોલ, જમવાના તથા અમારા ખાનગી વપરાસના, તથા લખવા વાંચવાના ઓરડાનો કચરો કાહાડતી, અને છેલ્લે બ્રશ તથા કપડાંના કકડાએ ધશીઘશીને સઘળો સરસામાન નુછીને સોજ્જો કરતી હતી. એ પ્રમાણે અમો ત્રણે જણાં પોતપોતીકાં કામ ઉપર લાગી જતાં, અને સાડા ૭ એકને સુમારે સર્વે સાથે નાસ્તા ઉપર બીરાજતાં. ફુઈની સુનઇ પણ અમારી સાથેજ હર વેળાનું ભોજણ લેવા બેસતી, અને પ્રથમ જોકે તે બિચારી મારા વરથી ઘણી શરમાતી હતી તોપણ પાછળથી મારા ભ્રથારને એક બાલક જેવાં રમુજી, બેસરાઉ, અને બોલકના જોવાથી, તથા તેવણેજ વારંવાર બોલાવ બોલાવ કીધાથી તે બિચારીની સઘળી શરમ ભાગી ગઈ હતી અને એક બેનનીજ મિસાલ તેણી મારા ખાવિંદ તરફ વર્તતી હતી.

પા કલાકમાં નાસ્તો લીધા પછી મારા ખાવિંદ પોણાસાત વાગે સરકારી આરપીટલમાં જવાને નિકળતા. આરપીટલમાં તેમને સાતથી દશ વાગતાવાર યોબવું પડતું. આ ત્રણ કલાકમાં તેમને સેંકડો ગરીબ દરદીઓ તપાસવા પડતા, અને કેટલીકવાર જ્યારે વાહાડકાપના બીકત "કેસ" આવતા ત્યારે દરદીઓની મોટી ધમાલને લીધે તેવણ પોતાના નેમી

મૂકેલા ઊપલા વખત ઉપરાંત એવા કેસો બપોર ઉપર રાખી બપોરે બે વાગતે આસ્પીટલમાં પાછો ફેરો મારી આવતા. તેવણુની આગમજના ડાકટર પીનકરટનનો ધારો એથી ઉલટોજ હતો. ડાકટર પીનકરટન તો પોતાના નેમી આપેલા ત્રણ કલાકમાં સઘળું કામ આતોપી મૂકતો, અને દશ વાગતાની ઊપર પાંચ મીનીટ વધારે થાય તો તેનો જીવ નિકળી જતો હતો. સાધારણ દરદીઓની સાથેજ વાહાડકાપનું કામ પણ તે તેજ વેળાએ કરતો અને તેમાં વાહાડકાપની વેળાએ ઘણાક સાધારણ દરદીઓને તપાસવાનો વખત નહિ મળવાથી તેમને બીજે દિવસે આવવાનો હવાલો આપી પાછા ફેરવવામાં આવતા હતા. પણ મારા ઉદાર દિલના ખાવિંદને એ ગોઠવણ ઠીક લાગી નહિ. ત્રણસોનો પગાર હલાલ મેહેનતે મેળવવાનો તેવણે ઠેરાવ કીધો હતો. તેમને પોતાના ધંધાની બાહોસીથી નામ મેળવવાનો, તેમજ સેંકડો હાજતમંદ ગરીબોની દુવા હાંસલ કરવાનો લોભ હતો, અને તેથી તેવણે વધુ મેહેનતની દરકાર ન કરતાં, વાહાડકાપના સઘળાકેસો બપોર ઉપર રાખવાનો, અને સવારના ત્રણે કલાક સાધારણ દરદીઓ ઊપરજ રોકવાનો બંદોબસ્ત કીધો હતો. આ ગોઠવણથી સાધારણ દરદીઓને મોટું સુખ અને સગવડ થઇ હતી, અને તેમાં કોઈબી વાર તેમને નાસીપાસ થઇ પાછું ફરવું પડતું નહિ હતું.

દરરોજ એ પ્રમાણે દશ વાગતામાં આસ્પીટલનું કામ આતોપી તેવણ રાજાના મેહેલમાં તેમજ પોતીકાં ખાનગી ઘરાકોને ત્યાં લટાર મારવાને પધારતા હતા. "ડાકટર પીનક-

રટન" નાં સઘળાં ખાનગી ઘરાકો તેમને મળયાં હતાં, અને તે ગામનો એવો ધારો હતો કે ઘરાકોને ત્યાંથી તેડું આવે ત્યારેજ નહિ પણ દરરોજ ડાકટરે પોતીકાં વરસાનવાલાં ઘરાકોને ત્યાં ફેરો મારી જવો. કેટલેક ઠેકાણેથી તેવણ ગાડીમાંથી ઉતર્યા વગર ખબર અંતર લેઇ પાછા ફરતા, કેટલેક ઠેકાણે તેમની હાજરીની ભારી અગત પડતી અને થોડેક ઠેકાણેથીજ માત્ર તેમને કહી રાખેલું હતું કે દરરોજ નાહેકની તસ્દી લેવી નહિ, જયારે કામ પડશે ત્યારે તેમને બોલાવવામાં આવશે. ખાનગી ઘરાકોમાં લટાર મારતાં તેમને બપોરના બાર વાગતા, અને ત્યાર પછી તેવણ પોતીકાં મુકામ ઊપર પાછા ફરતા.

તેવણ આવી પુગતા કે કસતીપાએજા કરી સર્વે સાથે બપોરનું ભોજન લેતાં. જમ્યા પછી દોઢ વાગાવેર અમો સાથે બેસીને ગપસપ ચલાવતાં, કોઈવાર હું અથવા ફ્રુઇની સુનઇ ગીત ગાતાં, અને કોઈ કદાચ પાના રમતાં. દોઢ વાગે મારા બથાર ઘણુંકરીને પોતીકા અભ્યાસના ઓરડામાં રોકાતા અને જો આસપીટલનું કામ અધુરૂં રહ્યું હોય તો ત્યાં સિધારતા. આ ઉપરથી વાંચનારી બેનીઓ જોશે કે તેવણે ગરીબ દરદીઓની સગવડ ખાતર પોતીકા ખાનગી અભ્યાસના વખતનો ભોગ આપ્યો હતો. ચારેકને સુમારે ખાનગી અભ્યાસ મધેથી ફારેગ થયા પછી સર્વે સાથે ચાહે બિસ્કીટ લેતાં, ત્યાર પછી તેવણ એક કલાકવેર અમારા મુકામ ઉપર આવનારા વચલે વાઘેના ઘરાકોની ખબર લેતા. આ ઘરાકોની મુલાકાત માટે બંગલામાં દાખલ થતાં જે મોટી વરંડા હતી

ત્યાં, બેઠક કીધેલી હતી. મારા ખાવિંદ ઘેરમાં કામ જોગી દવા દારૂ રાખતા હતા, તોપણ તેવણે ખાનગી ઘરાકી અર્થે જૂદું દવાખાનું રાખેલું નહિ હતું. તેવણ માત્ર "પ્રીસ્કીપશન" લખી આપતા અને એવાં ખાનગી ઘરાકોને સરકારી દવાખાના મધેથી ઘણે કિફાયત ભાવે દવા આપવાનો બંદોબસ્ત પણ તેવણેજ કરાવ્યો હતો. પાંચ વાગતે અમો સર્વે સાથે તૈયાર થઇ દરરોજ જૂદી જૂદી તરફ ફરવા જતાં હતાં. ફુઈની સુનઇ સદા અમારી સાથે આવતી. બંગલો બંધબસ્ત કરીને અમો જતાં, તોપણ રાજાની મેહેરબાનીથી અમને એક દીસ પારીનો અને એક રાત પારીનો એ પ્રમાણે બે પોહોરેગીર મુફ્ત મળ્યા હતા અને અમારી ગેર હાજરીમાં તેઓ બંગલાની તકેદારી કરતા હતા.

રાતના સાત યા સાડા સાતે અમો ફરી હરીને પાછાં ફરતાં. આવતાંના વારમાં મારે સાસરેના ધારા પ્રમાણે અમો સર્વે સાથે બેસીને બંદગી કરતાં હતાં. ફુઇની સુનઇ અમો બેઉના કરતાં વધારે પહરેજગાર અને ભણનાર ગણનાર હતી. અને તેથી તે બિચારી દરરોજ ધુપદાનામાં અરદીબેહેસ્ત તથા સુખડ લોબાન લાવતી અને અમો સર્વે જમવાની ટેબલ આગળજ બેસીને ભણતાં હતાં. મારા ભ્રથાર કોઈ કોઇ દહાડો ભણવાની આનાકાની કરતા, કોઇવાર ઘણી થાક ચહડવાનું બહાણું કાહાડતા, પણ હું દર વેળાએ પતાવીસતાવી તેમણે સમજાવી લેતી અને જેમ હું તેવણના કેહેનસરની હતી તેમજ તેવણ મારા વિચારોને પણ ઘણુંકરી માન આપીનેજ ચાલતા હતા. સાથે ભણ્યા પછી સાથે જમતાં, અને જમ્યા

પછી દશ વાગતાવેર હંશી બોલી, ગાયણો ગાઈ, રમુજી વાર્તાની ચોપડીઓ યા વર્તમાનપત્રો વાંચી પોહોરવા જતાં. રાતના ખાનાના વાસણો એમના એમ ઢાંકી રાખવામાં આવતાં અને બીજે દિને સવારના તે ઉજારવામાં આવતાં હતાં.

---

## પ્રકરણ—૬૦.

## "સવારથી બપોર"—ફુઇની સુનઇને મળેલું એક અગતનું "લેશન."

પ્યારી બેનો,

મારા ભ્રથારની દરરોજની રોકાણો માટે ગઈ વેળાએ હું લખી ગઇછું અને તેજ પ્રમાણે આ વેળાએ ફુઈની સુનઈ તથા મારી પોતીકી દરરોજની રોકાણો માટે ટુંકમાં બોલવા માગુંછું. ગઈ વેળાએ જણાવવા મુજબ મારા ભ્રથાર સરકારી આસ્પીટલમાં જવા સારૂં જેવા ગાડીમાં બેસે કે તુરત બાનુઓને બરના નાજુક પાવરા, ઝાડની દાંખલીઓ કાપવાની છરી, ઈત્યાદી બાગબાનીને લાગતાં નાજુક હથિયારો સાથે અમો બાગમાં ઊતરી પડતાં હતાં. દરરોજ એ પ્રમાણે સવારના સાતથી આઠ વાગતા સુધીનો એક કલાક બાગ મધેની ખુલ્લી હવા સાથની કસરતમાં અમો ગુજારતાં હતાં. બાગની તકેદારી માટે પાંચ રૂપિયાના પગારનો એક ગરીબ માલી રાખેલો હતો, તોપણ તેને ઝાડ પાનની ઝાઝી માહેતગારી નહિ હતી. તરેહવાર ફુલફુલાદી, શોભીતા રોપાઓ, અને સુગંધી તેમજ

શોભીતાં પુલોના કયારાઓ આગળથીજ બનાવેલા હતા, અને અમારૂં કામ માત્ર તેમની સંભાળ લેવાનું, અને તેમાં કોઇ કોઇ વાર નવી નવાઇઓનો વધારો કરવાનું હતું. આ મન-પસંદ કામમાં અમારાં મુખ્ય મદદગાર અમારા પાડોશી "રેસીડંટ"ની મડમ તથા તેની બે આંઠ અને દશ વરસની બેટીઓ હતી. દરરોજ સવારે અમારી મિસાલ તે બાનુ પણ પોતીકી બેટીઓ સાથ પોતીકા બાગમાં ફરવા નિકળતી, અમો બેઉ પાડોશીઓના મુકામ વચ્ચે આવવા જવાનો માર્ગ પણ હોવાને લીધે અમો સર્વે સાથેજ આંતરે આંતરે એક બીજાના બાગમાં ફરીહરી જોઇતા સુધારાઓ કરતાં હતાં. ત્રણ મડમો અને બે પારસણ બાનુઓ જયારે હાથમાં પાવરા લઇ બાગ મધેનું મટોડું ખોડવા, ઝાડોની નકામી દાંખલીઓ છાંતી નાખવા, અને એવાંજ બીજાં કામોમાં રોકાયલી જણાતી ત્યારે તે દેખાવજ ખરેખર જોવા લાયક થઇ પડતો હતો. બામદાદની તાજી અને ખુલ્લી હવામાં એ પ્રમાણેની લાં[illegible] કસરતથી અમને પુષ્કળ ફાયદો થતો હતો, અને તે ઉપ્રાત એક મનપસંદ બાગ મળતો તેતો જૂદોજ.

બાગબાનીનાં કામ મધેથી આઠ કલાકે ફારેગ થયા પછી, નાહીધોઇ, તન પાક કરી, અમો બેઉ બેનો સાથેજ ખોદાની બંદગીમાં રોકાતાં હતાં. સવારની બંદગીમાં હાવન ગેહે, ખોરશેદ મેહેરની ન્યાસ, હોરમજદ યસ્ત, આવાં અરદુઈસુરની ન્યાસ, તથા દુવા તનદરોસ્તી તો દરરોજની બાથુકનીજ હતી, પણ તે ઉપ્રાંત જૂદા જૂદા રોજ પ્રમાણે તે દિવસોને બર આવતી બંદગી અમો વધુ કરતાં હતાં. આવાં અરદુઇસુરનાં

ન્યાસ માટે મને મારાં સાસુએ પુષ્કળ તાકીદ કીધી હતી, અને તેવણે સમજાવ્યું હતું કે તમામ બાનુઓ માટે તો તે ઘણીજ અવશ્યની છે. તેવણના જણાવવા પ્રમાણે આ ન્યાસમાં બાનુઓ માટે તનદરોસ્ત અને ચંચલ મનશક્તિનાં ફરજંદો માગવામાં આવે છે, અને જોકે પરણ્યા પછી તુરત માતા થવાને હું ઝાઝી ઇંતેજાર નહિ હતી, તોપણ કશાંબી ફરજંદની વૃધ્ધી વગર પરણેલી જીંદગીનાં પાંચ સાત વરસો વહી ગયા પછી મને ફરજંદો માટે ખુદરતી રીતે ઉમેદ થઇ હતી. ઝાઝાં ફરજંદો મને પસંદ નહિ હતાં, તોપણ બે ત્રણ તનદરોસ્ત બાલકોની માતા થવાને જેમ જેમ વખત જતો તેમ તેમ મારી ઇંતેજારી વધતી હતી. આ ઇંતેજારીના દરમિયાનમાં ઘણીક બેઅકલી બાનુઓએ મને પુષ્કળ વેહેમાવી હતી. કોઇ વેહેમી બાનુ કોઇ પણ સુવાવડીના ઓરડાનું બારણું ઠોકવાની મને ભલામણ કરતી, તો કોઇ બાઇ દોરા ચિઠ્ઠીનો રસ્તો બતલાવતી. કોઇ "માઉન્ટ મેરી"ના દેવળમાં માનતા કરવાને ફરમાવતી, તો કોઇ બ્રાહમણ સેવડાનો ઇલાજ બતલાવતી. પણ મારી કેળવણી તથા એક સુધરેલા પિતાને હસ્તક લીધેલી તરબિયતથી હું આ સઘળા વેહેમોને હસી નાખતી. છેલ્લે મારાં અભણ, અસલી વિચારનાં પણ ખરાંજ ધરમી એકીનનાં સાસુએ મને એક શુભ ઇલાજ બતલાવ્યો. મને તેવણ કેહેવા લાગ્યાં કે, "દિકરી શીલા, તું કાંઈ એ રાંડોનું સાંભળતી ના, મુા બ્રાહમણ સેવડા શું, અને માનતાસુનતા શાની કરવાની, એવી બુતપરસ્તી માટે તો આપણા ધરમમાં

મોટી સજા ફરમાવેલી છે, મારૂં માને તો એ સઘળું એક કોરે રેહેવા દઈ, જો બની શકે તો પાક એકીનથી આવાં યસ્ત કર, અને જો તે નહિ બને તો માત્ર આવાં અરદુઇ-સુરની નાની ન્યાસ કીધાથીબી ખોદાતાલા તારી નેક ઉમેદ બર લાવશે." અલબત આવાં યસ્ત ઘણી લંબાંણ હોવાથી હું દરરોજ તે કરી શકી નહિ તોપણ એકબી દિવસ આવાં અરદુઇસુરની ન્યાસ કીધા વગર મને ચેન પડતું ન હતું.

નવ સાડાનવ વાગતામાં બંદગીથી ફારેગ થયા પછી અ-ગિયાર વાગતાવેર સીવવા સાંધવા, અને ભરવા ગુંદવાનાં કામમાં રોકાતાં. મારો "સીંગર"નો સીવવાનો સાંચો હું ત્યાં સાથે લઇ ગઈ હતી અને તે ઉપર પગે સીવવાની ફ્રુઇની સુનઇને એટલી બધી મજાહ પડતી કે કેટલીક વાર અમો પાસે કાઇં સીવવાનું નહિ હોવાથી તે બિચારી દલગીર થતી હતી.

અગિયારને ટકોરે સીવવા સાંધવાનું પડતું નાખી અમો બેઉ બેનો,—વાંચનારી બેનીઓએ યાદ રાખવું કે ફ્રુઇની સુનઇને હું બેન તરીકેજ ચાહાતી અને ગણતી હતી, અને અમો બેઉ એક બીજાંને વગર નામે માત્ર બેનનાજ એલકા-બથી બોલાવતાં હતાં—સાથેજ રાંધણીમા જતાં. રાંધણીમાં જઇને એક કલાકમાં બપોરનું તાજું ખાણું પકાવવામાં આ-વતું. ખોદાની મેહેરબાનીથી આઇનો વેલાતી ચુલો તૈયાર હતો, જેની ઉપર એકી વખતે ત્રણ વાણીઓ સાથેજ તૈયાર થતી, અને તે ઉપ્રાંત જયારે જોઇએ ત્યારે ગરમ પાણી પણ મળી શકતું. આવી સગવડથી ધુમાડાના કશા પણ કંટાલા

વગર, રમતાં રમતાં અમો બે ચાર વાંણી પકાવીને તૈયાર કરી નાખતાં. બાર વાગતામાં પરવારી, હાથ મોહું ધોઇ, પાછો "ડ્રેસ" કરી વાહાલા ખાવિંદને એસ્તેકબાલ લેવાને હું દરવાજાની આગળ જઇને ઉભી રહેતી કે તુરત તેમની ગાડી દૂરથી આવતી ઓળખાતી હતી. ઘણું કરીને તેવણ એવા-તો વખતસર આવી લાગતા કે તેમાં કોઈજ વાર પાંચ સાત મીનીટનો ફરક પડતો. એટલા વખતમાં ફુઈની સુનઈ પોતે પણ ડ્રેસ કર્યા પછી ખાણાની ટેબલની તૈયારી કરતી હતી. ત્રણ જણા માટે ખાણાની રકાબી, પાણીનાં ટમલર, તથા કાંતા ચમચા, અને સાહાસ, નિમખ, રાઈ, શરકો, ઇત્યાદી ચીજોની શીશીઓના સામતા ઝુમખાવાલું એક "ક્રુએટ -ડ" ઇત્યાદી ચીજોથી ખાણાની ટેબલ આગમજથી તૈયાર વામાં આવતી હતી. જ્યાંસુધી હું સાસરે હતી ત્યાંસુધી રા ભ્રથાર એકલાજ કાંતા ચમચાથી ખાતા હતા, અને મે સર્વે બાનુઓ અસલી રીત પ્રમાણે હાથેજ ખાતાં હતાં, પણું રાજાને ગામ પધાર્યા પછી અવારનવાર અમોને રેસીડં-ટનાં કુટુંબ સાથ ખાવાની ફરજ પડતી અને તેટલાં ખાતર અમોને કાંતા ચમચાએ ખાતાં શીખવાની પણ ફરજ પડી હતી. મારા જાતી શોખ પ્રમાણે હું તો તે સેહેલથી શીખી, પણ ફુઈની સુનઇ ઉપર તે માટે તરેહવાર ચુટણાં પડયાં હતાં. તે બિચારી પ્રથમ તો હાથેજ ખાવાની બોંહોંસ લઇ બેઠી હતી, પણ "રેસીડંટ"ની હસમુખી બાનુએ પોતેબી હઠ પકડી કે, "હુંબી તો ખરી કે તુંને ચમચે કાંતે ખાતાં શીખવું ને ફર શીખવું." એક મોટા ઈંગ્રેજ અમલદારની

ખરીજ લાયકીવાળી બાનુની એ પ્રમાણેની બોંહોંસ આગળ તે બિચારીનું કાંઇ નહિં વળ્યું અને અંતે તેણીને ચમચે કાંતે ખાવાની ફરજ પડી. રેસીડંટની આ ભલી બાનુ એટલી બધી તો બોંહોંસે પડી હતી કે તે બિચારી અમારો રાત બપોરનો ખાવાનો વખત જાણી લીધા પછી લાગલી બરોબર વખતે વખત દોડતીકે આવી લાગતી, અને સુનઇની પાસે પોતીકી જગો લઇ તેણીને ચમચા કાંતા સિવાય કોઇ પણ ચીજને આંગળી લગાડવા દેતી નહિ હતી. ભૂલમાં જો સુનઈ કોઈ પણ વાણીને હાથ લગાડતી કે તુરત પાસે તૈયાર રાખેલાં પાણીના એક મોટા બીલ્લારના કાંશીયામાં તેણીના હાથ બોલાવી સાફ કરાવી નાખવામાં આવતા અને તેણીને નવેસરથી ખાવાની ફરજ પાડવામાં આવતી હતી. એ પ્રમાણે અતિઘણી હસાહસ અને રમુજ વચ્ચે લાગત એક માસ વેર "પ્રુષ્ટની સુનઇ"ને ચમચે કાંતે કેમ ખાવું તે માટે "લેસન" આપવામાં આવ્યું હતું અને તે મુદતને દરમિયાન જે દિવસે "રેસીડંટ"ની બાનુથી ખાનગી રોકાણનેસર ખાનાંને વખતે નહિ અવાતું ત્યારે તે મને તથા મારા ભથારને તાકીદ કરી જતી કે સુનઇને હાથે ખાવા દેવી નહિ.

## પ્રકરણ—૬૧.

## બપોરનો અભ્યાસ—રાતનાં ખાણાંની તૈયારી—ફરવા જવાની પંચાતી.

પ્યારી બેનો,

દર રોજ બપોરનું ખાનું ખાધા પછી દોઢ વાગા વેર વાહાલા ખાવિંદ સાથ બેસી અમો હશી બોલીને ગામગપાતા ચલાવતાં. કોઈ વાર તેવણની હજુરમાં વર્તમાન પેત્રો વાંચવામાં આવતાં. કોઈ વાર એટલો વખત પાનાંની રમતમાં ગાલી કાહાડવામાં આવતો, અને કોઇ કોઇ વાર વાહાલા ખાવિંદ પોતે "સુક્ષ્મ દરશક યંત્ર" ની જાત જાતની અજાયબીઓ તથા વિદ્યાની નવી નવી શોધો વિષે અખતરા સાથે અમને સેહેલથી સમજ પડે, તથા કશા પણ કંટાલા વગર ગમત મળે તેવી રીતે સમજાવતા હતા. કોઇ વાર વિજળીનો અખતરો કરી બતલાવતા, તો કોઈ વાર "ટલીફોન" યા "માઇક્રોફોન" વિષે સમજ આપતા. વિદ્યાની આ અજાયબીઓથી "ફુઈની સુનઇ" કોઇ કોઇ વાર એટલી તો છક થઇ જતી કે તેણી તે સઘળાંને જાદુ તરીકેજ માનતી હતી. વલી મારા ખાવિંદ એક શોખીન "ફોટોગ્રાફર" હોવાથી બપોર બપોરનાં અમારી તરેહ તરેહવાર ઢપે સબીઓ પાડવામાં આવતી, અને તેમજ તરેહવાર ખુદરતી દેખાવો, પાહાડો, નાલાંઓ, ઇત્યાદી જગ્યાઓના નાના મોટા ફોટોગ્રાફ લીધા પછી તે ઉપર રંગવાનું કામ તેવણ અમને

શીખાડતા હતા. ખુદરતની આબાદ નકલ કરી શકાય એવા ટેસ્ટથી રંગ આપવાનાં કામમાં, મારે કબૂલ કરવું જોઇયે કે, મારા કરતાં ફુઇની સુનઇ વધારે બાહોશ નિકળી હતી. "ફુઇની સુનઇ" ની એ રીતની બાહોશી જોઇ મારા ખાવિંદ વારંવાર બોલતા હતા કે અગરજો બચપણથી તેણીને ચિત્રો પાડવાની કેળવણી આપવામાં આવી હતે તો જરૂર તેણી એ હુન્નરમાં નામ કાહાડયા વગર રેહેતે નહિ.

બરોબર દોઢ વાગે મારા ખાવિંદ પોતીકા ખાનગી અભ્યાસમાં રોકાતા હતા, અને ત્યારથી અમોને પાંચ વાગા વેરની ફુરસદ હતી. જેવા મારા ખાવિંદ પોતીકા અભ્યાસ ઉપર લાગતા કે અમો દોઢથી બે વાગા વેર મુંબઇ ખાતેનાં સગાંવાહાલાંઓ અને સહીમીતીઓ ઉપર કાગજપત્રો લખવામાં રોકાતાં. મુરબ્બીજી સસરાજી તથા મેહેરબાન સાસુજી ઉપર તેમજ મારાં વાહાલાં માતપિતા ઊપર દર એક દિવસને આંતરે કાગજ લખવાનો મારે ધારો હતો. સસરા સાસુ ઉપરનું એકજ સામટું કાગજ જે દિવસે લખવામાં આવતું તેને બાજે દિવસે માત પિતાજીને માટે લખતી, અને તેઓ તરફથી પણ એજ પ્રમાણે દર આંતરે આંતરે મારાં કાગજોના જવાબ ફરી વળતા હતા. તે ઉપ્રાંત મારી બીજી થોડીજ સહીઓ હતી, જેઓ ઉપર અવાર નવાર જેમ તેઓ તરફથી કાગજો મળતાં જતાં તેમ હું જવાબો લખી મોકલતી. આ સહીઓમાં "દીનબાઈ દસ્તુર" સર્વેથી મુખ્ય હતી, અને દર અઠવાડિએ તેવણ મને તેમજ હું તેવણને યાદ કરતી હતી.

બરોબર એને ટકોરે "રેસીડંટ"ની ભલી બાનુ અમારે ત્યાં પધારતી. આ ભલી બાનુ એક દિવસ મારી પાસે ગુજરાતી ભાષા શીખતી, અને બીજે દિવસે તેણી મને "પ્યાના" ઉપર લેસન આપતી હતી. જે દિવસે "રેસીડંટ"ની બાનુ ગુજરાતી શીખતી તે દિવસે "ફુઈની સુનઈ" અમો બેઉની મારફતે ઈંગ્રેજી ભાષાનો અભ્યાસ ચલાવતી, કેમકે તે બિચારીને ઈંગ્રેજી ભાષા મુદલ આવડતી ન હતી, અને અમોએ બોહોંસ કરીને તેણીને ઇંગ્રેજી ભાષા શીખવાની ફરજ પાડી હતી. જે દિવસે પ્યાનો શીખવાની મારી વારણુ આવતી તે દિવસે "ફુઈની સુનઈ" પણ મારી સાથે પ્યાનો શીખતી હતી. આ પ્રમાણે એકી વખતે ગુજરાતી, ઈંગ્રેજી અને પ્યાનાનો અભ્યાસ ચાલતો, અને તેમાં દરેકને શીખવાની ઊલટ હોવાને લીધે અઠવાડિયાના માત્ર ત્રણ ત્રણ કલાક મળવા છતાં વરસ દહાડામાં તો અમોએ પુષ્કળ વધારો કીધો હતો.

ત્રણને તકોરે "રેસીડંટ"ની બાનુ રૂખસદ લેતી અને અમો બેઉ બેનો ભપકો સપકો તજી રાંધણીમાં જતાં હતાં. પ્રથમ બપોરનાં ખાણાના વાસણો ઉજારવામાં આવતાં. ત્યાર પછી ચાહે નામી રાતનાં ખાણાની તૈયારી કરવામાં આવતી હતી. રાતનું ખાણું તૈયાર કરતાં અમોને ઘણું કરીને દોઢથી બે કલાક લાગતા હતા, કેમકે માત્ર રોટલીજ કરતાં કેટલોક વખત તો નિકળી જતો હતો. ફુઈની સુનઈ રાંધવામાં એકો હતી એટલુંજ નહિ પણ તેણીને હાથની ઝડપ અજબ જેવી હતી. ગઇ વેળાએ હું જણાવી ગઇછું કે બપોરનું ખાનું તૈયાર કરતાં અમોને માત્ર એકજ કલાક લાગતો હતો, તે ઉપરથી મારી

ઘણીક બેનીઓને તે નહિ માનવાજોગ લાગ્યું હશે, પણ ત્રણ વાણી એકી વખતે રંધાઇને તૈયાર થાય એવા વેલાતી ચુલા અને પુઇની સુનઇના સરખી ઝડપ આગળ માત્ર ત્રણ માણસનું ખાણું પકાવવામાં એથી વધુ વખતની કશી જરૂર પડતી નહિ. મુંબઈમાં હું મારી ઘણીક બેનીઓને જોતી હતી, કે જેઓ સારે રૂડે ઘેરમાં બે વાણી વધુ રાંધવાની હોય તો સવારથી રાંધણીમાં ભરાતી તે છેક સાંજને છેડે તેમનો છૂટકો થતો હતો. આખા દિવસના એ રીતના જૂઠા પછાડા અને રાંધણીના ધુમાડા તથા તાપને લીધે આજ કાલની મારી જુવાન બેનીઓ રાંધવા સીંધવાનાં કામથી કંટાલતી હોય તો તેમાં ઝાઝું અજબ થવાજોગ કશું નથી. ઘેરની બાનુઓ પાસે રંધાવવું હોય તો પ્રથમ તેમને જોઈતી સગવડ કરી આપવાની દરેક કુટુંબના મુરબ્બીઓની ફરજ છે. ધુમાડો અંદર ઘેરાઈ રહ્યાને બદલે તુરત બાહાર નિકળી જાય, બલતણનો બચાવ થાય એવા બાંધિયાર ચુલ્લા કે જેનો તાપ બાહાર નિકળી જવાને બદલે અંદરનો અંદર લાંબો વખતવેર રહી શકે, અને તેથી થોડા વખતમાં પરવારી જવાય, એવાં ઉપયોગી સાંધણો પૂરાં પાડ્યા પછી હું નથી ધારતી કે કોઇપણ અબળા પોતીકી સરજતમાં લખાઈ ચુકેલા આ ઉપયોગી હુન્નરથી કંટાલશે. "પુઇની સુનઇ" એક પગારદાર મદદગાર તરીકે મને ઘણી વાર રાંધવાના કામથી દૂર રાખવા માગતી હતી અને પોતેજ એકલે હાથે સઘળું રાંધવાને જણાવતી, પણ આવી આઇતી સગવડો સાથ રાંધવામાં તો મારી મોજ હતી, અને હું મજાહ લઇ લઈને તેમાં પુઈની સુનઇને જોઇતી મદદ આપતી હતી.

ચાર વાગે રાંધવા સીંધવાનું અધુરૂં રાખી જમવાની ટેબલ ઉપર ચાહેની કીટલી તથા વાસણો લઈ જવામાં આવતાં, અને વાહાલા ખાવિંદ સાથ પા કલાકમાં ચાહે પીધા પછી તેવણ પોતીકાં ખાનકી ઘરાકો ઉપર ધ્યાન આપવામાં રોકાતા અને અમો પાછાં રાંધવા પડતાં. દરેક ચીજના અમોએ વારા પાડ્યા હતા, અને તેમાં રોટલી ઠાપવા તથા ચેરવવાનાબી વારા પાડવામાં આવ્યા હતા.

પાંચ વાગે જેમ અમો રાંધણીના કામથી પરવારતાં તેમ મારા ખાવિંદ પોતાકાં ઘરાકોથીબી પરવારતા અને અમો સર્વે પાછાં "ડ્રેસ" કરી ગાડીમાં સાથે ફરવા જતાં હતાં. પેહેલે દિવસે મારા ખાવિંદ પોતે ઘોડા તરફની બેઠક ઉપર બેઠા અને મને તથા ફૂઇની સુનઇન સામી બેઠક ઉપર સાથે બેસવાની "ઓફર" કીધી હતી, પણ આ "ઓફર"થી ફૂઇની સુનઇનો એટલો તો મિજાજ ગયો કે તેણીએ સાથે ફરવા આવવાને ના પાડયું. તે બોલી, "તમે લોકો મને છેકજ શરમાવી નાખોછો, મને લાજમ નથી કે તમારી પાસે મારા પગારની એક અરધી પણ લેવી. જે મોજ મજાહ તમે શેઠ શેઠાણી તરીકે કરોછો તેમા હું એકસરખા ભાગ લઉંછુ, કોણ કહેશે કે હું તમો સાથે ચાકરડી તરીકે આવીછું, અને જાણે એટલી બધી લાયકી તથા મેહેરબાનીબી બસ થતી નહી હોય તેમ બે ઘડી ધણી ધણિયાંણી ફરવાહરવા જાય તો તેમાંબી મુવું કવાબમાં હાડકું હું પહલી. નહી, ગુસ્તાદજી, તમે એવાં ચેડાં કાહાડશો તો પછી હું સારી કાહાડી નાખીને અંદર જઈને બેસશ, નહિ તો પાધરા પાધરા

તમારાં ધણિયાણીની પાસે બેસો અને હું મોટી ખુશી સાથ સામી બેઠક ઉપર બેસીશ."

સુનઈનાં આ ભાષાણથી હું તો ખરખર હસવા લાગી, અને તેથી તે બિચારીનું વધારે પાણી આવ્યું અને તેણીએ મને ઠપકો આપ્યો કે, "કેમ બેન તમેબી કાંઈ બોલતાં નથી, તમારા ધણીને મારી તરફથી બે બોલ સમજાવોની?"

હજી તો હું કાંઇ બોલવા જાવું તેટલાં મારા ખાવિંદજ ધીરજથી બોલ્યા, "જોવોની સુનાબાઈ તમે એમ એકદમ ગુસ્સે થઇ ના જાવો. તમે જાણતાં નહિ હશો કે બાનુઓનો તરીકો મરદો કરતાં વધારે ચઢીયાતો છે અને તેમને લાયક માન મળવું જોઇયે. પછી તેઓ ગરીબ યા તવંગર હોય તો શો મુજાકો છે? તમે મારાં ધણિયાણી પાસે બેસો નહિ, અને જો હું તે જગા ઉપર બેસું અને તેટલાંમાં આપણને રેસીડંટ સાહેબ યા તેમની નેક મોહોરદાર મળી જાય તો પછી તેમની નજરમાં આપણને કેટલું ગોજું લાગે તેનો તમે વિચાર કરો. વળી તમે ચાકરડીની વાત ક્યાંથી લાવ્યાં? શું તમે ફુઇનાં સુનાબાઈ નથી? શું ગરીબ થયાં, નાચાર થયાં, તેથી આપણી અતલગની સગાઈમાંબી કંઇ ફરક પડનો હશે કે? ગરીબ સગાંઓ નાચારીને ખાતર આપણી નોકરી કરે તો તેટલા ખાતર શું સગાઇનો ગાંઠ ભુલી જવો જોઇયે કે? અગરજો તમો તરફ એક ચાકરડી તરીકે અમો જોઇયે તો તેમાં વધુ નામોશી તમને નહિ પણ અમને છે કેમકે ગમે તે પણ તમો મારા બાપનાં ફુઇનાં સુનાબાઈ તરીકેજ જાણીતાં છો. ફરીથી મેહેરબાની કરી ચાકરડી જેવો હલકો સખુન મોહો

મધેથી કાહાડી અમને અપમાન નહિં કરશે તો તમારો અમો ઉપર મોટો ઉપકાર થશે." વાહાલા ખાવિંદની આ દલીલથી સુનઈએ લજવાઇને તેવણુ પાસે માફ માગી તોપણુ એટલું માગી લીધું કે તેણીને ઘોડા તરફજ બેસવા દેવી. જો એકાદ દિવસને ખાતર મારી પાસે બેસવાનું હતે તો તેણી ખુશીથી તેમ કરતે પણ દરરોજની એવી બેઅદબી તેણીને પસંદ ન હતી. આ માગણી મારી સમજાવતથી વાહાલા ખાવિંદે માથે ચહડાવી અને દરરોજ એ પ્રમાણેજ બેસીને અમો ફરવા જવા લાગ્યાં.

---

## પ્રકરણ—૬૨.

### ગામડાંઓની સેહેલગા—"અરોશ"ની ખુબી—જેવો એક દિવસ તેવાજ બધા દિવસો.

પ્યારી બેનો,

રાજાનાં ગામમાં ફરવા જવા લાયકની જગાઓ બિસિયાર હતી. શેહેરમાં એક કુસાદે સરકારી બાગ હતો જેમાં ઉંચાં ઉંચાં એક સરખાં હારબંધ ઉગાડેલાં ઝાડોની ગતા વચ્ચેથી ગાડીમાંજ ફરવા લાયકના લાંબા લાંબા રસ્તાઓ બનાવેલા હતા. એક તરફ થોડાંક જંગલી જનાવરોનો સંગ્રહ હતો, અને બીજી તરફ રંગબેરંગી ફુલોના કીયારાઓ વચ્ચે એક સુંદર "બેંડસ્ટેન્ડ" બનાવેલું હતું. જયાં અઠવાડિયાંમાં બે વાર સરકારી રીજમીટનું "બેંડ" વાગતું હતું. ફરવા જવા લાયકની બીજી જગો નદી કિનારે હતી.

આખા દિવસની થાક પછી સાંજને છેડે નદી કિનારેની ઠંડક અને હવાની જીવને તાજગી બક્ષનારી સ્વચ્છ લેહેરકીઓથી જીવને રાહાત મળતી હતી. કેટલાક માઇલો સૂધી આ નદી જે તરફ વેહેતી હતી તે તરફ કિનારે કિનારે ફરવા લાયક એક સુફ્યિાનો અને કુસાદે રસ્તો બનાવેલો હતો અને તે ઉપર દર વરસ રેતી પાંથર્યાથી તે ઉપર ચાલવાની ઘણી મજાહ પડતી હતી. આ રસ્તો ખામખા ફરવા હરવાને માટેજ બનાવ્યો હતો, અને ત્યાં દરરોજ સાંજને છેડે માતબર "ફેશનેબલ" લોકોની ધમાલ પડતી હતી. આ ફેશનેબલ લોકોમાં પાદશાહી કુટુંબના મરદો અને રાજાના દરબારીઓ, સરકારી મોટા ઓધેદારો, તથા માતબર વેપારીઓ હતા. શેહેરના વસ્તીવાલા ભાગથી આ નદી દૂર હોવાને લીધે ગાડી ઘોડા વગરનાં ગરીઓ તેનો ઝાઝો લાભ લઇ શકતાં નહિ હતાં. પણ મારા ખાવિંદને, ફ્રુઇની સુનઈને તેમજ મને પોતાનેબી એકાંતવાસ વધુ પસંદ હોવાને લીધે માતબરોની ધમાલવાલા આ જાહેર રસ્તા ઊપર અમે માત્ર અઠવાડિયાંમાં એકજ દિવસ જવાનો ધારો રાખ્યો હતો. ઘણા લોકોની ગીરદીમાં ફરવું હરવું મને ઝાઝું પસંદ ન હતું. આવી ગીરદી વચ્ચે ગ્રહસ્થ બાનુઓ અને મરદોના તરીકા પ્રમાણે અમોથી અપસઅપસમાં હસી બોલી શકાતું નહિ હતું, પણ ફરવા જવાની અમારી મુખ્ય મોજ તો વાહાલા ખાવિંદ સાથ હસી બોલી જાત જાતની પૂછપરછથી જ્ઞાન મેળવવાની હતી. વાહાલા ખાવિંદને પોતાને પણ મુગું મંત્ર ચાલવા ગમતું નહિ હતું. આ કારણસર અઠવાડિયાંમાં બે ત્રણ દીવસ શેહેરની નજ-

દીકનાં નાનાં નાનાં ગામડાંઓ તરફ અમો ઊતરી પડતાં હતાં. શેહેરની બાગર વટાવ્યા પછી અમો બે જણાં ગાડી મધેથી ઉતરી પડતાં, અને માઈલોના માઇલો સુધી પગે ચાલી ગામડાંઓની અસલી સાદાઇ અને નિર્દોશપણાનો અનુભવ મેળવતાં હતાં. ઘણીવાર કુદરતની સુનાઇ ગામડીયનો સાથ વાતે વળગતી, હું તેમાં ઉલટથી ભાગ લેતી, અને મારા ભરથાર તેજ પ્રમાણે ગરીબ ગામડીયાઓ સાથ ભેળાતા. કોઇ કોઈ વાર ગામડીયાઓનાં ઝુપડાંની પણ અમો મુલાકાત લેતાં, અને ગામડાંના પેહેલા અનુભવ પછી મારા ખાવિંદ પોતાની સાથ એવી મુલાકાત વેળાએ ગાડીમાં કામજોગી દવાની પેટી રાખતા હતા, અને ગરીબ ગામડીયાઓને મુફત સલાહ તથા દવા આપવાથી તેઓ અમો તરફ મરી ફીટતાં હતાં. ગામડીયાઓ જયાં જોઇએ ત્યાં ઘણા ગરીબ તોપણ સંતોપી અને સુખી જણાતા હતા. તેઓ વાહાલા ખાવિંદની સલાહ તથા દવા મુફત લેતા હતા તોપણ તેનો બંગ વાળવા ખાતર તરેહવાર ભેટ સોગાદો અમને નજર પાડતા હતા. અમો કોઇ વાર તે કબૂલ રાખતાં, અને ઘણીવાર અમારે ખપની તે નહિ હોવાને લીધે નરમાસથી પટાવી સમજાવી તે લેવાને ના પાડતાં હતાં. આ પ્રમાણે ગામડાંઓમાં ફરવામાં અમને બેવડી તેવડી ગમત મળતી હતી. એક તો એકે ગામડાંની જીંદગીનો અમને ખરો ખયાલ આવતો હતો, બીજું એકે તે તરફ અકરફુસ, ત્રીમત્રાક, તથા મગરૂબ માતબરોની હતરાત શીશિયારીઓને બદલે ખુદરતની અસલ સાદાઇ, માણસનાં નિર્દોશ દિલોની સફાઇ, નેકી સાથનું ભોલાપણું, અને ગરીબાઇ

સાથનો સંતોશ જોવામાં આવતો હતો. તે ઊપ્રાંત ખુલ્લી જગા ઊપરની સ્વચ્છ હવામાં ફરવાથી અમને જે કસરત મળતી તેમાં અમારી તંદરેસ્તીને પણ મોટો ફાયદો થતો હતો. પણ સર્વેથી સરસ રમુજ અને મોજ તો સાદા અને ભોળા ગામડીયાઓ તથા ગામડીયનો સાથ ભેળાઈ તેઓ સાથ ગોફતેગો કરી અમારી નાકેશ શકતી મુજબ તેનું દુઃખ તાળવાની અમો જે કમીની કોશેશ કરતાં તેમાંજ હતી. અને મારે એક અગતની બીના જણાવતાં ભૂલવું નહિ જોઈયે. આવી લાંબી ફરહર ખાતર મારા ખાવિંદે અમને ઓહોંસ કરી "બુટ" પેહેરાવ્યાં હતાં. એક વાર મારા સુધરેલા પિતાજીને ત્યાં હું બુટ પેહેરતી હતી, પરણ્યા પછી મારા અસલી વિચારના સાસુ સસરા તરફની ફરમાબરદારી ખાતર મને તે ભારે આનાકાની તથા બલાપા સાથ તજી દેવાં પડયાં હતાં, પણ વડીલ મુરબ્બીઓને રાજી રાખવાનો બદલો અંતે હવે મને મળ્યો. હવે હું મારા વાહાલા ખાવિંદનાં ઘેરની આપખુદ મહારાણી બની હતી. સાસુ, સસરા, દેરાણી, જેઠાણી તથા નણંદ સાથ વસવાની જયાંવેર મારી સરજત હતી ત્યાંવેર સર્વે સાથ હળીમળીને ચાલી, તેમના સુખમાં મેં મારૂં પોતાનું સુખ વિચાર્યું હતું. હવે વાહાલા ખાવિંદની મરજી મુજબ દેશ તેવો વેશ કરવાની ફરજ પડી હતી અને તે વેશમાં ફરક માત્ર એટલોજ હતો કે મેં તથા ફુઇની સુનાઇએ પગમાં બુટ પેહેરવા માંડયાં હતાં. પણ તે ખામખા પાતળી નાની ઉંચી એડીનાં નહી હતાં. ધેકા ધરીયા ઉપર, જંગલની ઝાડીઓ વચે, પાહાડોના ઉંચા નિચા ઢોળાવ ઊપર

સેહેલથી ચાલી શકાય એવાં મજબુત, સાદાં, અને પગમાં બંધ બેસતાં બુટજ અમોએ પસંદ કીધાં હતાં, કેમકે રાજા-નાં રાજમાં અમને અમારો ભપકો કોઇ આગળ બતલાવ-વાનો નહિ હતો.

આ પ્રમાણે દરરોજ જૂદી જૂદી જગો ઉપર ફ્રી હરી સાત અને સાડા સાતની વચ્ચે અમો ઘેરમાં આવી પુગતાં. આવતાંના વારમાં બંદગીની તૈયારી થતી. સાસરેના ધારા પ્રમાણે અમો ત્રણે જણાં સાથેજ બંદગી કરવાને બેસતાં. રાતની બંદગી વેળાએ અમને દરરો-જ મોટી સરોશ કરવાની મારાં સાસુ સસરાની તાકીદ હતી. રાતની વડી સરોશ માટે મારા સસરાને અજબ જેવો એતબાર બેસી ગયો હતા, અને એ બંદગીની ખુબી માટે તેઓ વારે વાર બોલતા કે, "એજ બંદગીની ખુબીથી હું ત્રણ ત્રણવાર પરદેશમાં મરતાં મરતાં બચ્યો છું." તેમના એતબાર પ્રમાણે હરરોજ રાતની વડી સરોશ કરનાર ધણી-ના હાડકાં કદી પણ પરદેશમાં રવડતાં નથી. ગમે એવી મુંશ્કેલી વચેથી પણ દરરોજ એ સરોશ કરનાર ધણી સલાં-મત બચી પોતીકે વતને આવી, પોતીકાં ખેશ કુટુંબીઓને મળ્યા ભેટયા પછી જો તે મરવાનો હોય છે તો મરણ પામે છે. તેવણ પોતે એકવાર પરદેશ પધારેલા હતા, અને ત્યાં એક જાતની મરકી ફેલાવાથી સેંહેંકડો માણસોનો ઘાણ નિક-ળી ગયો હતો. તેવણ પોતે જાતે નબળા, પોચા, અને બિ-કણ હોવાથી જે ઘડી જાય તે ઘડીમાં પતકાવાની તેમની વકી હતી, પણ તે છતાં દરરોજ રાતની વડી સરોશ કરવાની

આદત હોવાથી, તથા તેની ઊપલી ખુબી માટે તેમને પુર એકીન હોવાને લીધે સર્વેની અજાએબી વચ્ચે તેવણ જેવાને તેવાજ રહી શકયા. એજ પ્રમાણે એકવાર દરિયાની સફર વેળાએ વાહાંણુ ખરાબે લાગી ભાગીને ફુરજે ફુરજા થઇ ગયું હતું. સઘળા મુસાફરો વગર ચેતવણીએ સમુદ્રમાં પડયા હતા અને પુષ્કળ જાનોની ખુવારી મધેથી તેવણ ગેબી મદદથીજ બચી ગયા હતા. તેવણુને મુદલ તરતાં આવડતું નહિ હતું, તે છતાં જેવા તેવણ સમુદ્રમાં પડયા તેવુંજ તેમના હાથમાં બુચનું એક ગોળ વળું આવી ગયું અને તેને ચીવતપણે વળગી રહ્યાથી આસરે અરધો એક કલાકવેર તેવણ પાણીની સપાતી ઉપર રહી શકયા, અને ત્યાર પછી તેમને એક બોટમાં ઉપાડી લેવામાં આવ્યા હતા. ત્રીજી વાર તેમને ભેજાંની તાવ આવી હતી, અને તે વેળાએ પણ તેવણ પરદેશમાંજ હતા. આ વેળાએ સર્વે ડાકટરોએ તેમની આશા મેળી હતી અને તેવણ બઇરી છોકરાંથી હજારો કોશ દૂર હોવાથી તેમનાં દિદારનાં છેલ્લાં દર્શણ માટે તલપી રહ્યા હતા, પણ તે વેળાએબી અંતની ઘડીએ સરોશેજ તેમનો જીવ ઉગાર્યો હતો એમ તેવણ હજી પણ કહે છે અને માને છે. તેવણ તરફનું આ ફરમાન માથે ચહડાવી અમો કોઇબી દિવસે રાતની વડી સરોશ કીધા વગર બિછાણે જતાં નહિ હતાં.

રાતની બંદગી પછી સાથે હસી બોલીને જમવા બેસતાં અને જમ્યા પછી દશ વાગતાવેર ગાઇ વજાડી, ચોપડીઓ તથા વર્તમાનપત્રો વાંચી, કોઇ કોઇ વાર "મેજીક લેનટર્ન" નાં જાદુઇ ફાણુસની અજાયબીઓ જોઇ આરામઘાએ જતાં હ-

તાં. એ પ્રમાણે અમારા આખા આખા દિવસો એકસરખા નિયમસર એવાતો પાણીના રેલાની મિસાલ પસાર થઈ જતા કે અમને મુદલ જણાતુંજ નહિ કે અમારા દિવસો કેમ પસાર થઇ જાય છે. વાંચવા લખવાના ભારે શોખ છતાં એવી જાતના અભ્યાસ માટે અમને ઘણીજ થોડી જોગવાઇ મળતી હતી, અને તે માટે મને પુષ્કળ બલાપો થતો હતો. એ અભ્યાસ માટે હું હવે પછી બોલીશ.

---

## પ્રકરણ—૬૩.

## વાહાલા ખાવિંદના શોખનાં પુસ્તકો અને તેમને લગતો અમારો અભ્યાસ.

પ્યારી બેનો,

નામાંકિત શેકસપિયર કહે છે કે અગરજો આપણી જીંદગીના બધાજ દિવસો તેહેવારના જેવા હોય તો મોજમજાહ પણ આપણનાં કામકાજના જેવીજ કંટાલા ભરેલી થઇ પડ્યા વગર રહે નહિ. આ વિચાર ઘણોજ વાજબી છે તે છતાં રાજાને ગામની અમારી જીંદગીના સઘળા દિવસો એક ચાલુ તેહેવારનીજ મિસાલ સરસરાત પસાર થઇ જતા હતા. વખતે વખતનાં નેમી રાખેલાં કામકાજ ઉપર ધ્યાન પુગાડતાં આખા દિવસ મધેના એક કલાક યા એક પળ પણ અમોને અકારા અથવા કંટાલા ભરેલી થઇ પડતી નહિ હતી. સવા-

રને પોહોર પાંચ વાગતામાં બિછાણું છોડતાં ત્યારથી તે રાતનાં દસ કલાકે પાછાં બિછાણે જતાં ત્યાં સુધીના દરેક કલાક માટે ચોકસ નેમી આપેલાં કામો હતાં અને તે કામકાજમાં રમત ગમત, ફરવું હરવું, હસવું બોલવું, તથા જાતજાતના અભ્યાસોને પણ ભેળી નાખેલા હોવાથી, કશાં પણ કામથી થાકીને કંટાલી જવાને બદલે વચ્ચે વચ્ચે અમોને જોઇતી આસાયશ મળતી, અને એવી આસાયશને લીધેજ ઘર સંસારી કામકાજ ઉપર પાછાં ઉલટથી મંડી જવાની અમોને તલપ થઇ આવતી. ઘર સંસારી કામકાજ મારી બેનીઓને કંટાલા ભરેલું થઇ પડે છે તેનું મુખ્ય કારણ એજ છે કે તેઓ પાસ વખતની વેંહેંચણી વગર આખો દિવસ એકજ જાતનું વહીતરૂં કરાવવામાં આવે છે અને તેથીજ તેમને ઘર સંસારી કામકાજ અકારૂં થઇ પડે છે.

રાજાને ગામની આખા આખા દિવસોની સઘળી મોજમજાહ અને કામકાજો માટે હું લંબાણુથી બોલીછું પણ એ સઘળી મોજ મજાહને એક કોરે બેસાડે એવી સર્વોપરી મોજ વિષે વધારે વિગતવાર રીતે બોલવું છે. એ મોજ વિદ્યાભ્યાસને લગતી હતી. ખાવું પીવું, ફરવું હરવું, અને હસવું બોલવું, એટલીજ ચીજોમાં જો ઇનસાન જાતની મોજમજાહ સમાયલી હોય તો તે નામાંકિત "શેકસપિયર" ના બોલોમાં થોડા વખત પછી કંટાલાભરેલી થઇ પડયા વગર રહે નહિ. કોઇ પણ મોજ કંટાલા ભરેલી નહિ થઇ પડે એટલા ખાતર વચ્ચે વચ્ચે વિદ્યાભ્યાસને અમોએ ચાલુ રાખ્યો હતો. વિદ્યાભ્યાસની મોજ ન્યારીજ છે. કહણુ વિદ્યાઓ

અને શાસ્ત્રોના ખાસ અભ્યાસ માટે હું કશું પણ ગુમાન ધરાવી શકતી નથી. સાધારણ વાંચણનો ઓહોળો શોખ ધરાવનારા મારા અનુભવી ભ્રથારની રાહનુમાઇ તળે ચાલુ કીધેલો મારો વિદ્યાભ્યાસ માત્ર સારાં સારાં પુસ્તકો વાંચવાને લગતોજ હતો. અમો માતીબઇયર દરએક પુસ્તક સાથે બેસીને વાંચતાં, જે ચીજ મને નહિ સમજ પડે તે મારા ખાવિંદ મને સમજાવતા, અને એ રીતના દરરોજના માત્ર દોઢ યા બે કલાકના અભ્યાસથી મારી નજર આગળ ઇંગ્રેજી સાહિત્યની એક નવીજ દુનિયા ઉઘાડી પડી હતી.

મારા ખાવિંદને પોતાને બચપણથીજ કાહાણીકિસ્સાની કેતાબોનો ઝાઝો શોખ નહિ હતો. તેવણે ઘણી કરકસર અને સંભાળથી પોતીકા શોખ મુજબનાં થોડાંજ પણ ઉત્તમ પ્રકારનાં પુસ્તકો વખતે વખતે પોતીકી ગુન્જાસ મુજબ ખરીદયાં હતાં. આ પુસ્તકો ઘણું કરીને મહાન પુરૂશોનાં જન્મ ચરિત્રોને લગતાં, તવારીખને લગતાં અને જાત જાતનાં સંસારી, રાજદ્વારી, તથા નીતિ સંબંધી નિબંધોને લગતાં હતાં, જેમને ઇંગ્રેજી ભાષામાં "મીસેલેનિયસ" ને નામે પિછાણવામાં આવે છે. વળી જુવાન પુરૂશોને આ દુનિયામાં ઉદયોગથી આગળ વધારવા માટે જેવી ખાસ પુસ્તકો લખાયલાં હોવ તે તેવણ જો તેવણથી બની આવે તો ખરીદતા હતા. મારી સાથનાં લગન આગમજ તેવણ પોતીકા કોલેજના અભ્યાસ ઉપ્રાંત જેવી ફુરસદ મળતી તે ઉપર મુજબનાં પુસ્તકો વાંચવા, બલકે તેમનો ચીપીચીપીને અભ્યાસ કરવા ઉપર મંડતા હતા. આ અભ્યાસનો તેમને એટલો બધો શોખ હતો કે તે શોખ

પુરતી રીતે પૂરો પાડવા ખાતર પોતીકી કાલેજના અભ્યાસનો કશો પણ ભોગ આપ્યા વગર, દરરોજનાં વર્તમાનપત્રોને ભોગે તેવણ આ મનપસંદ અભ્યાસ ચાલુ રાખી શકતા હતા. દર રોજનાં વર્તમાનપત્ર ઊપર માત્ર પા કલાકથી વધુ વખત ગુમાવાનું જેમ તેમને પાળવતું નહિ હતું તેમજ તેવણ તે નામુનાસેબ વિચારતા હતા. મારી સાથનાં લગન તલગ તેવણે બાનુઓને બરનું એક પણ પુસ્તક ખરીદયું નહિ હતું, અને બાનુઓને બરનાં સાહિત્યથી તેવણ લગભગ અજ્ઞાન હતા. મારી સાથનાં લગન પછી આ અજ્ઞાનપણું તાલવાની તેવણે કેવી વખાણવાજોગ કોશેશો કીધી હતી તે હું આવતી વેળાએ જણાવીશ, પણ હાલ તરત તો મારા ખાવિંદના પોતીકા શોખ પ્રમાણેનાં પુસ્તકો પણ મારે માટે કેટલાં બધાં ઉપયોગી થઇ પડયાં હતાં તેટલુંજ માત્ર જણાવવાની હું રજા લઉં છું. અલબતાં એ સઘળું ઇંગ્રેજી પુસ્તકો માટે હોવાથી મારી ઘણીખરી ગુજરાતી વાંચનારી બેનીઓને કંટાલાભરેલું થઇ પડશે, તોપણ જયારે હું જાણુંછું કે મારી બીજી કેટલીક બેનીઓ ઇંગ્રેજી ભાષાના અભ્યાસ ઉપર લાગેલી છે ત્યારે તેઓ મધેની થોડીકોનેબી એ વિગત ઉપયોગી થઇ પડયા વગર રહેશે નહિ.

મારા ભ્રથારનાં ખાનગી પુસ્તકખાનામાં સર્વેથી મનપસંદ પુસ્તકો "સ્માઇલ્સ" નાં હતાં. "ચાલચલણ," "કરકસર," અને "આપ--મદદ" નાં ત્રણ પુસ્તકો અમોએ લગોલગ ત્રણ ત્રણ વાર સાથે બેસીને વાંચ્યાં હતાં. તે વેળાએ આ નામીચા લખનારનું "ફરજ"ને લગતું પુસ્તક બાહાર પડેલું

નહિ હતું. "બુક ઓવ ગોલડન ડીડસ" યાને સોનેરી કામોની કેતાબ એવે નામનું "મીસ યંગ"ને હાથનું પુસ્તક મારા ખાવિંદના કરતાં મારૂં પોતીકું વધારે પ્યારૂં થઇ પડયું હતું કેમકે તેમાં છેક પુરાણા વખતથી તે હાલના વખત સુધીના માણસ જાતની ભલાઇને લગતા ખરા બનેલા બનાવોનો હેવાલ આપેલો હતો. "વખણાયલા છોકરાઓ અને તેઓ પાછળથી મહાન પુરૂશો કેમ થયા" એવે નામનું પુસ્તક અમો માટે માત્ર એકજવાર વાંચવાલાયક હતું. "સાહસીક ખંતીપણાની ફતેહઓ" એવે નામની "ટોમસ કુપર"ને હાથની કેતાબ પણ ઉપલાં પુસ્તકની જોરીદારજ હતી. "ડેવણપોર્ટ એડમ્સ"ની "સીક્રેટ ઓવ સકસેસ," તથા "પ્લેન લીવીંગ એન્ડ હાઇ ટીંકટીંગ" એ બેઉ કેતાબો જ્યારે વાંચતાં ત્યારે બોધકારક થઇ પડતી. "ક્રેક" નામના લખનારને હાથની "મુશ્કેલી વચ્ચે વિદ્યાભ્યાસ" એવે નામની કેતાબ ગરીબો કેવી કેવી મુશ્કેલી વચ્ચે વિદ્યાભ્યાસ ચલાવી આગળ વધ્યા હતા તેને લગતો અખુટ ખજાનો આપણી સામે ધરતી હતી. "બોઝવેલ"ને હાથની "ડાકટર જોનસન"ની જીંદગીના હેવાલે અમે માટી બઇયેરને જેટલી રમુજ આપી હતી તેટલી બીજાં કોઇ પણ પુસ્તકથી મળી હોય એમ મને યાદ નથી. આ પુસ્તકના અભ્યાસ પછીજ "જોનસન કાકા"ને એક મોટા બાવાની મિસાલ ચાહાતી અને વખાણુતી હું આવી છું, જોકે જોનસનનાં પોતીકાં કોઇ પણ લખાણે મારા ઉપર ઝાઝી અસર કીધી નથી. મહા મુશ્કેલીએ અમે જોનસનને હાથનો ઇંગ્રેજ કવિઓની જીંદગીનો હેવાલ એકજવાર વાંચ્યો હતો તથા કો-

ઇ કોઇ વાર તેના "રેમબલર"નો અભ્યાસ કરતાં હતાં. નામાંકિત "ગોલ્ડસ્મીઠ"નું દરેક લખાણ અમો ઉલટથી વાંચતાં, અને ફરી ફરીથીબી વાંચતાં. "એડીસન" અને "સ્ટીલ"નું "સ્પેક્ટેટર" તો મારા બ્રથારની એક ભોમિયા પોઠીજ હતી. કોઇ પણ જાતના સંસારી સવાલ માટે તેમને સલાહ જોઇતી કે તુરત તેવણ એ પુસ્તક ઉઠલાવા મંડી જતા અને કાંઇ નહિ ને કાંઇ પણ તે મધેથી તેમને પોતાની ધારણા મુજબનું મળી આવતું. જ્યારે કાંઇ પણ નવું વાંચવાનું નહિ જડતું ત્યારે "સ્પેક્ટેટર" તો સદા ટેબલ ઉપર ઉઘાડુંજ પડી રહેલું મળી આવતું. "ડીઝરેલી"ની વિદ્યાભ્યાસની અજાયબીઓ પણ મારા બ્રથારની એક માનીતી કેતાબ હતી. "ચાર્લસ લેમ્બ"ના નિબંધો અમને થોડી રમુજ આપતા નહિ હતા. વળી એજ લખનારને હાથના સેકશપિયરના નાટકો ઉપરથી ઉપજાવી કહાડેલી વાર્તાઓ એક વાર વાંચ્યા પછી અમો માતી બાઇએર તે વાર્તા ઉપરથી સેકશપિયરના અસલ નાટકોનો અભ્યાસ ચલાવતાં અને એ પ્રમાણે "સેકશપિયર"ના માત્ર ડઝન એક પ્રખ્યાત નાટકોથી હું વાકેફ થઇ શકી હતી. "મેકોલે"નાં દરએક લખાણના મારા ખાવિંદ પૂંજારી હતા અને એ લખનારનાં નિબંધો કે ઇંગલંડની તવારીખ એકવાર વાંચવા માડયું કે પછી હાથ મધેથી છોડવા ગમતું નહિ હતું. "પ્લુટાર્ક"ને હાથના અસલી રોમનો અને યુનાની મહાન પુરૂશોની જીંદગીના હેવાલો પણ અમને અછી ચાનક સાથ ગ્નાન આપવામાં કામે લાગી શકતા હતા. વાર્તાઓના પુસ્તકોમાં મારા ખાવિંદ પાસે તે વખતે "રોબીનસન ક્રુઝો", "ગુલીવર્સ ટ્રેવલ્સ", "પીલગ્રીમસ પ્રોગ્રેસ",

અને "રેસાલસ" એટલીજ માત્ર હતી અને તે મેં ઘણી મઝા લઇ લઇને વાંચી હતી. "જીરેમી ટેલરની" "પવિત્રાઇ સાથ કેમ જીવવું તથા કેમ મરવું" એવે નામની કેતાબ તથા "ટોમસ આકેમપીસ"ની "ઈમીટેશન્સ ઓવ ક્રાઇસ્ટ" ખ્રીસ્તી ધરમ તરફની કશી પણ લાગણી ઉતપણ કર્યા વગર નેકી અને પવિત્રાઇથી ચાલી આ દુનિયામાં સુખી થવા ઉપ્રાંત પેલી જહાનનું સુખ શી રીતે સંપાદન કરવું તે શીખાડતી હતી અને તે ઉપર પણ અવાર નવાર અમારો અરધો કલાક રોકેલો નકામો જતો નહિ હતો. વાહાલા ખાવિંદના શોખની આ કેતાબો હતી. મારાં લગન આગમજ તેવણ તે વાંચીને પરવાડી ગયલા હતા તે છતાં તેવણે પોતીકા કિમતી વખતનો ભોગ આપી તે સઘળી કેતાબો મારી સાથ સરોબર બેસીને ફરીથી વાંચી, બલકે તેમનો મને અભ્યાસ કરાવ્યો હતો. તેમની આટલી બધી મેહેરબાની માટે જ્યારે હું તેમનો ઉપકાર માનતી ત્યારે તેવણ માત્ર મને એટલુંજ કહેતા કે, "શીલા એ તસ્દી કાંઈ તારાં એકલીના સુખ માટે નહિ પણ મારા પોતીકાં સુખ માટે વધારે છે. એક જંગલી, બે અકલી, અભણ નાર સાથ આખી જીંદગી તલક જોડાયાથી ગમે એવો ભણેલો ખાવિંદ પણ પોતીકી મોહોરદારની નિચી સપાતીએ દરરોજ ઉતરતો જાય છે અને તેથી તેને નુકશાન થાય છે અને એથી ઊલટી રીતે જે ભાગ્યશાળી ધણીને ખરેખરી ભણેલી નાર મળે છે તે ગામડીયા ગાવડી જેવા ખાવિંદનેબી પોતીકી ભલી કોશેશથી ચઢીયાતી હાલતમાં લાવવાની તજવીજ કરે છે. આ નિયમ પ્રમાણે ચાલીને

તારા અભ્યાસમાં ભાગ લીધાથી આપણે બેઉ એકસરખી રીતે આગળ વધયે છીએ, અને તેથી છેવટે આપણું બન્નેને એકસરખો લાભજ છે. એકસરખા અભ્યાસથી વાહાલી શીલા, આપણા આચાર વિચારમાં જરાએ ફરક પડતો નથી, અને માટીબઇયેર વચ્ચે એકસુજ, એકસંપ, એકસરખા વિચાર રહી શકે એથી વધુ સુખ બીજું શું જોઇએ?"

---

## પ્રકરણ—૬૪.

### મારે માટે ખરીદેલાં બાનુઓને બરનાં ખાસ પુસ્તકો.

પ્યારી બેનો,

વાહાલા ખાવિંદના શોખનાં પુસ્તકોનો જે હેવાલ મેં ગઇ વેળાએ આપ્યો છે તે મધે ઇંગ્રેજી ભાષાનાં સરસમાં સરસ પુસ્તકોની એક સંપૂર્ણ ટીપ આપવાનો મેં બિલકુલ લોભ રાખ્યો નથી. પ્રથમ તો મારા ખાવિંદની ગુંજાસજ એટલી નહિ હતી કે તેવણ એવાં પુસ્તકોનો સંપૂર્ણ સંગ્રહ કરી શકે. બીજું એ કે બાહેરના ખાલી ભપકખાતર વગર અગતનાં પુસ્તકો ખરીદી રાખવનો તેમને શોખ નહિ હતો. નામાંકિત "બેકન"ના વિચાર પ્રમાણે જે પુસ્તક ચાવી ચાવીને બરોબર જરપત કરવાનું હોય તેજ માત્ર તેવણ ખરીદતા હતા, અને એકવાર ખરીદેલાં પુસ્તકનો પુરો અભ્યાસ કીધા વગર તેવણ તે પુસ્તકને ચોપડીઓની અભરાઇ ઉપર જગો આપતા

નહિ હતા. વાંચણુને લગતા આવા નિયમને ખાતર માનમાન તેવણુ દર સાલ અરધો ડજન નવાં પુસ્તકો ખરીદતા હોય, અને બાકીનો બધો વખત જુનાં પુસ્તકોના અભ્યાસ ઉપરજ તેવણુ રોકતા હતા. વાહાલા ખાવિંદના શોખનાં પુસ્તકોમાં ગઇ વેળાએ હું તેમના માનીતા કવિઓને ભૂલી ગઇ છું. "શેકસપિયર" ઉપર તો તેવણુ દુશ્મન જીવ પ્રાણ કાહાડી આપતા, પણ તે ઉપ્રાંત "કાઉપર"ની ધરમી લાગણીવાલી કવિતાઓ, "ટોમસન"ની ખુદરતની બલીહારીઓનો ખરો ખ્યાલ આપનારી રૂતુઓનાં વર્ણનની કવિતાઓ, "મીલટન"ની બેહેસ્ત દોજખને લગતી શુર ભરેલી કવિતાઓ, અને હાલના પાદશાહી કવિ "તેનીસન"ની મીઠાસ ભરેલી કવિતાઓનો અવારનવાર તેવણુ રાતને છેડે ઉપ્યોગ કરતા હતા. વળી જૂદા જૂદા કવિઓની કવિતાનો ખ્યાલ મેળવવા ખાતર તેવણુપાસ બીજાં બે પુસ્તકો હતાં, એક "કાસકેટ ઓવ જેમ્સ" અને બીજું "એક હજાર અને એક" ચુંટી કાહાડેલી કવિતાઓનું પુસ્તક. આ બેઉ પુસ્તકો મારે માટે ઘણુાંજ ઉપ્યોગી થઇ પડયાં હતાં. મારે માટે ખાસ ખરીદેલાં પુસ્તકોમાં કવિતાના બાબમાં વાહાલા ખાવિંદના શોખનાં ઉપલાંજ પુસ્તકો બસ હતાં, કાઉપર મારો માનીતો કવિ થઇ પડયો હતો, અને એ પુસ્તકોમાં મારે ખાતર માત્ર "મીસીસ હીમન્સ"નાંજ પુસ્તકનો વધારો કરવામાં આવ્યો હતો.

હવે હું મારે માટે ખાસ ખરીદેલાં પુસ્તકો માટે ટૂંકમાં બોલવા માગું છું જે મને ઉમેદ છે કે મારી ઇંગ્રેજી ભણેલી બેનીઓને ઉપ્યોગી થઇ પડયા વગર રહેશે નહિ. આ પુસ્ત-

કો ઘણાં જાણીતા, પ્રખ્યાત, "કલાસીકલ" લખનારાઓને હાથના તો નથી, તોપણ તે બાનુઓને માટેજ ખાસ લખાયલાં હોય તે માટે મને મુદલબી શક નથી. પ્રથમ આ પુસ્તકોમાં સર્વેથી પેહેલી જગો હું "એલીઝાબેઠ સ્ટારલીંગ" નામની બાનુને હાથે લખાયલી "નોબલ ડીડસ ઓવ ઉમન" નામનાં પુસ્તકને આપવા માગું છું. એ પુસ્તકમાં બાનુઓની હિમત અને નેકીના રસીલાં દાસ્તાંનો સમાવવામાં આવ્યા છે એટલુંજ નહિ પણ તે ઘણું કરીને ખ્યાલી નહિ પણ ખરાં બનેલાંજ છે. આ પુસ્તકમાં બાનુઓ માતા તરીકે, બેટી તરીકે, બેન તરીકે, અને મોહોરદાર તરીકે કેટલી ભલાઈ કરી આ જગતને સુખી કરી શકે છે તેનો અછો ચિતાર આપવામાં આવ્યો છે. વળી તે ઉપ્રાંત બાનુઓના દયાલુપણા, ઈમાનદારી, સચાઇ, પ્રમાર્થ, મકમપણું, સંકટને વખતની હિમત, પરોણાગત કરવાની ખાસિયત, પોતીકા જીવને કાબુમાં રાખવાની શકતી, નિમખહલાલી, વફાદારી, અને દેશહીતકાર ઈત્યાદી સદગુણોની સીલસીલાબંધ હકીકતો આપવામાં આવી છે. બીજું બાનુઓને બરનું ઉપયોગી પુસ્તક "ડેવનપોર્ટ એડમ્સ"ને હાથનું "ઉમન્સ વર્ક એન્ડ વર્થ" એવે નામનું છે. આ પુસ્તકમાં પણ ઉપલાનીજ મિસાલ માતા, મોહોરદાર, તથા કુમારિકા તરીકે પ્રખ્યાત થયલી બાનુઓની ખબર લીધા પછી વિદ્યા, સાહિત્ય, કલાકોશળતા, અને ઉંચે દરજ્જેની કેળવણીથી પ્રખ્યાત થયલી બાનુઓને લગતી હકીકતો સમાવવામાં આવી છે. વળી સુધરેલા દેશોમાં કેળવાયલી બાનુઓ પોતીકાં ગુજરાંણ ખાતર કેવા કેવા ધંધાઓમાં પડી શકે છે તે પણ આ પુસ્તકમાં દરશાવવામાં આવ્યું છે. એજ લખ-

નારને હાથની બીજી કેતાબ "મહારાણીનાં રાજની વખણાયલી ઈંગ્રેજ બાનુઓ" એવે નામની છે જે મધે મહારાણીના પોતીકા હેવાલ સાથ "મીસ મારટીન્યુ," "ચારલોટ બ્રોન્ટ," "મીસ મીટફર્ડ," "મીસ સોમર વાર્લ્ડ," "સારા કોલરીજ," "મીસ મેરી કારપેનટર," "એડીલેડ એન પ્રોકટર," "જ્યોર્જ એલીયટ," અને "જેન કારલાઇલ," જેવી વખાણાયલી બાનુઓની જીંદગીના નકલ કરવાજોગ હેવાલ આપવામાં આવ્યા છે. એવીજ એક બીજી કેતાબ "ચાર્લસ બ્રુસ" નામના લખનારને હાથની "અમારી ખસલતની ઈંગ્રેજ બાનુઓ" એવે નામની છે, અને તેમાં નજદીક ચાલીસ ભલી મડમોની જીંદગીનાં ટૂંક ટૂંક વર્ણનો સમાવવામાં આવ્યાં છે. "પચાસ વખણાયલી બાનુઓ'ની જીંદગીના હેવાલવાલું એક બીજું પુસ્તક આપણી 'સદગુણી સ્ત્રીઓ" એવે નામના ગુજરાતી એકપુરાં પુસ્તકની યાદ આપે છે. "મીસીસ ઍલીસ" નામની એક ભલાં દિલની બાનુને હાથનાં ચાર પુસ્તકો "ઇંગલંડની માતાઓ," "ઇંગલંડની બાનુઓ," "ઇંગલંડની બેટીઓ," અને "ઇંગલંડની મોહોરદારો," એવે નામનાં છે અને તેમાં એ જૂદી જૂદી હાલત માટેની ફરજો અછી રીતે શીખાડવામાં આવી છે. આ પુસ્તકો માટે દલગીરી ભરેલું એટલુંજ છે કે તે જેવાં જોઇએ તેવાં રસીલાં નથી. નિશાળની પાઠમાળાની મિસાલ મને તેમનો અકરવકરેજ અભ્યાસ કરવો પડયો હતો, પણ તે પાછળ ગુજારેલો વખત નકામો ગયો હોય એમ હું માનતી નથી. "મીસીસ ઓવન" નામની બાનુને હાથનાં બીજાં બે પુસ્તકો તવારીખ અને સંસારમાં

નામિચી થયલી બાનુઓને લગતાં છે જે મધેનું પાછળું પુસ્તક દરેક સંસારી બાનુ માટે અભ્યાસ કરવાજોગ હું ધારૂં છું. "ફીલીપ બ્રાઉન"ને હાથનું "કુમારિકાઓ શું શું કરી શકે છે" એવે નામનું પુસ્તક સુધરેલી દુનિયાની બાનુઓનાં સાહાસીકપણાનો અચ્છો ખ્યાલ આપી શકે છે. ઇંગલડમાં સઘળીજ બાનુઓ પરણી શકતી નથી, અને તેથી તેમને પોતીકાં ગુજરાંણુ માટે સ્વતંત્ર કોશેશ કરવી પડે છે, અને તે કોશેશમાં તેઓ કેટલે દરજ્જે ફતેહમંદ થઇ ચૂકી છે તેનો આ પુસ્તક આબાદ ખ્યાલ આપે છે. "ઇલીઝાબેઠ સુવેલ" નામની બાનુએ "દરરોજની જીંદગી" વિષે પત્રો લખ્યાં છે તે પત્રોનાં સંગ્રહનું પુસ્તક બાનુઓના બાબમાં એક કિમતી ખજાનો આપણી સામે ધરે છે. બાનુઓની તમામ ફરજો આ પુસ્તકમાં શીખાડવામાં આવી છે, પણ માહાં ભાયગે એ પુસ્તક પણ ઝાઝું રસીલું નથી. "ગર્લસ એંડ ધેર વેઝ" યાને કુમારિકાઓ અને તેમની રીતભાતો એવે નામનું પુસ્તક જુવાન કુમારિકાઓ માટે ઓછું ઉપયોગી નથી. "ડાકટર કરટન"ને હાથની "ચીઅરફુલ હોમ્સ" એવે નામની કેતાબ દરેક ઘેરને "શી રીતે સુખી કરવું અને સુખી રાખવું" તે ઘણી રસીલી અને અસરકારક રીતે શીખાડે છે. "કેટેરાઇન મેકસોરલી"ને હાથની "થોડીક ભલી બાનુઓ અને તેઓ આપણને શું શીખાડે છે" એવે નામની કેતાબ ફરી ફરીથી વાંચતાં હું કંટાલતી નથી. આ પુસ્તકમાં બાનુઓના ખંતીપણાં, કાબેલિયત, વફાદારી, સહનશકતી, બીનગરજાઉપણું મકમપણું, હિમત, ધિરજ, અને પારકાંને સાહાય થવાના પ્ર

માર્થી ખવાસને લગતો માત્ર એક એકજ દાખલો આપવામાં આવ્યો છે પણ તે એકવાર વાંચયા પછી કધી પણ ભૂલાવો મુશ્કેલ છે. "મેરાયા ચાઇલ્ડ" નામની એક બાનુને હાથની "ભલી મોહોરદારો," તથા "મીસ યંગ"ને હાથની "ભલી બાનુઓ" એ બેઉ કેતાબો એકસરખી બાનુઓના અભ્યાસને લાયકની છે. આ કેતાબોમાં કેટલીકવાર એકની એક બાનુઓના હેવાલો વાંચવામાં આવે છે પણ તે તદન જૂદે જૂદે હાથે લખાયલા હોવાથી ઘણીવાર તે મધેથી કેટલુંક નવું પણ મળી આવે છે. આ સઘળાં પુસ્તકો ફકત મારા અભ્યાસ માટે રફતે રફતે ખરીદવામાં આવ્યાં હતાં, તોપણ તે હુ મારા વાહાલા ખાવિંદની મદદ વગર વાંચતી નહિ હતી. તેવણ મારા શીક્ષક હતા, કોઇપણ પુસ્તક પેહેલીવાર તેવણની મદદ અને તેવણના સાથ વગર વાંચવાનો મારો સરેસ્તો નહિ હતો. એકવાર પસંદ પડેલું પુસ્તક બીજીવાર વાંચવાનો શોખ થતો તો તે હું એકલી વાંચતી, પણ પ્રથમતો તેમની મદદ વગર મારાથી એક દગલું પણ આગળ વધી શકાતુ નહિ હતું.

ઊપલાં પુસ્તકોમાં મારી પ્યારી વાંચનારી બેનીઓના જોવામાં એકપણ કાહાણી કિસ્સાનું પુસ્તક આવ્યું નહિ હશે, પણ તેથી તેઓએ એમ નહિ સમજવું કે મને રસીલી વાર્તાઓ વાંચવાનો શોખ નહિ હશે. એવાં ચિબાવલાપણાંને હું સદા ધિક્કારૂં છું. મારે લાયકની રમુજ સાથ ચાનક પમાડનારી જેબી વાર્તાની ચોપડીઓ મારા ખાવિંદ ખાસ તલાસ કરીને પસંદ કરી લાવતા તે હું ઉમંગથી વાંચતી હતી.

એવી કિસમની વાર્તાઓમાં "ગોલ્ડસ્મીઠની" "વિકાર ઓવ વેકફીલ્ડ" મારી એટલી તો માનીતી હતી કે તે હું ફરી ફરીથી વાંચતી, અને જ્યારેબી વાંચતી ત્યારે તે નવેસરથી રડી રડીને વાંચતી હતી. એક ગરીબ ધરમગુરૂના કુટુંબ ઉપરના ગજબો, નેકીના સંકટો, બદીની થોડા વખત ખાતરની ફતેહ અને પાછલથી તેના સજાનો ચિતાર આપનારી એવી ચાનક પમાડનારી વાર્તાઓ ઇંગ્રેજી ભાષામાં પણ થોડીજ હશે. "જ્યોર્જ એલીયટની" "એડમબીડ" અને "મીલ ઓન ધી ફ્લોસ" એ બેઉ વાર્તાઓ તેમજ "મીસીસ ક્રેક"ની "જોન હેલીફેક્ષ" તથા "ઉમન્સ કીંગડમ" નામની બેઉ વાર્તાઓએ મારા મન ઉપર પુષ્કળ અસર કીધી હતી. "મેરાયા એજવર્થની" નાની નાની વાર્તાઓ હું સદા ઉલટથી વાંચતી, અને તેજ પ્રમાણે "કરનલ મેડોસ ટેલર"ની દરેક હિંદી વાર્તાનો તથા તેની પોતીકી જીંદગીના હેવાલનો પણ મેં ખાસ અભ્યાસ કીધો હતો. "લોર્ડ લીટનની" "રીએનઝી" માત્ર તવારીખનું જ્ઞાન મેળવવાની મકસદથી મેં વાંચી હતી, અને "ચાર્લસ ડીકનસની" "નાની નેલ"ના મરણવાલી નાની વાર્તા કભી પણ મારાથી વિસરાતી નથી. પ્યારી બેનો, આવાં આવાં પુસ્તકોના અભ્યાથીજ ઇંગ્રેજી ભાષા શીખેલી પ્રમાણ છે. ભાગી તૂટી ઇંગ્રેજીના જ્ઞાનથી મારી બેનીઓનું પોતાનું તેમજ તેમના સંસારનું કશું પણ દલદર ફીટવાનું નથી. દરેક ઇંગ્રેજી ભણેલી મારી બેનની ફરજ છે કે ધીરજથી બાનુઓને બરનાં ઇંગ્રેજી સાહિત્યનો અભ્યાસ કરવો, અને ત્યારેજ તેમની ઉપર ઇંગ્રેજી કેળવણીના ખરા આશીરવાદો ઉતરી શકશે. મેં વારંવાર સાંભળ્યું હતું કે ઇંગલંડની મો-

ટાઇ ત્યાંની બાનુઓની કેળવણી અને સુધરેલા સંસારની ચ-ઢીયાતી હાલતને લીધે છે પણ તે માટે મને ઝાઝો ખ્યાલ નહિ હતો. ઉપલાં પુસ્તકોના ચાલુ અભ્યાસ પછી હવે હું પુરતી રીતે જોઇ શકું છું કે ઇંગલંડની અબળાઓ કેળવ-ણીના પ્રતાપથી કેટલુંબધું કરી શકે છે, કેવી સરસ રીતે ઘેરસંસાર ચલાવી શકે છે, અને અબળા તરીકેની પોતીકી નેમી આપેલી ફરજો કેવી ફતેહમંદી સાથ પાર ઉતારી શકેછે.

---

## પ્રકરણ—૬૫.

### "રેસીડંટની મોહોરદાર"નો વાજબી પસ્તાવો— એક બીજી "વરજીનમેરી"—ગલીચ પુસ્તકો અને તેમનો નિકાલ.

પ્યારી બેનો,

રાજાના ગામના ભલા "રેસીડંટ" અને તેની ખરી લા-યકીવાલી મોહોરદારની અમો ઉપર જે વિશેષ મેહેરબાની હ-તી તેનું મુખ્ય કારણ અમારાં સંભાળથી પસંદ કરેલાં પુ-સ્તકોમાંજ હતું. તેઓ બેઉ વાંચણનાં બહુ શોખીન હતાં, અને મારા ખાવિંદના શોખનાં પુસ્તકોમાં "રેસીડંટ" સાહેબ-ને તેમની જુવાનીના કેટલાક માનવંત મિત્રો મળ્યા હતા. આ મિત્રોનો સંગ તેમને રાજાના ઉજડ ગામમાં લાંબો વખ-ત થયો છોડવો પડયો હતો, અને જ્યારે અમારા વગર ઘા-

રવે તેમની સન્મુખ જુના મિત્રોને રજૂ કીધા ત્યારે "રેસીડં-ટ" સાહેબની ખુશાળીનો અને અમો તરફના હેસાનનો કશો પારજ રહ્યો નહિ હતો. "વોશીંગટન ઇરવીંગ" અને "ફોર-સ્ટર"ને હાથના "ઓલીવર ગોલ્ડ સ્મીઠ"ના જન્મ ચરિત્રોને હું આગળ ભૂલી ગઈ છું. આ બેઉ જન્મ ચરિત્રોનો ચીપી ચીપીને સંભાળથી અભ્યાસ કીધા પછી રેસીડંટ સાહેબ પા-સે જ્યારે જોઇએ ત્યારે આ ભલા પણ ભોળા વિદ્વાનની ત-રેહવાર રમુજી ખાસિયતો વિષેજ વાતચીત હતી. "રેસીડંટ" સાહેબને એ પ્રમાણે ઉંચી પ્રકારનાં વાંચણુનો શોખ હતો ખરો, પણ તેવણ પાસ રાજાનાં ગામમાં તે માટેની ઝાઝી જોગવાઇ ન હતી. તેવણ યુરોપના ચાલુ રાજદ્વારી સવાલોનાં અભ્યાસી હતા અને તેમની ફુરસદનો ઘણોખરો વખત જાણીતાં વર્તમાન પત્રો અને વિદ્વતા ભરેલાં માસીકો વાંચ-વામાંજ રોકાતો હતો. તેવણ "ગ્રેફીક" અને "ઇલસ્ટ્રેટેદ લંડન ન્યુસ" પોતીકી મોહોરદારનાં શોખ ખાતર ખરીદતા હતા અને અમોને તે દર અઠવાડિયે મળી શકતાં. પોતીકે ખાતર "ધી ટાઇમ્સ"ની અઠવાડિયાંની સમરી, "પાયોનિયર," "ટાઇમ્સ ઓફ ઇન્ડીયા"ની અઠવાડિયાંની સમરી" તથા "પેલ-મેલ ગેઝટ" તેવણ ખરીદતા હતા. બળી નામીચાં માસીકોમાં "ફોર્ટ નાઇટલી" અને "કોનટેમ પોરરી" તથા ત્રીમાસીક "એડીનબરો રીવ્યુ" તેમને માટે આવતાં હતાં. કોઇપણ રા-જદ્વારી અભ્યાસી માટે આ સઘળો ખજાનો કિમતી હતો, અને તે અમારી સનમુખ મોટી ખુશી સાથ ધરવામાં આવ-તો હતો, પણ તે મધેથી સંસારી યા વિદ્યા સંબંધી બાબદો-

જ અમો કોઇકોઇ વાર વાંચી શકતાં હતાં, અને રાજદ્વારી જજાલોનો જેમ મારા ખાવિંદને ઝાઝો શોખ નહિ હતો તેમ તેવણે તે શોખ મારામાં પણ ઉત્પન્ન કીધો ન હતો. પણ રેસીડંટ સાહેબની લાયકીવાળી બાનુનો વાંચણ સંબંધી શોખ વળી જૂદીજ જાતનો હતો. તેમના એ શોખ ખાતર "રેસીડંટ" સાહેબને ઘણી નાપસંદગી છતાં જૂદાજ ખરચમાં જવું પડતું હતું. એ શોખ ત્રણ ત્રણ વાલમમાં દર અઠવાડિયે બાહાર પડતી વાર્તાઓની નજીસ અને હલકી કેતાબોને લગતો હતો. ઇંગ્લાંડમાં ઘેરેઘેર કોઇ પણ નવી પ્રગટ થયલી કેતાબો સેહેજ દામ લઈ વાંચવા ખાતર મોકલી આપવાને એક જાણીતી સરકયુલેટીંગ લાઇબ્રેરી લાંબો વખત થયાં ઉભી થઇ છે. એ "લાઇબ્રેરીનું" નામ "મુઠીસ સરકયુલેટીંગ લાઇબ્રેરી" કરીને છે. આ લાઇબ્રેરી પોતાના સેંકડો ઘરાકોની સેવા ખાતર દર એક નવાં નવાં પુસ્તકની ઘણી ઘણી નકલો ખરીદે છે અને થોડાક માસ વેર પોતીકાં ઘરાકોમાં ફેરવ્યા પછી અરધી કિમતે તે પુસ્તકો પાછાં વેચી નાખે છે. આવાં "સેકન્ડહેન્ડ" પુસ્તકોનાં એક મુખ્ય ઘરાક અમારા રેસીડંટના ધણીયાણી હતાં. તેમને માટે દર ત્રણ ત્રણ માસો "મુડી" તરફથી તરેહવાર વાર્તાઓની કેતાબોનો બાક્ષ આવતો હતો, અને તે કેતાબોમાં રેસીડંટની ધણિયાણીની મુખ્ય મોજ અને ગમત હતી. આ પુસ્તકોની ખુબી અથવા ખામી વિષે તદન હું અનજાણી હતી, અને એક દિવસે મારી આ મડમ સહીએ મને ઘણી બોંહોંસ કરીને આ પુસ્તકો મધેથી પોતાને ઘણીજ પસંદ પડેલી એક વાર્તા વાંચવાને

આપી. કેટલીક આનાકાની પછી હું તે મારાં કામઉપર લઇ ગઇ અને તે મારા ખાવિંદને બતલાવી. પા એક કલાક ઉપર ટપકેથી પાના ઉઠલાવ્યા પછી મારા ખાવિંદે મારી આગળ ઇંગ્રેજી ભાષાની નજીસ વાર્તાની ચોપડીઓઉપર એક લંબાણ ભાષાણ ચલાવ્યું અને તે મધેનીજ આ વાર્તાને પણ એક જણાવવા છતાં તેવણે નિચલા સખુનો કહી મને તે વાંચવાની પરવાનગી આપી. તેવણ બોલ્યા, "વાહાલી શીલા, જો તું એક કુમારિકા હતે તો હું તને કદીપણ એ વાર્તા હાથમાં ધરવા દેતે નહિ. પણ જ્યારે હું જાણું છું કે તારામાં વાંચણને લગતો શોખ મારા શોખ કરતાં કોઇબી રીતે ઉતરતો નથી, તું એક નેક અને પાકીજે વર્તણુકની સમજુ અને દુરઅંદેશ સ્ત્રી છે ત્યારે હું ચાહું છું કે એક વાર એવી વાર્તા વાંચીનેજ તું તારી ખાત્રી કરી લે કે તે ઉછાછળી, નાદાન સ્ત્રીઓના બાબમાં કેટલીબધી નુકશાનકારક છે. મારી ખાત્રી છે કે તારા સરખી વાંચણનો શોખ ધરાવનારીઓને એવી વાર્તાઓ કદી પણ પસંદ પડવાની નથી." વાહાલા ખાવિંદનો આ અભીપ્રાય જાણી મેં તે વાંચવાને ના પાડયું, પણ તેવણે સમ સોગન ઘાલીને મને તે શરૂ કરવાની ફરજ પાડી. તેમના સખુનને ખાતર મેં તે વાંચવા માડી, પણ ત્રણ "વાલમો"ની આ મોટી વાર્તાનું ફકત પેહેલું "વાલમજ" પુરૂં કરતાં તેમાં મેં ઇંગ્રેજી સંસારના કશા પણ નકલ કરવાજોગ ચિતારને બદલે બે પરણેલી સ્ત્રીઓને પારકા મરદો સાથ નાસી ગયલી વાંચી, એટલાંમાંજ પા ડજન ખુનોનાં કમકમાટ ભરેલાં બ્યાનો સમાવેલાં હતાં, અને તે ઉપ્રાંત

બીજા નજીસ અપ્રાધોનો કશો સુમારજ ન હતો. જેમ તેમ કરી પેહેલું વાલમ પુરૂં કીધા પછી ધિક્કારસાથ મેં તે હાથ મધેથી ફેંકી દીધું. આ ગળીચ પુસ્તકની અસર મગજ ઉપરથી કાઢી નાખવા ખાતર "જેરેમી ટેલર" મધેથી એકાદ બે પવિત્રાઇને લગતાં પ્રકરણો વાંચ્યાં, અને તે છતાં આખો દિવસ જાણે હું કેવીએક અપ્રાધી થઇ હોવું તે પ્રમાણે જીવને કશું ચેન નહિ પડયાથી રાતે સુતી વેળાએ સરેસ્તાની બંદગી ઉપ્રાંત ગુનાહની તોબ્જેશની પતેત કરીને સુતી ત્યારેજ મારા જીવને સહેજસાજબી કરાર થયો. બીજે દિવસ સવારના ઉઠતાનાવારમાં ઉપલી વાર્તાના ત્રણે વાલમો મારા પવિત્ર ઘેર મધેથી દુર કરવાની મકસદથી "રેસીડંટને" ત્યાં મોકલી આપ્યાં, અને જ્યારે " રેસીડંટની બાનુ મને તે માટે પૂછવા લાગી ત્યારે સભ્યતા જાળવીને મારાથી જેટલુંબી સખત રીતે બોલી શકાય એટલું સખત હું તે અને તેની જાતના પુસ્તકોની વિરૂધ બોલવા લાગી, આ વેળાએ હું તદન ઉશ્કેરાઇ ગયલી હતી. મારો ચેહેરો ધારા કરતાં વધારે લાલ થઇ આવેલો હતો અને શુભાકિત થવાની કાંઇપણ કોશેશ વગર મારા દિલની ખુદરતી લાગણીઓએ મને એટલી બધી તો ઉશ્કેરી મૂકી કે "રેસીડંટ" જેવા એક પારકા મરદનાં દેખતાં ઇંગ્રેજી જેવી પારકી જુબાનમાં હું એટલું બધું અસરકારક કેમ બોલી શકી તે માટે પાછળથી મને પોતાનેબી અજાયબી ઉપજવા લાગી. આગળથી કરી રાખેલી તૈયારી વગરના મારાં આ ભાષણથી "રેસીડંટ" તથા તેની લાયકીવાળી બાનુ ઉપર એટલીબધી અસર થઈ કે તેઓએ તુરત પોતીકી

ભૂલ કબૂલ કીધી. "રેસીડંટ" પોતીકી ભૂલ માત્ર એટલીજ કબૂલ કીધી કે "એ પુસ્તકો અનીતિ ભરેલાં છે તે હું પહેલે ઘરથીજ જાણું છું, મેં તે માટે ઘણીવાર મારી મોહોરદારને મના કીધી છે, પણ અમો લોકોનો એવો ધારો છે કે એક બીજાના શોખની આડે આવવું નહિ, અને જ્યારે મારી મોહરદારની મુખ્ય મોજમ એવાં પુસ્તકોમાં છે ત્યારે હું તેણીને તે વાંચતાં અટકાવી શકયો નથી; જોકે હું પોતે કદીબી એવાં પુસ્તકો હાથમાં ધરતો નથી." "રેસીડંટ"ની બાનુએ પોતીકી ભૂલ કબૂલ કીધી કે, "મારા ખાવિંદે મને ઘણીવાર એવાં પુસ્તકો વાંચવાથી વારી હતી, પણ જેમ જેમ થોડી એહાઇની વાર્તાઓ હું વાંચતી તેમ તેમ વધુ એહાઇઓ વિષે જાણવાની મને ઉલટ થતી હતી, અને જેમ એક દારૂનો શોખીન ગમે એટલાં ગલાસોથી ધરાતો નથી તેમજ માણસ જાતના વિચિત્ર પ્રપંચો અને વાંધા ભરેલાં ચરિત્રોથી હું ધરાતી નહિ હતી. પણ જે પ્રમાણે એક છાકટો શરાબનાં અતેરાંઓથી અંતે બેહોશ થઈ જમીન ઉપર પડે છે તેજ પ્રમાણે એવાં ગલીચ વાંચણનાં અતેરાંઓથી હવે હું એટલીબધી ધરાઇ ગઈ છું કે મને આ દુનિયાની ભલાઇઓ, નેકી અને વિવેક માટે કશું એકીન રહ્યું નથી. સઘળી દુનિયાં મને સીહા, પાપી, અને અજીમ ગુનેહગાર જણાય છે. આવાં ગલીચ વાંચણો પછી દરેક અબળા તરફ શકની નજરથી જોતાં હું શીખું છું અને કુલે મરદ જાતને હરેક જાતના પાપોનું મૂળ વિચારૂં છું. ગમે એટલી ભલી વર્તણૂક અને નેક ચાલ છતાં આ નજીસ કાહાંણીઓએ મારા પવિત્ર આત્માનું ખુન કીધું છે, અને તે માટે હું ખરેખર પસ્તાવું છું

મારી ચાલચલણુને મેં કોઈબી રીતનો કલંક લગાડવા દીધો નથી, તે છતાં મારે કબૂલ કરવું જોઇએ કે મારા મગજના વિચારો એક દિનચુસ્ત ખ્રીસ્તી બાનુને લાયકના સ્વચ્છ રહી શકયા નથી. આ કાતેલ પુસ્તકોએ તમને ધીમું, છૂપું અને ચાલુ ઝેર દઇ મારા વિચારોને તમામ ઝેરી, પાપી અને ગલીચ બનાવ્યા છે. ગમે એટલા પસ્તાવા અને તોબેશોથી એ ઝેરની અસર લાંબો વખતવેર મારાં મગજ મધેથી નાબુદ થવાની નથી. ડીયર શીરીન, તું મારે ખાતર ગોયા એક બીજી "વરજીન મેરી" થઇનેજ આકાશ ઉપરથી ઉતરી આવી છે, ખોદા તારૂં ભલું કરશે. તારી દિલશોજભરેલી શીખામણો માટે હું તારી આભારી થઈછું અને ખોદાને હાજર નાજર જાણી હું કસમ લઉં છું કે ફરીથી મારે એવાં પુસ્તકો તરફ આડી નજરે પણ જોવું નહિ અને ખોદા તેમાં મારો મદદગાર થાય."

આ પ્રમાણેના વાદવિવાદ પછી રેસીડંટ સાહેબ આ ગલીચ પુસ્તકોને પાણીને મૂળે વેચી નાખવાને તૈયાર થયા, પણ તેમની લાયકીવાળી મોહોરદારે વચ્ચે પડી તે સઘળાં પુસ્તકો બાળી નખાવ્યાં, કેમકે રાજાને ગામનાં ગરીબ દેશીઓને એવાં પુસ્તકોથી નીતિ સંબંધી નુકશાન થાય એટલુંજ નહિ પણ ઇંગ્રેજોના સંસારનો એવો માઠો ચિતાર તેમના જાણવામાં આવે તે તેણીને ઠીક લાગ્યું નહિ.

---

## પ્રકરણ—૬૬.

## રાજાને ગામની ખાધ ખોરાકીની મુશ્કેલી— "મરઘી બટક" અને "અનફળશાક."

પ્યારી બેનો,

રાજાને ગામની અમારી મુખ્ય મુશ્કેલી ખાધાપીધાને લગતી હતી. તે એક ખરા ધરમી હિંદુ રાજાનું રાજ હતું. વંશપરંપરા એ રાજમાં પ્રાણી હંત્યાની મનાઇ હતી. જો કે એ રાજમાં મુસલમાનોની થોડી ઘણી વસ્તી હતી તોપણ તેમને ગાય કાપવાની સખત મનાઇ હતી. અસલી પુરાતમ વખતમાં હાલની એ રાજાના વડીલો જ્યારે રાજ ચલાવતા હતા ત્યારે ગાય કાપનારને માટે ઠરાવેલી સજા ઘણી ઘાતકી હતી, પણ પાછળથી ઇંગ્રેજ સરકારની સાહેતા, કેળવણી, તથા વખતને છાજતા સુધારાઓની અસરથી બીજી ઘાતકી સજાઓની સાથ એ સજાબી કાહાડી નાખવામાં આવી હતી, તે છતાં ગાય કાપનારને માટે એ રાજમાં મોટા દંડ અથવા કેદખાનાની સજા હજી પણ મોજુદ હતી. બીજાં મોટાં પ્રાણીઓનો પણ એ રાજમાં ખપ નહિ હતો. તે તરફના મુસલમાનોની હાલત પણ એટલી ગરીબ હતી કે દરરોજ તેમને પણ ગોશનો ખોરાક મળી શકતો નહિ હતો. ફ્કત તેહેવારને દિવસે ગામમાં ખાનગી રીતે વેચાતું. રાજાનાં ગામમાં ઇંગ્રેજોની વસ્તી અમારા ભલા મિત્ર "રેસીડંટ" તેમનાં કુટુંબ અને ડાકટર "પીનકરટન" સિવાય બીજી

કશી પણ નહિ હતી. ડાકટર "પીનકરટન" પણ હવે પોતી-કે વતન પધાર્યા હતા. "રેસીડંટ"નાં કુટુંબને પણ અમારી મિસાલ પ્રથમ માસના ખોરાક માટે પુષ્કળ વેદના ખમવી પડી હતી. આ રાજમાં મરઘી બટક જેટલાં જોઈયે એટલાં મળી શકતાં હતાં અને તે ઘણાં સસતાં પણ હતાં. બબે આને જેવી જોઈયે તેવી ફરબે મરઘીઓ અને ચાર આનામાં તો જેવાં જોઈયે તેવાં માસ અને ચરબીનાં ભરેલાં બટકો મળતાં હતાં. પણ રાત અને દિસ દરરોજ, મરઘી બટક ખાતાં ખાતાં રેસીડંટ અને તેમનું કુટુંબ કંટાળી ગયું હતું. એ ઉપ્રાંત તેઓ વેલાતી આંઠેલું "હેમ" "પોર્ક," ઇત્યાદી જાતજાતનાં "ટીન"માં પેક કીધેલા, માસના ખોરાકો મુંબઇ-થી અવારનવાર મંગાવતા હતા. ઘણું કરીને એ માસ નિ-મકમાં આઠી રાખવામાં આવતું હતું અને તે બદબો મારતો વાસી ખોરાક તેમને ઘણા ઘણા દિવસો સુધી ચલાવવો પડ-તો હતો. એક વેળાએ એકાએક "રેસીડંટ"નાં આખાં કુટું-બને "સ્કરવી" નામનું દરદ ઉભરી આવ્યું અને તે વેળાના "ડાકટર પીનકરટન"ની સલાહ લેતાં તુરત માલમ પડયું કે તે નિમકમાં આઠેલાં માસના ખોરાકની મોહોકાણ હતી. "ડાકટર પીનકરટને" વધુ એ જણાવ્યું કે એવા જાથુકના આઠેલા ખોરાકથી વાહાણના ખલાસીઓને એ દરદ થયા વગર રેહેતું નથી. "ડાકટર પીનકરટન"નો આ અભીપ્રાય પ્રથમ તેમને ઓચંબો પમાડનારો લાગ્યો. પણ પાછળથી એકદમ તે ખોરાક અટકાવી ચાંપતા ઇલાજ લીધાથી લાંબે વખતે આખું કુટુંબ જ્યારે સાજું થયું ત્યારે તેમની તે

માટે ખાતરી થઈ. આ બનાવ પછી ડાકટર પીનકરટન સાથ રેસીડંટનાં કુટુંબને દોસ્તી બાઝી. દોસ્તીને દરમિયાન રફતે રફતે "ડાકટર પીનકરટન" પોતીકા વિચારો આ કુટુંબ ઉપર ઠસાવા લાગ્યો. આ વિચારો મધેનો એક મુખ્ય વિચાર "અન-ફળ-શાક"ના સાદા, સુતગ, અને માણસના ખુદરતી ખોરાકની હિમાયતનો હતો. "ડાકટર પીનકટન" ઈંગલંડની વખણાયલી 'વેજીટેરીયન સોસાયટી' સાથ બિલકુલ જોડાયલો નહિ હતો. પ્રાણીઓના જીવની હંત્યા તેઓ તરફની દયાને ખાતરજ તે "અનફળશાક"નો ખોરાક પસંદ કરતો નહિ હતો. તે પોતીકા મુલકમાં જ્યાં ફરએ તાજુ ગોશ મળી શકતું હતું ત્યાં માસ ખાનારજ હતો, પણ હિંદુસ્તાનના ગરમ દેશમાં આવ્યા પછી, જેમ જેમ તેણે તાજું ગોશ મેળવવાની મુશ્કેલી જણાઇ તેમ તેમ તે એ ખોરાકને ત્યાગ કરવા લાગ્યો, અને છેલ્લે સરવાલે હાલના કેટલાક સુધરેલા હિંદુઓનાં કરતાં વધારે ચુસ્ત "વેજીટેરીયન" થઇ પડયો હતો. એક તો તે પોતેજ તબીબ હતો, એટલે એ ખોરાકની ખુબીઓ માટે પોતાની ખાતરી કીધા વગર એકદમ વગર સમજે તે કાંઇ એ પ્રમાણેનો પોતીકા ખોરાકમાં ફેરફાર કરે નહિ. એકવાર પોતીકો શોખ "અનફળશાક"ના ખુદરતી ખોરાક ઉપર લાગ્યા પછી "ડાકટર પીનકરટને" વેલાતથી એ ખોરાકની હિમાયત ખાતર બાહેર પડેલું તમામ સાહિત્ય પોતાકા ખાનગી અભ્યાસ ખાતર ખાસ વરદી કરીને મંગાવ્યું હતું. જેમ જેમ તે આ સાહિત્યનો અભ્યાસ કરતો તેમ તેમ તે પોતા ઉપર અજમાવેશ કરતી બાબતરાની તેની સચાઇ માટે પોતીકી ખાતરી કરવા લાગ્યો. વળી હિંદુસ્તાન

જેવા ગરમ દેશમાં "અનફળશાક"ના ખોરાકને તે એટલો બધો તો બંધ બેસતો માનવા લાગ્યો કે તેણે એ બાબદ ઉપર યુરોપના વિદ્વાનોનું ખાસ ધ્યાન ખેચ્યું હતું. આ સઘળી હકીકત રેસીડંટનાં કુટુંબની માંદગી પછી તેમના જાણવામાં આવી હતી. વળી "ડાકટર પીનકરટને" એ ખોરાકની હિમાયત કરનાર જે કિમતી ઇંગ્રેજી સાહિત્ય મંગાવ્યું હતું તે મહીનાં છુટાંછવાયાં પુસ્તકો અને ચોપાન્યાંઓ તે રેસીડંટનાં કુટુંબને વાંચવા આપતો હતો. વળી એજ હિગામમાં "કોનટેમપોરરી રીવ્યુ" મધે ખોરાકને લગતી એક બાબદ "રેસીડંટ" સાહેબના વાંચવામાં આવી, અને તે મધે પણ "અનફળશાક"ના ખોરાક માટે કે લોક હસારો કીધેલો હતો. પણ અનફળશાકના ખોરાકની તરફેની એ સઘળી દલીલો કરતાં પોતાને જે કચવાટ પમાડનારૂં દરદ ખમવુ પડયું હતું તે દરદનું ખરૂં કારણ જાણતાંજ તેઓ આંકેલાં વાસી ગોશના ખોરાકથી કમકમવા લાગ્યાં એ પ્રમાણેના જુદાં જુદાં કારણોના સમાગમથી રેસીડંટનાં કુટુંબને પણ રફતે રફતે ગોશનો ખોરાક તજી દેવો પડયો. પ્રથમ તેઓએ એ ખોરાક પુષ્કળ કમી કરી નાખ્યો હતો, અને પાછળથી તે વગર ચાલે છે કે નહિ તે મા તપાસવા ખાતર તદન તજી દીધો, અને ફરીથી તેમને તે ચાલુ કરવાની કશી ગરજ પડીજ નહિ હતી.

આવી રીતે અનફળશાકના ખુદરતી ખોરાક તરફ વટલેલાં એક કુટુંબને અમોને વળાવતાં ઝાઝી મુસ્કેલી પડી નહિ. ગોયા જાણે એ ખોરાકની તરફેણનું સઘળું બલતણ તો

અમારા દિલમાં તૈયારજ હતું અને ખોટી માત્ર તેમાં દીવાસલી સલગાવીને એક ચીંગારી મુકવાનીજ હતી. મારા ખાવિંદ એક વૈદ હોવાથી જૂદી જૂદી જાતના ખોરાકના ગુણદોશ અચ્છી રીતે પિછાણતા હતા. તેમની ઘરાકી હિંદુઓની વિષેશ હોવાથી માત્ર અનફળશાક ઉપર જીવનારી આ દયાલુ કોમનાં દુઃખ દરદો અને શરીર સંબંધી હાલતનો તેમને ઠીક અનુભવ હતો. જાતે તેવણ પોચા, દયાલુ, અને નરમ લાગણીના હતા. વળી તેવણ પોતીકા શોખને અર્થે જૂદા જૂદા ધરમોના મૂળ તત્વનો અભ્યાસ કીધેલો હતો, જેમાં "યોગવિદ્યા"નો પણ થોડો ઘણો અભ્યાસ સમાયલો હતો. આ સઘળાં કારણોને લીધે ગોશના ખોરાક ઉપર તેમને ખુદતીજ અભાવ હતો. જ્યાં સૂધી તેવણ પોતીકા મુરબ્બી પિતાજીને આશરે હતા ત્યાં સૂધી તેવણ પોતીકા ખોરાકમાં પોતીકી મરજી મુજબનો ફેરફાર કરી શકયા નહિ હતા. આખાં કુટુંબની સગવ અને ખરચની કરકસરને ખાતર તેવણ એકલાને ખાતર કુટુંબની બાનુઓને જાદી મેહનત આપી જૂદા ખરચમાં નાખવાને તેવણ ખુશી નહિ હતા. તે છતાં તેવણ પોતીકા માતપિતાને હસવા મસ્કેરીમાં વારેવાર કહેતા હતા કે "અમોને જૂદાં રેહેવા દેવો અને પછી તમો જોશો કે અમો માસનો નજીસ ખોરાક તજી દઇયે છીયે કે નહિ." એટલું છતાંબી જ્યાં સૂધી બની આવતું ત્યાં સૂધી તો મારા વાહાલા ખાવિંદ પોતીકાં માતપિતાને ત્યાં પણ જેમ બને તેમ માસનો ખોરાક થોડોજ લેતા હતા. નાસતા ઉપરતો દુધ, ઈંડાં, મલાઈ, માખન, જેલી ઇત્યાદી ચીજોથીજ અવારનવાર ચલાવવામાં આવતું. રાત બપોરની ગોશ સાથની

વાણીઓ મધેથી ઘણીખરી તરકારી કાહાડી લેતા અને એકાદ બોટું લીધુ નહિ લીધું એ પ્રમાણે ચલાવતા હતા. આ પ્રમાણે અનફ્ળશાકના ખોરાક માટે વાહલા ખાવિંદ તો તલપી રહેલા હતા, અને ખોટી માત્ર સ્વતંત્ર જીંદગીની તક મળે એટલીજ હતી. આ તક તેમને રાજાના ગામમાં મળી. વળી તે જેવી જોઈયે તેવીજ તક હતી અમે રાજાને ગામ પધાર્યાં તે આગમજ "રેસીડંટ"ના કુટુંબે ઉપર મુજબ ગોશનો ખોરાક છોડી દીધો હતો. અમને આવતાંના વારમાં તે માટેની ખબર આપતાં રેસીડંટની મડમ કહેવા લાગી કે એ રાજમાં તાજું ગોશ બિલકુલ મળી શકતું નથી અને તેથી તેમને ગોશનો ખોરાક તજી દેવો પડયો છે. આ ખબર વાહાલા ભ્રથારના દિલમાં અનફ્ળશાકના ખોરાક માટે લાંબો વખત થયા જે પગરાત ચાલતા હતા તેમાં એક ચીગારીની મિસાલ જઈને પડી. તુરત તેવણ બોલી ઉઠયા કે અમને તાજાં ગોશની કશી ગરજ નથી, અમો તો ."વેજીટેરીયન" છીયે. વાહાલા ભ્રથારને મોઢેના આ સખુનો સાંભળી મારા પેટમાં ફાલ પડી ! કેમકે મને ગોશ કરતાં મરઘી બટકનો ઘણો શોખ હતો, અને મેં, આવતાંના વારમાં સાભળ્યું હતું કે એ ગામમાં મરઘી બટક પાણીને મૂળે મળે છે. ફુઇની સુનઇને તો મરઘી બટકનો ઓરતોજ હતો કેમકે તે બિચારીની ગરીબ હાલત તરફ જોતાં તેણીને એવી મોજ જવલેજ મળતી હતી. અમારો બંધેનો એ શોખ વાહાલા ખાવિંદને માલમ હોવાથી તેવણે અમને તે માટે કશી મનાઇ કીધી નહિ પણ એટલું તેવણ બોલ્યા કે, "બેલાશક જ્યાં સૂધી

ખવાય ત્યાં સૂધી મરઘી બટક ખાઇ લેવો અને છેલ્લે "રેસી-ડંટનાં" કુટુંબની માફક તમો ધરાયા વગર રહેવાના નથી." આ સખુનો એક આગ્રાઇની મિસાલ માત્ર થોડાજ માસમાં ખરા પડયા. સવારે અને બપોરે, રાતે અને દિસે દરરોજ મરઘી મરઘી અને મરઘી ખાતાં અંતે તે ગલે આવી ગઇ. જાતજાતની રીતે પકાવતાં, તરતાં અને ભુજતાં, કારીમાં નાખતાં યા તરતરકારીઓમાં હોમાવતાં, પણ તે અંતે એટલી બધી તો અકારી પડી કે છેલ્લે ફ્રુઇની સુનઇ સાથ આખરે ધરાઇને હું પણ "અનફ્રુગશાકના" જાતજાતના પકુ-વાંનોની લેહેજતમાં પડી. ભાજીપાલાની, તરતરકારી તથા જાતજાતના કથોરોના પકવાનો બનાવવાને લગતા "રેસીડંટ"નાં કુટુંબમાં એક ખાસ પકવાન પોઠી હતી તે ઉપરથીજ પ્રથમ તો અમોએ અમારૂ કામ ચલાવ્યું પણ પાછળથી વાહાલા ખવિંદે પોતીકા 'બુક એજંટના" મારફતે વેલાતથી જુદી જુદી તરેહની ત્રણ પકવાન પોઠીઓ ખાસ વરદી કરીને મંગાવી હતી.

## પ્રકરણુ—૬૭.

### પાંચ દિવસના પરોણા,—એક "સુરતી સોદાગર."

પ્યારી બેનો,

રાજાના ગામમાં બરોબર રાહા પડયાં અને થોડાંક વરસો વીતા પછી અમારે ત્યાં એકાએક એક પારસી ગ્રહસ્થ વગર ચેતવણીએ આવી લાગ્યા. અમને તેવણુ સાથ બિલકુલ ઓળખાણ પિછાણ નહિ હતી. તેવણુ ધંધાનેસર જૂદાં જૂદાં ગામો અને શેહેરોની મુસાફરી કરતા કરતા એકાએક અમારાં ગામમાં આવી લાગ્યા હતા, અને અમારે ગામનાં સ્ટેશન ઉપર ઉતરતાં પારસીઓની વસ્તી માટે પૂછપરછ કરતાં તેમને અમારૂં મુકામ બતલાવવામાં આવ્યું હતું. દેશ પરદેશ છૂટા છવાયા પરોણાઓને જે પ્રમાણે આવકાર દેવામાં આવે છે અને જેવો આવકાર મારા ખાવિંદ બીજાં ઘણાંક અજાણું ગામોમાં મેળવી આવ્યા હતા, તેવોજ આવકાર આ પરોણાને દેવાની અમોએ અમારી ફરજ વિચારી હતી. અમારા ઘેરમાં કુઇની સુનાઇના સાયને લીધે બીજા મરદ પરોણાને ઉતારો આપવા જેટલી સગવડ નહિ હતી તોપણ એ પાંચ દિવસને ખાતર એક અજાણા મુલકમાં આવેલા આશાવંત ગ્રહસ્થને ના પાડવાનું અમોએ દરૂસ્ત વિચાર્યું નહિ. થોડા દિવસ ખાતર અમને અમારી અસલ ગોઠવણ ફેરવી નાખવી પડી. કુઇની સુનઇવાલા ઓરડામાં એક બીજો કોચ મેળાવી મારા ભરથાર પોતે પણ એ પરોણા આગળ સુવા લાગ્યા.

અને ફુઇની સુનઇ માટે મેં મારા ઓરડામાં સગવડ કરી આપી હતી. આટલી અગવડ સિવાય એ પરોણાની પધરામણી-થી અમને બીજી કાંઇ પણ વધુ અગવડ હતી નહિ. ધારા પ્રમાણે અમો એકજ ટેબલે સાથે બેસીને જમતાં, અને મારા ભ્રથાર આખો દિવસ જેમ પોતાને ફાવતું તેમ તેવણને ગામમાં બધેબધ જોવાલાયક ચીજો ફેરવીને બતલાવતા તથા સાંજને છેડે અમો ચારે જણાં એકજ ગાડીમાં સાથે ફરવા પણ જતાં હતાં.

આ પરોણા "એમ. એ." "બી. એ." થયલા નહિ હતા. તેવણે કોઇ પણ જાતના વિદ્વતા ભરેલા ધંધાનો અભ્યાસ કીધેલો નહિ હતો. તેવણ સુરતના એક આબરૂદાર ખાનદાન-ના નબીરા હતા. તેમના મરહુમ પિતાજીનો સુરત ખાતે મોટો વેપાર ધિકતો હતો, અને તેમના પિતાજીએ પોતેજ આગળ રહીને ચૌદ પંદર વરસની ટુંક ઉમરમાં અમારા આ પરોણાને પણ પોતીકા વેપારની અંદરજ નાખ્યા હતા. સોલમે વરસે તેમની મોટી ધામધુમ સાથ શીયાદી કીધી હતી અને એક-વીસમે વરસે તે બિચારો લગનનું સુખ ચાર પાંચ વરસ માત્ર ભોગવી રંડાયો હતો. અમારે ત્યાં તેવણ પધાર્યા ત્યારે તેમની ઉમર પાંત્રીસ અને ચાલીસની વચ્ચેની હતી અને તો પણ ત્યાં સુધી તેવણે બીજું ઘેર કીધું નહિ હતું. સગાંવાહલાંઓ તેમને બીજું ઘેર કરાવા ખાતર માથું ખાઇ જતાં હતાં, પણ પ્રથમ તેમનો તે માટે વિચારજ નહિ હતો. અને પાછળથી જ્યારે તેમનો તે માટે વિચાર થવા લાગ્યો ત્યારે તેમને પોતાને લાયકની મોહોરદાર જડી નહિ હતી. તેમના

કેહેવા પ્રમાણે સુરતમાં પણ મુંબઈની ટચાકી અને ઇતરાત લાગુ પડયો હતો, અને તેવણ માતબર ઘેરની તેવી ટચાક કુમારિકાઓને બદલે કોઇ રાંક, સમજુ, મેહેનતુ, અને પુખ્ત વયની વિધવાની શોધમાં હતા. એવી એકાદ બે વિધવાઓ તેમને સુરત ખાતે મળી હતી, પણ તેઓ બચરવાલ હોવાથી તેમને પસંદ પડી શકી નહિ. તેવણને પોતાને ત્યાં કાંઇ પણ દિકરા દિકરી નહિ હતાં, અને એક ચેરાગની ઉમેદને ખાતર લોકોની ઘણી સમજાવત પછી તેવણ બીજીવાર પરણવાની મરજી બતલાવતા હતા.

ધંધામાં ઠીક પાહાવરડા થવા પછી તેમના બુઝોર્ગ પિતાજી ગુજરી ગયા હતા અને ત્યારપછી સુરતની પેહેડીના તેવણ મુખ્ય કરતા કારવતા હતા. તેમનો વેપાર મુખ્ય કરીને ઇંગ્રેજી ખોરાકી, કેરોસીન તેલ, વેલાતી દારૂ, ઇત્યાદી ચીજોનો હતો, અને તે ઉપ્રાંત તેવણ સુરત ખાતે તરેહવાર જાતનાં સરકારી અને મ્યુનિસિપાલીટીના કંટ્રાકટો લેતા હતા. જેમકે રસ્તામાં પાણી સીપવાનું, બતી કરવાનું, ખડી પુરવાનું, ઇત્યાદી. આ કંટ્રાકટોમાં તેવણ ઠીક તડાકા મારતા હતા, અને તે ઉપ્રાંત પોતીકાં અસલ જાણીતાં ખાનદાનને લીધે સુરતમાં તેમની ઓળખાણ પિછાણ અને વગવસીલો પુષ્કળ હતો. તેવણે જોકે ઝાઝી કેળવણી લીધી નહિ હતી તોપણ તેમનો અનુભવ અને ખબરદારી ભલા વિદ્વાનને એક કોરે બેસાડે તેવી હતી. સુરતી લોકોના ધારા પ્રમાણે તેમની જબાં મીઠાસ ભરેલી અને તેમની રીતભાત ગ્રહસ્થ આસામીને બધી રીતે છાજતી હતી. તેવણે પોતીકા પિતાજીનાં મરણ પછી પોતીકો વેપાર

ઘણો વધારી મુકયો હતો અને હજી વધારવાને ખંતી હતા. આ મકસદથીજ તેવણ હિંદુસ્તાનના જૂદા જૂદા ભાગોમાં ફરવા નિકળ્યા હતા, અને બીજા અલફાતુ શોખને ખાતર મુસાફરી કરનારાઓની મિસાલ મોટા મોટા મેહેલો, અને આંખને ટાઢક પમાડે તેવા દેખાવોજ જોઇને તેવણ ધરાતા નહિ, પણ જ્યાંબી તેવણ જતા ત્યાં બજારે બજાર ભટકી ત્યાંની જાતજાતની ઉતપંતીઓ તેમના ભાવતાલ, ત્યાંની આયાત અને નિકાશ ઇત્યાદી બાબદો વિષે પૂછપરછ કરતા હતા અને એ રીતે વાકેફ થયા પછી જે તરફ પાંચ પૈસા ખાતવા જેવું જણાતું ત્યાં પોતીકી આડત ઠેરવી જતા અને તેની મારફતે ચાહે તેવો વેપાર ચલાવી શકતા હતા.

અમારા આ પરોણાને અમોએ સુરતી સોદાગરનું નામ આપ્યું હતું અને એ નામથી તેવણ ખુશ થતા હતા. તેમની મુખ્ય ખાસિયત અમારા જોવામાં એટલીજ આવતી હતી કે તેવણને મોઢે સટાક ભારી હતી અને જ્યારે તેવણ બોલવા માડતા ત્યારે બીજાંની બોલવાની વારી આવતીજ નહિ હતી. વેપાર વનજ અને દુનિયાદારીને લગતો તેમનો અનુભવ બોહોળો હતો તે છતાં તેવણ ઘણીવાર પોતીકાં અસલ ભંડોલ કરતાં વધુ બતલાવવા જતા ત્યારે અમને અંદરખાણેથી હસવું આવતું હતું. તેવણ માતબર હતા, પાંચ પૈસે સુખી હતા, પણ તેમની મોટાઇની વાત તેમનેજ મોઢે સમજતાં અમને રમુજ મળતી હતી. તેવણ છાતી કાહાડીને તરાને તરા જરા અકડીને ચાલતા. જોકે તેમનો પોશાક અસલ ફાશીનની

લાંબી બોંયની ડગલી, સુરતી અલેચાની ઇજાર, ભાગ્યા જેવી પાઘડી અને સુરતી ચાંચના અસલી જોડાનોજ હતો. તેવણ તંદરોસ્ત અને આંગે કદાવર હતા તેમની મુછના આંકડા ફાંકડા જણાતા અને તે તેવણ પલકેપલક તાંણી ખેંચી તથા જાતજાતના વળ દઇને દરૂસ્ત કરતા હતા. તેમની બોલી જેટલી ઝડપવાલી હતી તેટલીજ ઝડપવાલી તેમની ચાલણ પણ હતી. તેમનામાં માણસની પિછાણ કરવાની અને ચીજોનું અવલોકન કરવાની શક્તિ વિશેષ જણાતી હતી. આવા એક સુરતી સોદાગર અમારે ત્યાંના પાંચ દિવસના પરોણા હતા. જેમ અમો તેવણની ચાલચલણ અને રીતભાતનું અવલોકન કરતાં હતાં તેમ તેવણને અમો માટે અવલોકન કરવાની પુરતી જોગવાઇ હતી. આ જોગવાઇનો વિશેષ લાભ તેવણ પેહેલેધરથીજ ફુઇની સુનાઇ ઉપર લેતા જણાયા. સુનાઇ રાંક, એકમાર્ગી, શરમાઉ હતી તે આ પરોણાની હાજરીથી એકદમ મૂગી થઇ ગઇ હતી. અમો સાથનું ધારા પ્રમાણેનું હસવું બોલવું, અને મજાકમશ્કેરી તેણીએ આ સુરતી સોદાગરના દેખતાં તદન છોડી દીધી હતી, તે છતાં પોતીકાં નેમી આપેલાં કામકાજ ઉપર તે જોઇતું ધ્યાન આપતી, અને તેણીની સાલેસાઇ, કોમળતા, અને જાતી મેહેનત કરવાની આદતે સુરતી સોદાગરનું ખાસ ધ્યાન ખેંચયું હતું. અસેમસે વાતચીત કરતાં તેવણ સુનાઇ માટે તરેહવાર સવાલો કરવા લાગા અને મેં તથા મારા ખાવિંદે વાંચનારી બેનીઓ જે હેવાલ જાણે છે, તે હેવાલથી તેમને પુરતી રીતે વાકેફ કીધા હતા. આ હેવાલસાથ મેં મારી તરફથી મરી મસાલો ભભરાવી

તેણીની અમો તરફની લાયકી વિષે પણ તેમને જાણીતા કીધા. ઠંડે કલેજે સુનાઇની સઘળી સ્તુતી તથા તેણીની ગરીબ હાલતનો હેવાલ સાંભળ્યા પછી તેવણ ઉદાસ જણાવા લાગ્યા, ઘણો વાર વેર મનમાં કાંઇ અંદેસો કરતા હોય તેમ ચૂપ થઇ ગયા, અને અમો ખાઇ રહેલાં હોવાથી સુનાઈ પોતે પોતીકી આટલીબધી તારીફ એક પરાયા મરદ આગળ થઇ તે સાંભળીને શરમાઈને અમો આગળથી ઉઠી ગઇ.

આ પ્રમાણેના રાહાધાત પછી અમારા સુરતી સોદાગર પરોણા અમો તરફના ઉપકારના ઉભરાઓ સાથ અતિ ઘણી દલગીરી સાથ અમને છોડી ગયા. તેવણના પધારવા પછી પ્રથમ મેં મારા ખાવિંદ આગળ મારો શક બતાવ્યો કે સુરતી સોદાગરની કાંઈ ખાતી મોરી મરજી સુનાઈ ઉપર હોય એમ મને લાગે છે. મારા ભ્રથારે તરત મને ચેરીના એલકાબ સાથ ગાંગરી નાખી. બીજી વેળાએ એ માટે મેં હસીને સુનાઇ આગળ ઈસારો કીધો, જે સાંભળી તુરત તે મારી આગળ રડી પડી અને કેહેવા લાગી કે, "હું તમો સાથ એટલીબધી ભલાઈ કરૂ છું અને તમે એ પ્રમાણે મારી મશ્કેરી કરો તે કાંઇ ઠીક નહિ. હું કયાં અને તે કયાં. હું એક મુફલેસ વિધવા અને તે એક લક્ષાપતી સોદાગર." તેણીને એ પ્રમાણે દુખી થતી જોઇ હું એ વાત અખાડા કરી ગઇ પણ એ બીનાને થોડાક દિવસ વીતા પછી મારા ખાવિંદ ઉપર ઉપલા સુરતી સોદાગરનું એક ખાનગી પત્ર આવ્યું જેમાં ઘણું નરમાસ સાથે સુનાઇના હાથની માગણી કીધી હતી. માર

ભ્રથારે તે પત્ર મને સ્વાધીન કીધું અને મારી મારફતે તે વાત સુનાઇના ધ્યાન ઉપર લાવવામાં આવી. સુનાઇને માથે વાંસે મારા મુરબ્બીજી સસરા સિવાય બીજું કોઇ નહિ હતુ અને તેણીએ મારા સસરાની મરજી ઉપર સઘળો આધાર મૂકયો. એક તરફથી અમોએ સસરાને તે વિષે લખી જણાવ્યું અને બીજી તરફથી અમારાં સુરતી ઓળખીતાંઓ ઉપર એ સોદાગરની ચાલચલણ અને ધંધાધાપા વિષે તપાસ કરવા ખાતર લખી મોકલાવ્યું. બેઉ તરફથી મનમાનતા જવાબો ફરી વળ્યા. મુરબ્બીજી સસરાએ એકે બોલે પરવાનગી આપી. સુરતથી તેમના ખાનદાન, તેમની દોલત, તેમની લાયકી, તેમના ઉદયોગ માટે મનપતીજભરેલી હકીકતો મળી અને એ રીતે "સુરતી સોદાગર" સાથ અંતે ફુઈની સુનાઇનું દાણાં પાડવાનું નકી કરવામાં આવ્યું.

---

## પ્રકરણ—૬૮.

## મારી છોકરવન ઉમરનો છેડો, અને મારા સાદા હેવાલનો અંત.

પ્યારી બેનો,

ફુઇની સુનાઇનું કારજ નકી થયું અને ત્યાર પછી બે માસમાં તેણીને, રાજનના ગામને છેલ્લી સલામ કરી, મુંબઇ જવું પડયું હતું. "સુરતી સોદાગર" તેણીની સાથ

દાણા પાડવાને મુંબઇ પધારનાર હતા, અને એ ગોઠવણુ પ્રમાણે "ફુઈની સુનઇ" થોડા માસમાં પરણીને સુરત ખાતેનાં પોતીકાં નવાં મુકામ ઉપર એક ઘેરધણિયાણી તરીકે જઈ વસી હતી.

તેણીનો એકપુરો બેટો જે મારા મુરબ્બીજી સસરાજીને ત્યાં રહી પોતીકો અભ્યાસ ચલાવતો હતો, તેણે એજ હિગામ ઉપર પોતીકી "મેટ્રીકયુલેશન"ની પરિક્ષા પસાર કીધી હતી, અને ત્યાર પછી સસરાએ તેને પોતીકીજ આફીસમાં વડા "ગોડાઉનકીપર"ના હાથ તળે વીસ રૂપિયાને પગારે રાખ્યો હતો. આજે તેવણુ એજ આફીસમાં "હેડ ગોડાઉનકીપર" તરીકે દર માસે એક સોનો મુસારો પાળે છે, અને વરસમાં એકબી વાર દર સાલ તે પોતીકી માતાની મુલાકાત માટે સુરત જઇ આવ્યા વગર રહેતો નથી. "સુનઇ" સુરત જઇ વસીયા પછી જેમ નવેસરથી બચરવાલ થઇછે તેમજ તેણીનો આ વડો બેટો નોકરી રહ્યા પછી પોતાને લાયકની એક ગરીબ કુમારિકા સાથ પરણીને જૂદો રહ્યો હતો, અને આજે તેને ત્યાં પણ બે ત્રણ ફરજંદોની વૃધી થઈ છે. એ પ્રમાણે મારી ભલી અને ગરીબ સાહી પોતે પોતીકી ભલી મનસની મુજબ સુખી થઈ છે તેમજ તેણીનો બેટો પણ રલતો કમાતો, અને આબાદ હાલતમાં બચાં છોકરાં સાથ બધી વાતે સુખી છે.

રાજાને ગામથી સુનઇએ રૂખસદ લીધા પછી અગરજો મને ત્યાં વધુ વારવેર થોબવું હતે તો ખરેખર હું મોટી અગવડમાં આવી પડી હતે, પણ ખોદાની બક્ષેશથી સુનઇની સાથેજ મને પણ મુંબઈ આવવું પડયું હતું. વાંચનારી

બેનીઓ જાણેછે કે લગન પછી તુરત માતા તરીકેનો જોખમ માથે હોરવાને હું ઝાઝી ઈતેજાર નહિ હતી. પણ પરણેલી જીંદગીનાં પાંચ છ વરસ વીતી ગયા પછી, રાજાને ગામની એકાંત જીંદગી, બચાં છોકરાં વગર મને અકારી પડવા લાગી, કેમકે મારાં સાસરાંમાં દેર જેઠનાં છોકરાંઓનો મને ઘણો પડોસ લાગેલો હતો. વળી મારી સાથની પરણેલી મારી બીજી બેનીઓને ત્યાં ફરજંદોની વૃધી થયલી સાંભળી ખુદરતી રીતે મને તેમની અદેખાઇ લાગતી, વળી મારાં મેહેરબાંન સાસુજીના એક નવાઈ સરખા વિચાર પ્રમાણે એક પણ વાર માતા થયા વગર બાનુઓને પુરતી ઉમરનું ડહાપણ અને શીયાનપણ આવી શકતું નથી એ વિચાર પણ મારાં મગજમાં દોહોવાયા કરતો હતો. આ સઘળાં કારણોથી તેમજ એક બાનુ તરીકેની મારી ખરી સરજતથી રખે હું બાતલ રહી જાઉં, અને મારી બીજી બેનીઓની દયાનું કારણ થઇ પડું એવી ધાસ્તીને લીધે મને પણ રફતે રફતે માતા થવાની ઇંતેજારી વધવા લાગી. જેમ જેમ આ ઈંતેજારીમાં વધારો થવા લાગ્યો તેમ તેમ બીજી વેહેમી ક્રિયાઓ અને ધનતરમંતર ને પડતાં નાખી હું મારાં સાસુજીની ભલામણ મુજબ માત્ર પવિત્ર અવસ્તાનો અને ધણીની તાબેદારીનો આધાર પકડવા લાગી. બની શકતું તો લંબાણ "આવાં યસ્ત" પણ કરતી અને નહિ તો માત્ર આવાં અરદુઇસુરની ન્યાસ વગર તો હું એક પણ દિવસ પસાર થવા દેતી નહિ હતી. અંતે મારી ભલી મનસનીની બંદગી ખુદરતના ખાવિંદે સાંભળી, અને પતિવર્તાપણા સાથની ખાવિંદ તરફની સંમપૂર્ણ તાબેદારીને

બદલો મને મળ્યો. હું એક ફરજંદની ઉમેદવાર થઇ, અને સાતમે મહિને ફુઈની સુનઈ સાથ મને પણ વાહાલા ખાવિંદની પરવાનગી લઈ મુંબઈ આવવું પડયું હતું, જ્યાં આવ્યા પછી બે માસમાં મેં મારી વડી દિકરી અને પેહેલાં ફરજંદ "મનીજેહ"ને જનમ આપ્યો હતો.

પ્યારી બેનો, એક ફરજંદની માતા થયાથી મારી છોકરંવન ઉમરનો અંત આવ્યો છે, અને આ હેવાલમાં પરણીને સંસારમાં પડનારી બાનુને પોતીકાં નવાં મુકામમાં શી રીતે રસ્તો લેવો પડે છે તેટલુંજ માત્ર મારા દાખલા ઉપરથી દરશાવવાની મારી મુલ મકસદ હોવાથી હવે હું આ હેવાલ સમાપ્ત કરવાની રજા લઉં છુ. અતિઘણી ધિરજ, ઉલટ અને શોખથી મારી એક નજીવી જીંદગીનો આ નજીવો હેવાલ વાંચવામાં આવ્યો છે તે માટે હું મારી બેનીઓનો ખરાં અંતઃકરણથી ઉપકાર માનું છું. ઉપલા મારા હેવાલ ઉપરથી વાંચનારી બેનીઓએ જોયું હશે કે મેં કોઇ બાહાદુર સ્ત્રીઓની મિસાલ મહાભારત લડાઇઓ મારી નથી, અતિઘણી પંડિતાઇ યા ફિલસુફીમાં નામ કાહડયું નથી, વિદ્યા હુનરને લગતી માહાભારત શોધો કીધી નથી, "મીસ ફ્લોરન્સ નાઇટીંગેલ"ની મિસાલ પરદુઃખ ભંજક તરીકેનાં પણ કશાં જાણવાજોગ કામો મારે હાથે થયાં નથી, એવો કશો પણ લોભ મેં રાખ્યો નથી, કેમકે એવાં કામો માટે કુલે સ્ત્રી જાત જનમેલી નથી. એવાં સાહાસ કામો બજાવનારી સ્ત્રીઓને હું વખાણુંછું, પણ બધીજ સ્ત્રીઓને હું તેમના જેવી બનાવવા માગતી નથી. જેમ બને તેમ ઘટતી ઉમરે સંસારમાં પડી, પોતીકી લાયકી, નરમાશ, અને

ઉદયોગી જીંદગીથી આસપાસનાંઓને સુખી કરી પોતે પણ સુખી થવું એ કુલે ઓરત જાતનો ધર્મ છે. એ ધર્મ મેં શી રીતે પાળ્યો છે, અને તેથીજ હું અંતે કેટલી સુખી થઇ છું તેટલુંજ માત્ર ટૂંકમાં બતલાવી આપવાની મેં આ હેવાલમાં પ્રથમથીજ મકસદ રાખી હતી. આ મકસદમાં હું કેટલે દરજ્જે પાર પડી શકી છું તે જણાવવાનું કામ મારી ભલી વાંચનારી બેનીઓનું અને મારા ઉદાર દિલના ટીકાકારોનુંજ છે.

---

સમાપ્ત.

---